| રજીસ્ટર નં. | ગ્રાહકનું નામ વગેરે |
| --- | --- |
| | |

## ચાલુ વર્ષમાં ૧૫૦૦ પૃષ્ઠનાં નીચલાં પુસ્તકો મળશે:

પરંતુ જો કોઇ અન્ય પુસ્તક સારૂં જણાશે તો નીચલા ક્રમમાં ફેરફાર કરી શકાશે.

૧ **મહારાજ પ્રતાપાદિત્ય**—(ઐતિહાસિક પૃષ્ઠ ૩૮૪) (લેખક ડા. રા. મ્હેતા.) ૨ **પ્રાણેશ્વરીનું પ્રેમમંદિર** અથવા **સ્વરાજ્ય માટે સ્વાર્થત્યાગ.** (લેખક ડા. રા. મ્હેતા.) ૩ **નૌકા ડુબી** અથવા **વહાણનું ડુબવું.** (બંગ લેખક સર રવીન્દ્રનાથ ટાગોરનું, બંગાલીમાંથી ભાષાંતર) બહુ ઉત્તમ પુસ્તક છે. ૪ **અંગ્રેજી રામરાજ્ય** અથવા **પિંડારાઓનો હોરહમામ.** (ધાર્મિક બોધ સાથે)



૧ **વાર્ષિક લવાજમ**—હિંદનાં ગ્રાહકો માટે **કાચા** જાડા મજબુત પૂઠાના પોસ્ટેજ સાથે રૂ. ૨–૮–૦ અને **પાકા** સુંદર પૂઠાના રૂ. ૩–૮–૦ વી. પી. ખર્ચ રૂ. ૦–૧–૦ જૂદો.

આફ્રિકાના ગ્રાહકોએ **કાચા** પૂઠાના રૂ. ૩–૨–૦ તથા **પાકા** પૂઠાના રૂ. ૪–૮–૦ નો પોષ્ટલ ઓર્ડર મોકલવો.

૨ હવે પછીનાં પુસ્તકો દર ત્રણ ત્રણ મહિને પ્રકટ થશે.

૩ પત્રવ્યવહાર કરતી વખત ગ્રાહકોએ **રજીસ્ટર નંબર** અવશ્ય લખવો.

૪ જવાબ માટે રિપ્લાઇ કાર્ડ કે અર્ધા આનાની ટીકીટ અવશ્ય બીડવી, નહિ તો જવાબ મળશે નહિ.

૫ જેઓને કોઇ પણ એજન્ટદ્વારા પુસ્તકો મળવામાં અસંતોષ હોય તેમણે અમને બહારોબહાર પત્ર લખી પુસ્તક મંગાવવાની ગોઠવણ કરવી.

૬ સર્વત્ર એજન્ટોની જરૂર છે. ઇચ્છા રાખનારે અમારી સાથે પત્રવ્યવહાર ચલાવવો.

**મેનેજર–સસ્તી વાર્તામાળા—અમદાવાદ.**

॥ श्री गुरवे नमः ॥

सस्ती वार्तामाळा.

बंगवीर

# महाराज प्रतापादित्य

वर्ष ५मुं.



पुस्तक १-२-३.

(एक ऐतिहासिक नवलकथा.)

पंदरसो पृष्ठनां पुस्तकोनुं वार्षिक मूल्यः-

| | |
|---|---|
| काचा जाडा पूठांना | रु. २-८-० |
| पाका सुंदर पूठांना | रु. ३-८-० |
| वी. पी. खर्च. | रु. ०-१-० |

आसो, कारतक, मागशर.

संवत. १९७४.
सन. १९१७.

मूल्य छूटक काचु पु ... २-०-०
" " पाकु पु

प्रथमावृत्ति. ३२०० प्रत.

लेखक, प्रकाशक,
डाह्याभाई रामचंद्र म्हेता.
सम्पादक-सस्ती वार्तामाळा.
अमदावाद.

પ્રકાશક: ડાહ્યાભાઈ રામચંદ મહેતા. ઠે. દાણાપીઠ-નવેપુરા. અમદાવાદ
અમદાવાદ સલાપોસ રોડ, ધી ગ્રામંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



# दुनिया अजब बाजार हय !

दुनिया अजब बाजार हय कुछ जीन्स य्हांकी साथ ले,
नेकीका बदला नेक हय बदसे बदीकी बात ले;
मेवा खिला मेवा मिले फल फुल दे फल पात ले,
आराम दे आराम ले दुःख दर्द दे आफात ले;
कलजुग नहीं करजुग हय य्हे यां दिनको दे और रात ले,
कया खुब सौदा नकद हय इस हाथ दे इस हाथ ले. १

कांटा कीसीको मत लगा गो मिस्ले गुल फुला हय तु,
वोह तेरे हकमें तीर हय किस बात पर भूला हय तु;
मत आगमें डाल औरको फिर घांसका पुला हय तु;
सुन रख य्हे नुकता बेखबर किस बात पर भूला हय तु;
कलजुग नहीं करजुग हय य्हे यां दिनको दे और रात ले,
कया खुब सौदा नकद हय इस हाथ दे इस हाथ ले. २

शोखी शरारत मत करो फन सबका बसेखा हय य्हां,
जो जो दिखावे औरको वोह आपही देखे यहां;
खोटी खरी जो कुछ के हय, तिस्का परेखा हय यहां,
जो जो बुरा तुलता हय दिल तिल तिलका लेखा हय यहां;
कलजुग नहीं करजुग हय य्हे यां दिनको दे ओर रात ले,
कया खुब सोदा नकद हय इस हाथ दे इस हाथ ले. ३

# લેખકની પ્રસ્તાવના.

**પ્રશ્નઃ—નવલકથાઓ વાંચવાથી શા ફાયદા થાય છે ?**

ઉત્તરઃ—"...દેશકાલાનુસાર ઉપન્યાસ ઘણો લાભ પ્રાપ્ત કરાવે છે. તે કલ્પનાશક્તિને વધારે છે, ભાષાજ્ઞાનની વૃદ્ધિ કરે છે, અને ભાષાની ઉન્નતિ કરે છે. તે ઉત્તમ શિક્ષાઓને સરલ રીતથી હૃદયપર અંકિત કરે છે, તે ગૂઢ વિષયોનું જ્ઞાન સુગમતાથી કરાવે છે, તે આચરણ સુધારવામાં સહાયતા કરે છે, તે મનના થાકને દૂર કરી આનન્દપ્રદાન કરે છે, તે અવકાશના સમયનો સદુપયોગ કરાવે છે, તે પોતાના દેશની અને સમાજની ઉન્નતિમાં સહાયક થાય છે. સારી નવલકથાઓ બહુ ઇષ્ટપદ થઈ પડે છે..." (શ્યામસુંદર જોશી-સરસ્વતી—સપ્ટેમ્બર-૧૯૧૭.)

અખિલ વિશ્વવ્યાપક, જગદીશ્વરની અસીમ કૃપાથી **"સસ્તી-વાર્તામાળા"** આજે પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે. જે સમયે સમગ્ર જગત્ યુરોપના યુદ્ધને લીધે અશાંતિમય જીવન ગાળે છે, જે સમયે બ્રિટિશ ગવર્નમેન્ટની શાંત પ્રજા મોંઘવારીનું કષ્ટ સહન કરી રહી છે, જે સમયે મ્હોટા મ્હોટા શ્રીમંતો ધૈર્ય ગુમાવી વ્યપાર રોજગાર સંકેલી રહ્યા છે, જે સમયે યુરોપ આદિ દેશનાં મ્હોટા મ્હોટા ગ્રંથ પ્રકાશકો અને વર્તમાનપત્ર તથા માસિકપત્રના માલિકોએ પોતાનાં કાર્યની ગતિ મંદ કરી દીધી છે, અને કેટલાંક સાહિત્ય સેવકોએ લવાજમો વધાર્યાં છે તેમજ કેટલાંક પત્રો, માસિકો બંધ પડી ગયાં છે તેવા વિકટ-સંકટ સમયે પણ **"વાર્તામાળા"** પોતાની સેવા બજાવી રહ્યું છે ! એવા સમયમાં "વાર્તામાળા" હજી પણ પોતાના વાંચકોને ગ્લેઝડ કાગળ અને પૂર્વવત સુંદર દેખાવ

દષ્ટિનેજ આનંદ પમાડી રહી છે! એ માટે પરમાત્માનોજ આભાર માનવો ઇષ્ટ છે.

"**સસ્તી વાર્તામાળા**" ના ગ્રાહકોના કરકમળમાં આજે **પાંચમા** (નવા) વર્ષનું પ્રથમ પુસ્તક બંગવીર, બંગ કેસરી, **મહારાજ પ્રતાપાદિત્યનું** પુણ્યપવિત્ર જીવન ચરિત્ર સાદર કરતાં અમને આનંદ થાય છે. "**વાર્તામાળા**"ના વાંચકોને આજે બંગાળાના એક મહાપ્રાણ, સ્વદેશપ્રેમી નરપતિનું જીવન વ્રત સમર્પણ થાય છે તેથી અમને વિશેષ આનંદ થાય છે. ગુર્જર વાંચક બંધુઓએ મહારાષ્ટ્ર કેસરી, વીર-બાહુ છત્રપતિ શિવાજી મહારાજ, ચક્રવર્તી બાપ્પા રાવળ, મેવાડ કેસરી મહારાણા પ્રતાપસિંહ, બુંદેલખંડ કેસરી વીર રાજા છત્રસાલ, અને પંજાબ કેસરી મહારાજ રણજીતસિંહના મહા પવિત્ર, ગૌરવાન્વિત જીવન ચરિત્રો વાંચ્યાં છે. મહારાજ પ્રતાપાદિત્યનું જીવનચરિત્ર પણ તેવુંજ પવિત્ર અને ગૌરવાન્વિત છે. આ જીવનચરિત્ર ઘણેઅંશે છત્રપતિ શિવાજી મહારાજના જીવન જોડે મળતું આવે છે. પરંતુ પ્રતાપાદિત્યમાં કેટલીક વિશિષ્ટતા જોવામાં આવે છે તેજ તેમને માટે પૂજનીય, વંદનીય છે. તેમનો જન્મ ઇ. સ. ૧૫૫૮ માં થયો હતો. તેમણે બંગાળામાંથી મોગલોનો અત્યાચાર નાબુદ કરવા માટેજ યત્ન કર્યો હતો. જો મોગલો સુલેહ શાંતિથી અને આજના ન્યાયી બ્રિટિશ ગવર્નમેન્ટની પેઠે સુખી રાજ્ય ચલાવતા હોત તો પ્રતાપાદિત્યને તેમના વિરૂદ્ધ પગલાં ભરવાનું ભાગ્યેજ કારણ રહેત! પ્રતાપાદિત્યમાં જે ગુણવિશિષ્ટ હતા તેમાં ઉદારતા, ધાર્મિકતા, સમાનતા, (શત્રુ પ્રત્યે પણ) બંધુભાવ, ન્યાયપરાયણતા અને વિનયશીલતા જોવામાં આવે છે. તેમના તેજ ગુણને પ્રતાપે તેઓ બંગાલના સિંહાસનપર બિરાજી એકછત્ર રાજ્ય ચલાવી શક્યા હતા. તેમના બાહુ બળને પ્રતાપે અનેક

શત્રુઓ થરથર કમ્પતા હતા, એટલુંજ નહિ પણ "ઘર ફૂટે ઘર જાય" એ કહેવત પ્રમાણે બે ચાર દુષ્ટ વિશ્વાસઘાતી–સ્વાર્થી બંગાલી કુલાંગારો જો મોગલ સેનાપતિ હિંદુ કુલકંટક માનસિંહને મળી ન ગયા હોત અને પ્રતાપાદિત્યની ગુપ્ત યુદ્ધનીતિ તેમને કહી દીધી ન હોત તો માનસિંહ (મોગલો)નો કદી પણ વિજય થાત નહિ! તે કદી પણ પ્રતાપાદિત્યનો પરાજય કરી શકત નહિ અને બંગાલ કદી પણ પરતંત્ર થાત નહિ! મહાપાપી, વિશ્વાસઘાતી–બંગાલી ઘરભેદુઓને લીધેજ પ્રતાપનો પ્રતાપ નિસ્તેજ થયો છે! બંગાલ પરતંત્ર થયું છે! અફસોસ! હિન્દુસ્તાનનું રાજ્ય સિંહાસન બાહુબળથી જીતનાર બાદશાહો કરતાં પરસ્પર ફાટફુટ કરાવી તેને જીતી લેવાની લડાઇ હાંકનારા બાદશાહો વડેજ શોભાયમાન થયું હતું. પ્રતાપાદિત્યનું આ જીવનચરિત્ર વાંચવાથી વાંચકો જાણી શકશે કે બંગાળામાં પણ એક મહા પુરૂષનો જન્મ થયો હતો અને તેણે છત્રપતિ શિવાજી અને મહારાણા પ્રતાપસિંહની પેઠે મોગલો જોડે યુદ્ધ કરી બંગાલીઓના નામની યશપતાકા ફરકાવી હતી! યુરોપ અમેરિકાના નેપોલિયન અને વોશિંગ્ટનની કીર્તિ હિંદુ–યુનિવર્સિટીઓમાં ગવાય છે, પરંતુ દિલગીરી વાત છે કે અમારા દેશના ગ્રેજ્યુએટો શિવાજી, પ્રતાપ, રણજીતસિંહ અને પ્રતાપાદિત્ય જેવા સ્વદેશપ્રાણ મહા પુરૂષોનાં જીવતવ્રત જાણવાથી ઘણે ભાગે વિમુખ રહે છે! એવા મહાપુરૂષોના જીવન ચરિત્ર વાંચવાથી સત્યનિષ્ઠા, ન્યાય, ધર્મ, નીતિ, સહિષ્ણુતા અને સ્વદેશપ્રેમના પાઠ શિખવાનું અનુકૂળ થઇ પડે છે. તેમ થવાથી કેટલાક સદગુણ ગ્રાહ્ય કરી શકાય છે અને તેને પ્રતાપે સ્વજીવનને મહદ્ ધન્ય બનાવી શકાય છે. સત્ય છે કે આજે યુદ્ધ નથી, આજે પ્રપંચ નથી, આજ મોગલોના જેવી ધર્મભ્રષ્ટતા નથી પણ આજે આપણે બ્રિટિશના શાંતિમય છત્ર નીચે સુખ સંતોષમાં જીવન વ્યતીત કરીએ છીએ, આજે આપણે હિંદુ, મુસલ-

માન, પારસી, ખ્રીસ્તી, યાહુદી, વગેરે સર્વ બંધુત્વના એક સૂત્રમાં બંધાઇ રહ્યા છીએ એટલે આજે તો માત્ર પ્રસ્તુત જીવન ચરિત્રમાં આપેલાં પાત્રોના ઉત્તમ ગુણનુંજ અનુકરણ કરવા જેવું છે અને તેજ આપણને ચિરકાલ સુખ-શાંતિ અપાવે એમ છે. વાંચક બંધુઓ-હિંદુ અને મુસલમાન ભાઇઓ, આ પુણ્ય પવિત્ર જીવન વ્રતમાંથી હંસ ક્ષીર ન્યાયે ઉત્તમ સદ્‌બોધ ગ્રહણ કરશે, ઉચ્ચ ગુણથી વિભુષિત થશે તો લેખક-પ્રકાશકનો શ્રમ સફળ થશે.

પ્રસ્તુત નવલકથાનું મૂળ બંગાલીમાં શ્રીયુત હારાણચંદ્ર રક્ષિત રચિત "બંગેર શેષ વીર પ્રતાપાદિત્ય" તથા શ્રી સત્યચરણ શાસ્ત્રી રચિત "મહારાજ પ્રતાપાદિત્ય" છે. ઘણો આધાર હા. ચં. રક્ષિતના પુસ્તક ઉપરથીજ લીધો છે. શ્રી હા. ચં. રક્ષિત બંગાલી સ્કુલોના એક પરિક્ષક અને ત્યાંના ગવર્નમેન્ટના માનનીય ગણાય છે. એ બંને મહાશયોનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

* * * *

**હમણાં** બે અઢી માસથી **કાગળના ભાવમાં** એકદમ ઉછાળો માર્યો છે. તેના ભાવ છગણાથી પણ કંઇક વધુ થઇ ગયા છે ! પૂઠાં, કપડું, સોનેરી રૂપેરી વરખ વગેરે તમામ મોંઘું થઇ ગયું છે. તેવા વખતમાં નુકશાન સહન કરીને પણ "**વાર્તામાળા**" નું કાર્ય ચાલુ રાખવામાં આવ્યું છે તેનું કારણ અમારા સુજ્ઞ વાંચકો ભવિષ્યમાં ગ્રાહકમાં કાયમ રહી એ નુકસાનનો યત્કિંચિત્ પણ બદલો વાળવા દ્રઢ સંકલ્પ કરશે એજ છે.

આશામાં ને આશામાં સમગ્ર જગતના જીવો વિશ્વયાત્રા કરી રહ્યા છે. **નુકસાન** સહન કરીને પણ "**વાર્તામાળા**" વાંચકોની સેવા બજાવે છે તે ભવિષ્યની સારી આશાનેજ લીધે ! આ પુસ્તકથી

તેના કદમાં સહજ ફેરફાર કરવો પડયો છે કારણ કે પ્રથમ તે સુપર-રૉયલ સોળપેજી સાઇઝમાં પુસ્તકો પ્રકટ થતાં પણ તે સાઇઝના કા-ગળો બજારમાં સહેલાઇથી મળતા નથી. કાગળવાળાઓ નિયમિત રીતે તે કાગળો પૂરા પાડવાનું માથે રાખતા નથી, તેથી હાલ તુરત રૉયલ સોળપેજી સાઇઝ રાખવામાં આવ્યું છે, તેમ છતાં કાગળો ગ્લેઝડ–સારા રાખવામાં આવ્યા છે. પૂઠાં વગેરે પણ સુંદર–ઉત્તમ–મજબુતજ છે. વાં-ચકો પરીક્ષા કરી શકશે. અમારા ગુણજ્ઞ ગ્રાહકો હાલ તુર્ત તો એ પ્રમાણેજ ચલાવી લેશે અને અમારા કાર્યમાં પોતાનાથી બનતી સ-હાય આપશે.

અમે પ્રત્યેક ગ્રાહક બંધુને પ્રાર્થના કરીએ છીએ કે તેમણે “ **વાર્તામાળા** ” નાં એક બે નવિન ગ્રાહકો મેળવી અમારો ઉ-ત્સાહ વધારવો.

યુરોપ અમેરિકાદિ સુધરેલા દેશોમાં સાહિત્ય પ્રચારનું કામ બે ચાર હાથે થાય છે. ત્યાં ગ્રંથકારો માત્ર ગ્રંથો લખીને પ્રકટ કરનાર કંપનીઓને સોંપી દે છે. પ્રકાશકો છાપખાનામાં છપાવી લે છે અને પછી વેચે છે એટલે એ કાર્ય ત્રણ હાથે વહેંચાઇ જાય છે તેથીજ તે પ્રત્યેક પોતાના કાર્યમાં દક્ષ રહી સ્વકાર્ય ખિલવવાનો વિશેષ યત્ન કરે છે. જ્યારે આપણા દેશમાં તો બિચારા ગ્રંથકારોનેજ ગ્રંથો લખી, છપાવી વેચવા પડે છે ! તેમ થવાથી ગ્રંથકારોનો ઘણો વખત વ્યવ-સ્થા કરવામાં રોકાતો હોવાથી અન્ય સારા ગ્રંથો શોધવા અને તે લખવા પાછળ વખત રોકવાનું બનતું નથી. જો ગુર્જર ગ્રંથકારોને પણ લખવાનું તથા પ્રકટ કરવાનું કામ બે જૂદેજૂદે હાથે કરવાની તક મળે તો બન્ને વ્યક્તિયો પોતપોતાનું કામ ઘણી સારી રીતે કરી શકે નિઃસંદેહ છે. એજ શુભ ઉદ્દેશ્યથી ચાલુ–નવીન–વર્ષથી અમે પણ

તેવી જૂદી જૂદી વ્યવસ્થા કરી છે જેથી "વાર્તામાળા" નું કાર્ય ભવિષ્યમાં વિશેષ ઉન્નતિને પામશે અને સારી સારી બોધપ્રદ નવલકથાઓ વાંચકોને સાદર કરી સાહિત્ય સેવા બજાવી શકાશે એવી ધારણા છે. પરમાત્મા લેખક પ્રકાશક બન્નેને સહાય કરો.

અમદાવાદમાં પ્લેગનું સખ્ત જોર હોવાથી પ્રસ્તુત પુસ્તકનું ૫ મું વર્ષ આસોથી શરૂ કર્યું છે.

વિજયાદશમી.<br>
આસો, ૧૯૭૩.<br>
**નડીઆદ.**



**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**



# અનુક્રમણિકા.

# સસ્તી વાર્તામાળાનાં ગયા ત્રીજા વર્ષનાં પુસ્તકો ૧૫૦૦ પૃષ્ઠ !

**ત્રીજા વર્ષનાં** નીચલા પુસ્તકો થોડાં થોડાં સીલીકમાં છે. **કાચા** પૂઠાના રૂ. ૩-૮-૦ અને **પાકા** પૂઠાના રૂ. ૪-૮-૦ વી.પી. ખર્ચ ૦-૧-૦ વધુ. **આફ્રિકા** માટે **કાચા** પૂઠાના રૂ. ૩-૧૦-૦ **પાકા** પૂઠાના રૂ. ૫-૦-૦ નો પોષ્ટલ ઓર્ડર મોકલવો.

૧ **શાંતિનિકેતન** અથવા **સુખપ્રાપ્તિનો મહામંત્ર**—આ સામાજિક-ધાર્મિક નવલકથામાં ખરી સુખ-શાંતિ ભરી દીધી છે, ધર્મપ્રાણ સજ્જનોએ અવશ્ય વાંચવું. ૨ **રાજા છત્રસાલ** અથવા **બુંદેલખંડનો ભાગ્યરવિ !** આ ઐતિહાસિક નવલકથામાં મહાવીર રાજા છત્રસાલે સ્વબાહુ બળથી ઔરંગઝેબને કેવો પરાજય પમાડી સ્વતંત્રતા જાળવી રાખી તેનું વીરરસપૂર્ણ વર્ણન છે. ૩-**યુરોપનો રણરંગ**-યુરોપમાં ચાલતા મહાયુદ્ધનાં કારણો, યુદ્ધથી થતા ગેરફાયદા, ભારતવર્ષનું ભવિષ્ય વગેરે નવલકથાના રૂપમાં છે. ૪-**સુધરેલી સીતા** અથવા **સુધારાને નામે બગાડો** સુધારાને નામે હુમણાં કેવા બગાડા થાય છે અને સુધારાવાળાઓ ધર્મનીતિને નામે કેવા અધર્મ અનીતિ ચલાવે છે તે સર્વને વાંચવા જેવાં છે.

## ચોથા વર્ષનાં પુસ્તકો. ૧૫૦૦ પૃષ્ઠ !

ચોથા વર્ષનાં પુસ્તકોની પણ થોડી થોડી કૉપીઓ સીલીક છે. **કાચા** પૂઠાનાં રૂા. ૩-૦-૦ **પાકા** પૂઠાનાં રૂા. ૪-૦-૦ વી. પી. ખર્ચ ૦-૧-૦ વધુ. **આફ્રિકા** માટે **કાચા** પૂઠાના **રૂા.** ૩-૧૦-૦, **પાકા** પૂઠાના **રૂા.** ૫-૦-૦ નો પોષ્ટલ ઓર્ડર મોકલવો.

૧. **આનંદ મંદિર** અથવા **મોક્ષપ્રાપ્તિનો મહામંત્ર**-સામાજિક-ધાર્મિક નવલકથા, બહુ ઉત્તમ છે. એમાંના પાત્રો મનુષ્ય માત્રને

ધર્મનો અમૂલ્ય બોધ આપે છે. **૨–છત્રપતિ રાજારામ અથવા મરાઠાઓનો આત્મયજ્ઞ.** શ્રી શિવાજી છત્રપતિના મરણ પછી મોગલોએ મહારાષ્ટ્રમાં પગ પેસારો કર્યો હતો તેમનો પરાજય કરી પુનઃ સ્વરાજ્યસ્થાપન કરનાર વીર મરાઠાઓનાં પરાક્રમ. **૩–આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ**–આ પુસ્તકમાં આદર્શ ગૃહસ્થનું સર્વોત્તમ જીવનચરિત્ર પ્રત્યેક ગૃહસ્થાશ્રમીએ અવશ્ય વાંચવું. જાપાની સ્ત્રી ડીટેક્ટીવો કેવાં અદ્ભૂત પરાક્રમ કરે છે તે પણ વાંચવા જેવાં છે.

મળવાનું ઠેકાણું:—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર–ઠે. ત્રણ દરવાજા—**અમદાવાદ.**

---

**અત્યારેજ ગ્રાહક થાઓ !**

ઉત્તમ લેખો, વાર્તાઓ, કાવ્યો અને અનેક ચમત્કારિક ચિત્રોથી ભરપૂર

**સચિત્ર માસિક**

# ☛ કચ્છી જૈન મિત્ર.

સામાજિક, વ્યવહારિક, ઔદ્યોગિક, ઐતિહાસિક, અને નૈતિક વિષયોને જાણીતા સાક્ષરો અને અનુભવી વિદ્વાનોના હાથે ચર્ચવા, લોકમત કેળવવા તથા સાંસારિક સ્થિતિ સુધારવા માટે આ સચિત્ર–માસિક દર અંગ્રેજી માસની શરૂઆતમાં બહાર પડે છે. આ માસિક માટે ગુજરાતી, હિંદુસ્તાન તથા અખબારે ઇસ્લામ વગેરે તમામ વર્તમાનપત્રના અધિપતીઓએ, જાણીતા સાક્ષરોએ તેમજ આગેવાન જાહેર શ્રીમંતોએ એકી અવાજે પ્રશંસા કરી પોતાના ઉચ્ચ અભિપ્રાયો

જાહેર કરેલ છે. આવા અનેક અભિપ્રાયોમાંથી માત્ર નીચેના બેજ અભિપ્રાયો વાંચી ખાત્રી કરો.

મુંબઇની સ્મોલકોઝ કોર્ટના જજ્જ મી. કૃષ્ણલાલ મોહનલાલ એમ. એ. એલ; એલ, બી. જણાવે છે કે: "તમારા માસિકના ચાર અંકો મને મળ્યા છે. આ અંકો મને ઉત્તમ લેખો અને ચિત્રોથી ઘણાજ સુંદર અને સુશોભિત લાગ્યા છે."

જાણીતા નાટકકાર મી. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બી. એ. એલ; એલ. બી. બાર-એટ-લૉ. જણાવે છે કે: "આપે જે સાહસ હાથ ધર્યું છે તે માટે અભિનંદન સિવાય ભાગ્યેજ બીજું કંઇ કહેવાનું રહે છે. આપણા દેશમાં અનેક જ્ઞાતિપત્રો પ્રકટ થતાં જોવામાં આવે છે, પરંતુ મને લાગે છે કે સ્વચ્છતામાં, સૌંદર્યમાં અને લેખોની વ્યવસ્થામાં આપના માસિકે સહેલાઇથી પ્રથમ પંક્તિ પ્રાપ્ત કરી છે. આપના સાહસ માટે આપને ધન્યવાદ ઘટે છે."

આ માસિકનું **વાર્ષિક લવાજમ પોસ્ટેજ અને ભેટના ઉત્તમ પુસ્તક સાથે માત્ર રૂપીઆ ત્રણ છે.**

છુટક નકલના માત્ર આઠજ આના રાખવામાં આવ્યા છે. આ માસિક દરેકે દરેક મનુષ્યને એક સરખું ઉપયોગી હોવાથી **જાહેર ખબર માટે ઉત્તમ સાધન છે.** લખોઃ—

ઑ. વ્યવસ્થાપકઃ—**"કચ્છી જૈન મિત્ર" માસિક.**

માંડવી-મુંબઇ.



# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. અમદાવાદ—રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર.
૨. „ ગુજરાત સ્વદેશી સ્ટોર, રીચીરોડ–ફુવારા સામે.
૩. „ મેસર્સ જે. એન. વકીલ અને કું. રીચીરોડ નં. ૪૩૩
૪. „ રા. રા. ચંદુલાલ સાંકળચંદ શાહ. માંડવીની પોળ વીંછીની પોળ સ્હામે મેડા ઉપર.
૫. „ અંબાલાલ શંકરલાલ દવે. ખાડીઆ શ્રીરામજીની શેરી.
૬. નડીઆદ—રા. રા. મગનલાલ દામોદરદાસ પંડયા. લખાવાડને નાકે. તલાટી પોળ.
૭. વડોદરા—મોહનલાલ મનસુખરામ બુકસેલર.
૮. ભરૂચ—રા. રા. ગણપતરામ દુર્ગારામ દેસાઇ. વિમા-કંપનીના એજન્ટ.
૯. નાંદોદ—લલ્લુભાઇ સોમાભાઇ. ઠે. દરબાર રોડ.
૧૦. સુરત—શા. રંગીલદાસ કાશીદાસ જનરલ મરચન્ટ–બરાનપુરી ભાગોળ.
૧૧. મુંબઇ—મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ કાલબાદેવીરોડ પ્રિન્સેસ સ્ટ્રીટ.
૧૨. „ રા. રા. હરિલાલ જીવણલાલ બુકસેલર. ઠે. કાલબાદેવી રોડ, અળસીના પાટીયાની બાજુમાં ઘર નં. ૩૭૯.
૧૩. ભાવનગર—રા. અબદુલહુસેન આદમજી બુકસેલર.
૧૪. કરાંચી—રા. રા. મોહનલાલ ત્રિભુવન દવે. ઠે. ધી મુંબઇ કં. લી.

बंगवीर

# महाराज प्रतापादित्य

## प्रथम खण्ड—उषा.

## પ્રથમ પરિચ્છેદ.

### ત્રણ યુવક.

પ્રકૃતિના લીલા નિકેતન, સ્વાભાવિક રીતેજ સુંદરતાના નમુના સ્વરૂપ, સુંદરવનના નિબિડ અરણ્યમાં ત્રણ તરૂણ વયના યુવકો એક દિવસ શિકાર રમવા ગયા હતા. ઉંચા મસ્તક કરી વીર યોદ્ધાની પેઠે ઉભાં રહેલાં વૃક્ષોની ઘીચ ઘટા જોઈ સામાન્ય મનુષ્યને ભય લાગ્યા વિના રહે તેમ નહોતું. કારણ ? સર્વત્ર ઘોર અંધકાર ! ઘીચ વૃક્ષના ઝુંડમાં તેનાં મસ્તક ખસેડી સૂર્ય ભગવાન પ્રવેશ કરી શકે તેમ નહતું. એક તરફથી પર્વત પ્રદેશના મધ્ય ભાગમાંથી ઘૂ ઘૂ કરતાં વહેતાં જળ-ઝરણુનો ઘુઘવાટ, બીજી તરફથી વન્ય પશુઓની ભયંકર બરાડ ! ચારે દિશા સુન્યકાર, પરંતુ ઉપરોક્ત ત્રણે યુવક તેજસ્વી, હૃષ્ટપુષ્ટ, નિર્ભય ચિત્ત, અને પરાક્રમશાળી હતા. તેઓ ભયનું ન મ નિશાન જાણુતા નહોતા. તેઓ નિર્ભય ચિત્તે અને પ્રચં-

ણ્ડ તેજવડે ભયાનક હિંસ્ત્ર જંતુ ભરેલા ગહન અરણ્યમાં શિકાર કરવા પ્રવૃત્ત થયા. શરીર પર બખ્તર, હાથમાં ધનુષ્ય—બાણુ, કટી પ્રદેશપર ધારદાર તલવાર, વીર પુરૂષને યોગ્ય એવાં વસ્ત્ર ધારણ કરેલાં, અન્ય વસ્તુ પર દ્રષ્ટિપાત નહિં કરતાં આનન્દ પ્રફુલ્લ ચિત્તે ત્રણે યુવક અરણ્યમાં શિકાર શોધતા ફરવા લાગ્યા. અરણ્યમાં તેમણે ઘણા પશુઓને શિકાર કર્યો. અનેક પશુઓ તો તેમનો પ્રબળ પ્રતાપ જોઇ જીવ લઇને આમ તેમ ન્હાસી ગયાં. શિકાર રમતી વખતે ત્રણે યુવક પરસ્પર એક બીજાની હરિફાઇ કરતા પોતપોતાનું વીરત્વ દર્શાવવા લાગ્યા. કોણુ સરસ ? કોણુ વિશેષ બહાદૂરી બતાવે છે ? કોનામાં લક્ષ્ય તાકવાની કુશળતા વિશેષ છે ? કોણુ વીર કહેવાય ? જે અચુક શિકાર કરે તે. ખરો વીર તેજ. શિકારને શોધવો, તેને ઘેરવો, તેને એકે બાણે વિંધી પૃથિવી પર ગબડાવી પાડવો. બસ, તેજ ખરો વીર. તેજ સરસ, તેજ બહાદૂર. ત્રણે વીર યુવકો અત્યારે સ્વબાહુ બળ બતાવી રહ્યા છે. એક બોલ્યોઃ " જો, જો, હું એકે બાણે પેલા વેગળે ન્હાસતા લઠ્ઠપઠ્ઠ જંગલી પાડાનું મસ્તક વિંધી નાંખું છું. " બીજાએ કહ્યુંઃ " જો તો ખરો. પેલો ક્રોધોન્મત્ત ગેંડો મ્હારા ઉપર આક્રમણ કરવા આવે છે. પરંતુ હું આ સ્થળેથી એક ડગ પણુ નહિં ખસતાં પાષાણુની મૂર્તિની પેઠે અચલ ઉભો રહ્યો છું. આવવા દે એને. હમણાંજ મ્હારી આ ચળકતી તલવારથી એના બે કટકા કરી નાંખું છું." ત્રીજો બોલ્યોઃ " અરે ! પણુ આમ તો જુવો. અહા ! કેવી ગમ્મત થઇ રહી છે ! આ વૃક્ષના મસ્તક ઉપર પાંદડાંઓની વચમાં બેઠેલો એક ઝેરી નાગ, ફણા વિસ્તારી મ્હારા મસ્તક સામે તાકી રહ્યો છે ! બીજી તરફ પેલી ઝાડીમાં સાક્ષાત્ યમરાજ સ્વરૂપ એક મ્હોટો વાઘ મ્હારા ઉપર હુમલો કરવા તૈયાર થઇ રહ્યો છે. હમણાંજ તે એક

છલંગ મારી મ્હારી બોચી પર ચઢી બેસવાનો મનસુબો કરી રહ્યો છે, પરંતુ ગુરૂદેવની કૃપાથી, હું ક્ષણવારમાં કેવી રીતે મ્હારા એ બન્ને મહા શત્રુને યમસદનમાં પહોંચાડું છું, તે જોઇ તમે આશ્ચર્યજ પામશો ! ”

આ પ્રમાણે પ્રચણ્ડ તેજવડે અને અતિશય બળવડે શિકાર-ક્રીડા સમાપ્ત કરી, ત્રણે યુવકો અરણ્યમાંથી બહાર નિકળ્યા. ધીમે ધીમે તેઓ એક નિરાપદ સ્થાનમાં આવી પહોંચ્યા. થોડે વેગળે યમુના નદીનાં સુમિષ્ટ જળ, કલ્ કલ્ છલ્ છલ્ નાદ કરતાં વહન થઇ રહ્યાં હોય એવું સંભળાયું, ત્રણમાંથી એક યુવકે કહ્યું: “ પ્રતાપ ! ચાલ, આજ યમુના કિનારે બેસી, અંતઃકરણ ઉઘાડી ભગવાનનું નામ-ગાન ગાઇએ. ત્યાર પછી ઘેર જઇશું. ”

“ બહુ સારૂં. તેમજ કરીએ. ચાલો, અમૃત ઉપર કોને અરૂચિ હોય ! ભાઇ શંકર ! ત્હારૂં ગળું જેવું સુમિષ્ટ-મધુર છે તેજ પ્રમાણે ત્હારા પ્રાણાત્મા પણ મિષ્ટ-મધુર છે. મ્હને કોઇ કોઇ પ્રસંગે વિચાર થઇ આવે છે કેઃ “ ત્હારા એવા મિષ્ટ-પ્રાણ સહિતજ શું તું મ્હને મ્હારા ઉચ્ચ સંકલ્પમાં સહાયતા કરશે કે ? ”

“ મ્હારે પ્રાણાત્મા કેવો સુમિષ્ટ છે તે તો ત્હેં આજે પેલા ગેંડાના શિકાર વખતે જોઇ લીધું હશે ! ના જોયું હોય તો હજી પણ કંઇક બતાવી આપું. જોવું છે ? ધારૂં છું કે તે જોઇને મ્હારાં “ મિષ્ટત્વ ” સંબંધી ત્હને દિવ્ય જ્ઞાન થશે ! ”

એટલું કહી તેજસ્વી વીર યુવક, તત્ક્ષણાત્ એક તીક્ષ્ણ બાણ લઇ તે વડે પોતાનું એક નેત્ર ઉખેડી હથેળીમાં બતાવવા તત્પર થયો. તેના હાથમાંથી ઉતાવળે બાણ ખુંચવી લઇ લજ્જિત મુખે પ્રતાપ બોલ્યોઃ

" ભાઈ ! મ્હારા જેવા અધમને યથેષ્ટ શિક્ષા આપી છે. ત્હારી પરીક્ષા થઈ ગઈ છે. ક્ષમા કર. ક્ષમા કર. ભવિષ્યમાં હું કદી પણ ત્હારી ચિત્તવૃત્તિ ઉપર સંદેહ નહિં કરૂં."

શંકર કંઈક અભિમાનવ્યંજક સ્વરે, દ્રઢતા સહિત પરંતુ સ્મિત હાસ્ય કરી બોલ્યોઃ

" પ્રતાપ ! તું શું એમજ સમજે છે કે તે ઉચ્ચ સંકલ્પ તેં એકલાએજ કર્યો છે ? શું બીજા કોઈએ તેવો ઉચ્ચ સંકલ્પ નહિ કર્યો હોય ? તે ઉચ્ચ માર્ગના પ્રવાસી થવા માટે શું કોઈ બીજા આત્માઓ જીવન ઉત્સર્ગ કરવા તૈયાર નહિ હોય ? હું જાણું છું કે ત્હારી પ્રાણ–વિણા અતિ ઉચ્ચ સ્વરે રચાઈ છે, પરંતુ નક્કી માનજે કે આ રંક બ્રાહ્મણ સન્તાન પણ, જીવનની છેલ્લી પળ પર્યંત, ત્હારા તે મહા પ્રાણ સાથે સ્વાત્મપ્રાણ જોડવા સમર્થ થશે. જગતમાં મહત્વાકાંક્ષા કોને નથી હોતી ? એક ક્ષુદ્ર કીટ પણ ઉંચુ મ્હો કરી ઉન્નતિ પામવા પ્રયાસ કરી રહે છે, ત્યાં પછી મનુષ્યની શી વાત ? તેમાં વળી તું રાજ–પુત્ર, અમે સર્વ તમારા શુભાકાંક્ષી ! ભાઈ ! ક્ષત્રિયે ક્ષત્રિનો અને બ્રાહ્મણે બ્રાહ્મણનો ધર્મ બજાવવો જોઈએ. ધર્મ બજાવતાં મૃત્યુ થાય તો તેથી સ્વર્ગની પ્રાપ્તી થાય છે એવું કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે તે હું અને તમે સર્વે જાણો છો. આપણી મહત્વાકાંક્ષા ભગવાન પરિપૂર્ણ કરે. હું તમારી સાથે જીવનપર્યંતને માટે તૈયારજ છું."

એ સાંભળી પ્રતાપનું અંતઃકરણ હર્ષથી પ્રફુલ્લ થયું. તેની નસેનસમાં નવીન જુસ્સો ઉછળવા લાગ્યો. તે જુસ્સાથી બોલ્યોઃ " હું સારી પેઠે જાણું છું કેઃ તુંજ બંગ માતાનો સાચો વીર પુત્ર છે. **जननी जन्म भूमिश्च, स्वर्गादपि गरीयसि** એ મહાવાક્યનો અર્થ ત્હારા

રૂંવેરૂંવામાં વ્યાપી રહ્યો છે. તુંજ સાચો બ્રાહ્મણ છે. ક્ષત્રિયોના પ્રાચીન ઇતિહાસમાં બ્રાહ્મણોએ ઉચ્ચ ભાગ ભજવ્યો છે. પ્રાચીન રાજાઓના ઇતિહાસમાં જોઇએ છીએ તો પ્રત્યેક રાજાનો એક એક યોગિશ્વર બ્રાહ્મણ-ગુરૂ મળી આવે છે, અને તેની સલાહ-સહાયતા વડેજ તેઓનાં રાજ્ય સુવ્યવસ્થિત ચાલતાં તથા તેમની કૃપાને લીધેજ તેમણે અનેક વર્ષ પર્યંત રાજ્ય ચલાવી પ્રજાનું સંતાનવત્ પાલન કર્યું છે. ભાઇ! સમયની બલિહારી છે! સમયનું ચક્ર હમેશાં ફરતુંજ રહે છે. આજે એકનો ઉદય તો કાલે તેનો અસ્ત! આજે એક દરિદ્રી તો કાલેજ તે શ્રીમંત! આજે એક સ્થળે સરિતાનાં સુમિષ્ટ જળનો પ્રવાહ જણાય છે, ત્યાં કાલે રેતીનાં રણ જોવામાં આવે છે! ભાઇ! તું વિશુદ્ધ બ્રાહ્મણ છે. ત્હારા પૂર્વજો દાન-દક્ષિણાદિ ગ્રહણ કરી પતિત થયા નથી. ત્હારા કુળમાં સંધ્યા-સ્નાન તપશ્ચર્યાનું અપૂર્વ-અદ્‌ભૂત બળ ચાલતું આવે છે. તું સાચો સ્વદેશ ભક્ત છે. પુરનું હિત ધારણ કરનારા સાચા પુરોહિતો આજે કયાં છે? બંગજનનીનું મુખ ઉજ્વળ કરે એવા નિઃસ્વાર્થ, તપસ્વી, બ્રાહ્મણ બ્રહ્મચારી, સન્યાસીઓ કયાં છે? હું સારી પેઠે જાણું છું કે આજે તો એક પૈસાના એકવિશ આશીર્વાદ આપે એવા લાડુભટ્ટ ઉત્પન્ન થયા છે! ડગલે ડગલે અસત્ય ભાષણ કરનાર, ષટ્ કર્મને તિલાંજલિ આપી અનેક પ્રકારના દુર્ગુણો ધારણ કરનાર, સન્ધ્યા સ્નાનાદિ સત્કર્મથી નિવૃત્ત થઇ બેઠેલા કર્મભ્રષ્ટ બ્રાહ્મણોજ નજરે પડે છે! કારણ? સમયનો મહિમા! સમયની બલિહારી! અને **राजा कालस्य कारणम्।** બંધુ! હું જાણું છું કે તુંજ મ્હારો ભરોસો, તુંજ મ્હારી બુદ્ધિ અને તુંજ મ્હારૂં બળ છે. ટુંકમાં તુંજ મ્હારૂં સર્વસ્વ છે. મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કેઃ કાર્યક્ષેત્રમાં તુંજ ચિરકાળને માટે મ્હારા જમણા હાથ સ્વરૂપ થઇ રહેશે, પરંતુ

ભાઇ! કોણ જાણે શા કારણથી ત્હારૂં આ કરૂણા જનક મુખ જોઇને અને ત્હારાં મમતા પૂર્ણ નેત્ર જોઇને પ્રસંગોપાત મ્હારા મનમાં એવું થાય છે કે—ના, ના, તે હવે હું મનમાં લાવીશ નહિ. ત્હારા જેવા વિશુદ્ધ હૃદયના, નિષ્કપટી બંધુ પ્રત્યે કિંચિત્ પણ શંકા કરવી એ મહાપાપ ગણાય."

એમ કહી પ્રતાપે સ્નેહ-પૂર્વક, શંકરને આલિંગન કર્યું. આલિંગન કરતાં કરતાં તેણે સજળ નેત્રે કહ્યું:

"ભાઇ! જીવનનું મહાવ્રત હૃદયમાં જાગૃત રાખજે. એક ક્ષણ પણ એ વ્રત વિસારીશ નહિ. મ્હારી બીજી કોઇ પ્રાર્થના નથી."

ધૈર્યની સાક્ષાત્ મૂર્તિ સ્વરૂપ યુવક શંકર જરા હસ્યો. તે બોલ્યો:

"તું રાજાનો પુત્ર છે. હું અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે જેથી તું ત્હારા કર્તવ્ય કર્મથી ભ્રષ્ટ ના થાય. ભવિષ્યમાં ભોગ-વિલાસને આધિન થઇ તું બંગજનની પ્રત્યેનું કર્તવ્ય ભૂલી ના જાય. ભાઇ! આપણે અત્યારે સમાન વયના મિત્રો છીએ એ ખરૂં પરંતુ ભવિષ્યમાં એક બીજાથી છૂટા ન પડાય! ત્રણેએ એકત્ર થઇનેજ માતૃભૂમિ પ્રત્યેની ફરજ બજાવવાની છે. ભગવાન આપણી મનોવાંચ્છના પરિપૂર્ણ કરે."

એ સાંભળી પ્રતાપ પણ હસ્યો. તેમના પરસ્પર હાસ્યનો અર્થ તેઓ પરસ્પરજ સમજ્યા. તેઓ સમજ્યા કેઃ યોગ્ય પ્રશ્નોત્તરજ થાય છે.

આ સમયે પેલા ત્રીજા યુવકે પ્રતાપ સ્હામે જોઇ પૂછ્યું: "યુવરાજ! તમે મ્હને તો કાંઇ આજ્ઞા ફરમાવીજ નહિ ને? શું મ્હારાં આચરણ ઉપર તમને શ્રદ્ધા નથી? ખરેખર, હું ત્યારે તો અભાગીજ!"

એમ કહી તેણે નિરાશ વદને ભોંય સ્હામે જોયું. તેના મુખ ઉપર દિલગીરી સ્પષ્ટ જણાવા લાગી.

પ્રતાપે સ્મિતહાસ્ય કરી ઉત્તર દીધોઃ

"ભાઇ ! તું પણ હવે મ્હને લજ્જિત કરીશ ના. પ્રાણપ્રિય બંધુ શંકરે આજે મ્હને જે શિક્ષણ આપ્યું છે તેનાથી મ્હને બરાબર ચૈતન્ય થયું છે. મ્હારી ખાત્રી થઈ છે કેઃ હવે મ્હને કદીપણ તમારા તરફથી અસંતોષ મળશે નહિ. તમારી ચિત્તવૃત્તિમાં સ્વદેશ પ્રેમનો તેજસ્વી પ્રવાહ વહન થઇ રહ્યો છે તે કદીપણ શાંત થશે નહિ. તમેજ બંગમાતાનાં સાચાં સુસન્તાન છો. જેને જનનીનું અભિમાન નથી તે જનનીનો સાચો વર-પુત્ર નથી. ભારતવર્ષના ઇતિહાસમાંથી એવાં અનેક પુત્ર-રત્નોનો ઇતિહાસ મ્હેં સાંભળ્યો છે. મ્હારાં માતુશ્રી અને દાદીમા નિત્ય મ્હને એવી એવી વીર-કથાઓ સાંભળાવતાં તેથીજ આજે મ્હને બંગજનનીનું ઋણ ફેડવાની અને તેનું મુખ ઉજ્વળ કરવાની આકાંક્ષા થઇ છે. તેમાં સહાયતા કરવા માટે ભગવાને તમને પ્રેર્યા છે. ભગવાનની ઇચ્છા બહુ સારી જણાય છે. ભાઇ ! જનની જન્મભૂમિ, કંગાલ અવસ્થામાં, પરતંત્ર રહે અને તે અનેક પ્રકારનાં દુઃખ ભોગવે તે કયો સુપુત્ર જોઇ સહન કરે ? મ્હારાથી તે જોઇ શકાતું નથી. સમસ્ત બંગાલા અત્યારે મોગલ અને પઠાણ બાદશાહના તેમજ તેમના સુબાઓના અત્યાચારથી મૃત પ્રાય થઇ રહ્યું છે. આજે બંગ દેશનાં પવિત્ર સંતાનો અનેક પ્રકારના ભય-ત્રાસથી દુઃખી દુઃખી થઇ રહ્યાં છે. જો આપણે આપણા દેશ-બંધુઓનાં દુઃખ દરિદ્ર ટાળવા યત્ન નહિ કરીએ તો બીજું કોણ કરશે ? ભાઇ ! નિઃસ્વાર્થભાવે યત્ન કરવામાં આવે અને રામરાજ્ય જેવું રાજ્ય પ્રવર્તે ત્યારેજ તે સુરાજ્ય કહેવાય. બંધુ સૂર્યકાન્ત ! મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે તું પણ ત્હારા પ્રાણની મ્હારા જીવન-યજ્ઞમાં આહુતિ આપશે. ભગવાન ત્હારૂં કલ્યાણ કરો. સ્મરણમાં રાખજે કેઃ અત્યારે આપણે આ વનમાં ભ્રમણ કરીએ

છીએ—અરે! મરણ ભયને તુચ્છ ગણી ફાડી ખાનારાં ભયંકર પશુઓનો શિકાર કરી મનમાંઆનંદ પામીએ છીએ તે આપણા ભાવી મહા-યજ્ઞનું પૂર્વાનુષ્ઠાન છે. બંધુ સૂર્યકાન્ત! ત્હને એક ભલામણ કરૂં છું કેઃ તું ભવિષ્યમાં મ્હને કદીપણ "યુવરાજ" કહી બોલાવતો ના"

તેજસ્વી વીર સૂર્યકાન્ત દ્રઢ સ્વરે બોલ્યોઃ "યુવરાજ! શા માટે એમ બોલો છો? શું ત્યારે રાજા વિક્રમાદિત્ય રાજા નથી?"

ઉંડો નિઃશ્વાસ નાંખી પ્રતાપે ઉત્તર દીધો: "ભાઇ! જેમ જળ શૂન્ય નદી તેમજ રાજ્ય શૂન્ય રાજા. હવે સમજ્યો?"

સૂર્યકાન્તઃ "શું ત્યારે રાજા વિક્રમાદિત્યને અને રાજા વસન્તરાયને પ્રજાજનો યશોહરના અધીશ્વર—રાજા—તરીકે સ્વીકારતા નથી?"

પ્રતાપનું મુખ સહજ મ્લાન થયું. તેણે ઉત્તર દીધોઃ "ભાઇ! શામાટે ન સ્વીકારે? પરંતુ ત્હારો હિંદુસ્થાની નોકર જેમ ત્હને "મ-હારાજ" કહીને બોલાવે છે તેજ પ્રમાણે સમજી લેવું! સાંભળ, માત્ર રાજકર વસુલ કરવા માટેજ કહો કે તેટલો સુબંદોબસ્ત રાખવા માટે જ મોગલોએ કૃપા કરી મ્હારા પિતા અને કાકાને "રાજા" નો ખેતાબ આપ્યો છે. પ્રજાજનો જાણતા હશે કેઃ અમારા પિતા—કાકા ઉપર બાદશાહની કોણ જાણે કેટલીએ કૃપા હશે! પરંતુ એવા જળ-ના પરપોટા જેવા ક્ષણભંગુર, રાજ સન્માનથી લાભ શો? સારો બંદોબસ્ત રખાય છે ત્યાં સુધીજ એ ખેતાબ છે. જો એ બંદોબસ્તમાં ખામી આવી કે ભૂલચૂક થઇ કે તુર્તજ એ ખેતાબ જેણે આપ્યો છે તેને ઘેર પાછો જવાનો! એ તો બાદશાહની ઇચ્છાનુસાર છે. મ્હારા પિતા અને કાકા એ તો બાદશાહના સામાન્ય કારકુન જેવા છે. જેમ એક કારકુન મહેસુલ વગેરે કર ઉઘરાવી રાજ્યની ત્રિજોરી ભરી આવે અને મહેનતાણું લે તેવાજ એક પ્રકારના એ લોકો પણ કારકુન!

"રાજા"નો ખેતાબ છે પરંતુ સત્તા કોની ? દિલ્લીશ્વરની ! જો સારૂં કામ ન થાય તો બાદશાહ કાલે સવારે ખેતાબ પાછો ખેંચી લઇ યશોહરનો રાજ્ય કાર્યભાર ચલાવવા બીજા " રાજા "ની નિમણુક કરે ! કૃપા અથવા અવકૃપા માત્ર જેના તરંગી વિચાર ઉપરજ આધાર રાખે છે તેવા બાદશાહ તરફથી " રાજા " અથવા " મહારાજા " નો ખેતાબ મળ્યો તોયે શું અને ના મળ્યો તોયે શું ? એવા મનસ્વી બાદશાહ તરફથી રાજા કે મહારાજા, અમીર કે વજીર, જે ખેતાબ મળે તેનું કશું મૂલ્યજ નથી ! જ્યાં સેવાની યોગ્ય કદરજ નથી અંને જ્યાં માત્ર કરને બહાને પ્રજાનું ધન–રક્ત ચૂસવાનીજ નીતિ છે, જ્યાં પ્રજાના કલ્યાણનાં કાર્યો પ્રત્યે લક્ષ્યજ અપાતું નથી અને જ્યાં પ્રજાની ઉન્નત સ્થિતિ કરવાનો ખ્યાલજ નથી તેવા તરંગી બાદશાહોની કૃપાનું મૂલ્ય શું ? એક મ્હોટા માણસ પર કૃપા કરી તેને રાજી રાખી તેના દ્વારા અનેક મનુષ્યનાં રક્ત ચૂસવાં એના જેવી બીજી કઇ દુષ્ટ રાજ્યનીતિ હોઇ શકે ? ભાઇ ! મોગલ બાદશાહો માત્ર કાનવાળા છે ! જેણે કાન ભંભેર્યા તેનું સાચું ! આજ એકના ઉપર પ્રીતિ તો કાલે વળી બીજા ઉપરજ ! જ્યાં અનેક લાંચીઆ અમલદારો ત્યાં ન્યાય કેવો ? ત્યાં તો માત્ર પૈસા તેજ ન્યાય ? " રાજા, " " મહારાજા " ના ખેતાબો આપવા એતો પોતાનું કામ કઢાવી લેવાની એક પ્રકારની ફક્ત પ્રપંચ જાળજ છે ! જે " રાજા "ને જરા પણ સ્વતંત્રતા નહિં, અરે ! જે બિચારાના હાથ, પગ, મન વગેરે બાદશાહની આજ્ઞારૂપી સાંકળથી જકડાયલાં તેને વળી સન્માન કેવું ? તે વળી " રાજા " કેવો ? તે તો કળનાં પૂતળાં માત્ર ! બાદશાહરૂપી મદારી નચાવે તેમ નાચવું એજ તેમનું કાર્ય ! ભાઇ ! મ્હારા પૂજ્ય પિતા અને કાકા એ બન્ને પણ એવાજ એક પ્રકારના કળનાં

પૂતળાં છે ! એ બન્ને બાળકની રમત જેવો ખેતાબ ગ્રહણ કરી પોતાને ભાગ્યવાન્ માને છે એજ મ્હારૂં દુર્ભાગ્ય છે ! તેથીજ કહેવું પડે છે કેઃ ભાઇ ! તું મ્હને પુનઃ યુવરાજ કહી બોલાવતો ના."

તેજસ્વી વીર યુવક પ્રતાપનાં વિશાળ ચક્ષુમાં અશ્રુ જળ ભરાઇ આવ્યાં. તેનુ મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું. તેના શરીરમાં જુસ્સો ભરાઇ આવ્યો, પરંતુ મુખ ઉપર લજ્જાના શેરડા પડયા. પિતાનું કલંક એ તે પોતાનુંજ કલંક માનવા લાગ્યો. એ જોઇ સૂર્યકાન્તને પણ દિલગીરી થઇ. તેનું મ્હોં પણ ઉતરી ગયું. મિત્રની વ્યથા જોઈ વ્યથા પામનાર શંકરના નેત્રમાંથી પણ ટપ્ ટપ્ આંસુ પડવા લાગ્યાં–તેણે કહ્યુંઃ

"ભાઇ ! બંગ દેશોદ્ધારનું જે મહાવ્રત ગ્રહણ કર્યું છે તેનું સાર્થક કરજો ! તમારા મસ્તક ઉપર દેવતાઓ ચંદનપુષ્પની વૃષ્ટિ કરો. તમારા દ્વારાજ બંગ જનનીનું મુખ—"

પ્રતાપે તેને બોલતાં અટકાવી કહ્યુંઃ "શંકર ! ચાલ, યમુના કિનારે બેસી ત્હારે મુખે ભગવાનનું નામ ગાન સાંભળું. ચાલ, સૂર્યકાન્ત."

---

# દ્વિતીય પરિચ્છેદ.

---

## પ્રતિજ્ઞા.

નીલકાન્ત મણિની પ્રભા સમાન યમુનાની શોભા થઇ રહી છે. અહા ! કેવી અનુપમ શોભા ! આવી શોભા જોવા છતાં પણ લોકો સૌંદર્યની પૂજા કરવા ભાગ્યશાળી થતાં નથી ! દુર્ભાગ્યનીજ વાત તો ! ઉપર ઉદાર અનન્ત આકાશ, કાળાં વાદળાં પર વાદળાં,

તેના ઉપર વાદળાં, તેના ઉપર વળી બીજા વાદળાં. આ પ્રમાણે કાળા વાદળાં-ની અસંખ્ય હાર દોડતી જણાય છે. નીચે, પૃથિવી તલ ઉપર અસીમ વિશાળ કાય યમુના, શ્યામ જળ હૃદય ઉપર ધારણ કરી, શ્યામ રૂપ બની જઇ, કલ્ કલ્ નાદ કરતી ભગિની ગંગા દેવીને આલિંગન કરવા પ્રેમ પૂર્વક—ઉત્સાહ—આનંદ પૂર્વક દોડી રહી છે. બન્ને કિનારે ઘનઘોર શાખા પલ્લવો એકત્ર કરી—એક બીજાને આલિંગન કરી, સ્થિર નિશ્ચલ ચિત્તે મસ્તક ઉંચા કરી ઉભાં રહ્યાં છે, તે પણ શ્યામ રંગનાં છે. સૂર્યનારાયણ ભગવાન અસ્તાચલ પર ગમન કરવા તૈયાર થઇ રહ્યા છે. બગલાંની સફેદ હાર ટોળાંબંધ ઉડતી વૃક્ષો તરફ ગમન કરી રહી છે. કેટલાક વૃક્ષોની વચમાં ભરાઈ બેઠેલા કાગડાઓ કા—કા—કા—કરી શાંતિમાં ભંગ કરી રહ્યા છે. સ્તબ્ધ ગંભીર પ્રકૃતિ દેવી ધીમે ધીમે વિશેષ સ્તબ્ધ ગંભીર થતી જાય છે. સૂર્યનાં છેલ્લાં કિરણો ઘનઘોર વૃક્ષ ઘટાને ભેદી ક્રમે ક્રમે અદ્રષ્ય થવા લાગ્યાં છે, અને સૂર્ય-દેવતા ? તે ધીમે ધીમે જાણે યમુના નદીના ગર્ભમાં ડૂબકી મારતા ન હોય !

પ્રકૃતિ દેવીના આવા શાન્ત સ્નિગ્ધ રાજ્યમાં, ગોરજ સમયે, પરમ પ્રીતિપ્રદ મુહુર્તમાં, જગતનો કોલાહલ વેગળે ઠેલી દઇ, પ્રતાપ આદિ ત્રણે મિત્રો યમુના કિનારે, પરમ રમણીય સ્થાનમાં આવી ઉપ-સ્થિત થયા. અત્યારે તેમણે વીર પુરૂષના જેવો શિકારી પોષાક પહેર્યો નથી. થોડે વેગળે સેવકો તેમના અશ્વ અને વસ્ત્રો લઇ ઉભા રહ્યા છે. તેમણે ત્યાંજ પોતાનો પહેરવેશ બદલી નાંખ્યા પછી યમુના કિનારે આવી બેઠા છે.

પ્રિય વાંચક ! આપણી નવલકથામાં સાડા ત્રણસો વર્ષ ઉપરની ઘટનાનો ઉલ્લેખ થાય છે. એ સમયે મોગલ રાજત્વનો પ્રથમ અભ્યુ-

દય થતો હતો. સ્થાનઃ બંગ દેશાધીન સુન્દરવન અંતર્ગત યશોહર નગરસ્થ નદી કિનારો.

નવીન લીલાં તૃણ અંકુરોથી શોભાયમાન થઇ રહેલા નદી કિનારે આવી ત્રણે યુવક મિત્રોએ આસન ગ્રહણ કર્યું. મૃદુ મંદ શીતલ વાયુ લહરીઓ વડે તેમનાં મસ્તક શીતળ થયાં. ક્ષણ વારમાં તેમનો થાક ઉતરી ગયો. યમુનાનાં કલ્ કલ્ તાન, થોડે વેગળે બાંધેલી નૌકામાં બેઠેલા માછીઓનાં વિચિત્ર ગાન, શીતલ વાયુની મધુર લહરીઓ, ઉંચે ઉદાર અનન્ત આકાશ, વેગળે ઘનઘોર વૃક્ષ ઝુંડ, સમાન પ્રતિજ્ઞા અને એક મન-પ્રાણવાળા ત્રણ યુવકો, પ્રકૃતિ દેવીના મુક્ત આંગણામાં બેસી અપાર આનંદનો ઉપભોગ કરવા લાગ્યા. શંકરે ગદ્ ગદ્ કણ્ઠે, દિશાઓ કમ્પાવી સર્વને મસ્ત બનાવી ગાવાનો આરંભ કર્યોઃ—

"ઓ મા! પાષાણિ! પાષાણ પ્રાણ વિગલિત થશે ક્યારે?
"ઓ મા! દુઃખ નિશા વીતી સુપ્રભાત ઉદિત થશે ક્યારે?

અમે અકર્મી સન્તાન ત્હારાં,
ક્યારે કહેવાઇશું પ્યારાં?
ક્યારે મુખ ઉજ્વળ કરીશું?
ક્યારે સુખ સર્વ પ્રેરીશું?

ઓ મા! જનની જન્મભૂમિ!
ઓ મા! વંદીએ તુજ ચરણ ભૂમિ!

દુઃખ દૂર થશે જ્યારે?
નિશા ઉડી જશે જ્યારે?
સંતાન ખરા અમે ત્યારે!
સૂર્યોદય કહેવાશે ત્યારે!

ઓ મા! પાષાણિ! પાષાણ! પાષાણ પ્રાણ વિગલિત થશે ક્યારે?

અતિ ધીમેથી આરંભ કરી ક્રમે ઉચ્ચ–અતિ ઉચ્ચ સ્વર ગર્જના થવા લાગી. અહા! એ ગાન–તાનમાં ગાનાર અને સાંભળનાર લીન થઈ રહ્યા છે. અહા! એ સુમિષ્ટ–ગાન–તાનથી યમુનાનાં જળ ગંભીર બની ગયાં છે. ચિત્તાકર્ષક ગાન–તાનથી વૃક્ષો શાંત સ્થિર થઇ ગયાં છે. એ ગાન–તાનથી ગાયક અને શ્રોતા ધન્ય થયા છે. ગાયક શંકરના નેત્રમાંથી દડ દડ અશ્રુ પ્રવાહ વહી રહ્યો છે. શંકર અશ્રુપાત કરે છે. પ્રતાપ પણ અશ્રુપાત કરી રહ્યો છે અને સૂર્યકાન્ત પણ અશ્રુ વિસર્જન કરી ડુસકાં ભરી રહ્યો છે. ગાયનનો મનમોહન–સ્વર, પ્રત્યેકની હૃદયવિણા કમ્પાવી ગર્જવા લાગ્યો છે.

એક ક્ષુદ્ર નિશ્વાસ મૂકી પ્રતાપ બોલ્યો:

"ભાઈ શંકર! સત્ય છે માતા પાષાણી છે! તેનું હૃદય–મન પણ પાષાણમય છે નહિ તો આટલી બધી પ્રાર્થના કરીએ છીએ તેમ છતાં તેના હૃદયમાં જરાપણ દયા ન આવે?"

શંકર: "ગમે તેમ પણ તે પાષાણી હોવા છતાંયે તે દયામયી, કરૂણામયી માતા છે. તેના જેવી દયા–કરૂણા બીજા કોનામાં છે? જગતમાં સર્વત્ર ફરી વળો પણ માતા સમાન દયાળુ બીજું કોઇ નથી. ભક્ત અભિમાનપૂર્વક મનમાં આવે તેમ કહે છે ખરા પરંતુ આપણી માતા અસીમ દયાળુ, અનન્ત કરૂણાળુ છે! એક વખત પ્રાણ તૃપ્તિ થતાં સુધી તેની પ્રાર્થના કરો જોઉં. શું તે બાળકોને રડતાં રહેવા દઇ શકે ખરી કે?"

સૂર્યકાન્ત: "શંકર! ત્હારૂં હૃદય તો એટલું બધું કોમળ છે કે: ગાયન ગાતાં ગાતાંજ નેત્રમાં જાણે સરિતા વહેવા લાગી! તેથીજ વિચાર થાય છે કે આટલું બધું કોમળ હૃદય હોવા છતાં તું શિકાર શી રીતે કરે છે?"

પ્રતાપ: " મન-પ્રાણુની તૃપ્તિ થતાં સુધી માની પ્રાર્થના કરવી એતો સત્ય પરંતુ તેવી પ્રાર્થના કરતાં તો શિખ્યો નથી ! અરેરે ! હું તો બાલ્યાવસ્થાથીજ માતૃહીન થયો છું. માતાનો પ્રેમ, આદર કેવો હોય છે તે હું જાણુતો નથી. માતાની પ્રાર્થના કરતાંયે શીખ્યો નથી. પરંતુ પ્રાર્થના કર્યા વગર માતાનાં દર્શન નહિં થાય કે ભાઈ ? "

શંકર: " નિશ્ચય તેનાં દર્શન તો થશે પરંતુ આપણો પ્રાર્થના કર્યા સિવાય છૂટકોજ નથી. સ્વાભાવિક રીતેજ મનુષ્ય હૃદયમાં માતૃભક્તિ હોવી જોઇએ. માતૃભક્તિહીન હૃદયને રેતીના રણુ જેવું કહેવામાં આવે છે. નંદનવનમાં બે ઘડી આનંદ પ્રાપ્ત થાય છે. રેતીના રણુમાં ભય સિવાય બીજું શું હોઇ શકે ? આપણું હૃદય નંદનવન સમાન થવું જોઇએ. મનુષ્યમાં શક્તિ અને અધિકાર છે તેથીજ તેને મનુષ્ય સૃષ્ટિમાં સર્વ શ્રેષ્ઠ જીવ કહેવામાં આવે છે. એવી શક્તિ નહિં હોવાથીજ અન્ય જીવો મનુષ્ય કરતાં હીન ગણાય છે. "

પ્રતાપ: " માતાની પ્રાર્થના કરવાથીજ પ્રાણુ શીતળ થાય છે. જીવને સંતોષ થાય છે, ત્યાર પછી વાસના-અનલમાં હૃદય દગ્ધ થતું નથી. પ્રાર્થના કરવાથી તો અસીમ શાંતિનો સ્વાદ મળે છે, કિંતુ હું દુર્ભાગ્ય છું-માતાની પ્રાર્થના કરતાં શીખ્યો નહિં-જીવનમાં શાંતિ પણુ પ્રાપ્ત કરી શકયો નહિં. રાત્રિદિવસ અશાંતિ-અનલમાં દગ્ધ થઇ રહ્યો છું!"

સૂર્યકાન્ત: " હું તો એમજ માનું છું કે: વાસના એજ સર્વ દુ:ખનું મૂળ છે. પાપની વાસના એજ સર્વ જ્વાળાનું મૂળ છે. વાસનાની નિવૃત્તિ થાય તોજ સુખની પ્રાપ્તિ થાય."

શંકર: " ત્હારૂં કહેવું સત્ય છે, પરંતુ વાસના ન હોય તો મનુષ્ય સંસારમાં રહી શકે નહિં. ભગવાનની કેવી લીલા છે તે તો જો. મનુષ્ય-પ્રાણીના મનમાં વાસના ભરી દીધી છે અને ખરૂં સુખ તો વાસનાની નિવૃત્તિમાંજ છે !

પ્રતાપઃ " ભાઇ ! હું સુખને તુચ્છ જ્ઞાન કરી યમુનાના જળમાં આત્મ વિસર્જન કરી શકું છું પરંતુ જન્મ જન્માંતરથી સંચિત વાસનાઓને દબાવી શકતો નથી. શું વાસનામાં સુખ નથી ?"

સૂર્યકાન્તઃ " વાસનામાં સુખ છે ખરૂં, પરંતુ તે વાસના ભગવદ્દર્શનની હોવી જોઇએ. તે વાસના ભોગ-વિલાસને તુચ્છ ગણવાની હોવી જોઇએ. તે વાસના જીવ માત્રને દુઃખ આપે નહિં એવી હોવી જોઇએ. તે વાસના બાહ્ય પદાર્થોના ત્યાગની અને આંતર પદાર્થોનાં દર્શનની હોવી જોઇએ. તે વાસના સંત સમાગમની હોવી જોઈએ. તે વાસના પ્રભુ પ્રેમની હોવી જોઇએ. ભાઇ ! સાચા સુખી તો સંત પુરૂષો છે. જેમને કેવળ ઇશ્વર દર્શન સિવાય બીજી કશી વાસના નથી. જેમને જગતના વિવિધ પદાર્થો ઉપર મોહ-માયા નથી. જેમને જીભના સ્વાદ નથી. જેમને આહાર-વિહાર ઉપર આસક્તિ નથી. જેઓ કામિની કાંચનના દાસ નથી. જેઓ નારી માત્રને જગદંબા-વિશ્વજનનીનું રૂપ માની તેને વંદન કરે છે. તેના રૂપ-મોહથી વેગળા રહે છે. જેમણે કાંચનને માટી સમાન માન્યું છે. જેમણે પ્રબળ તાપમાં દેહને તપાવી તપશ્ચર્યા કરી છે, જેણે શરીરમાં ભરાયલા મસ્ત-માતંગ જેવા ષડ્રિપુઓનું દમન કર્યું છે. ભાઇ ! ખરા સુખી તો તેજ છે. હિમાલયની કંદરા-ગુફાઓમાં જઇ તેવા મહાત્માનાં દર્શન કરીએ છીએ તો ત્યાંજ આપણા મન પ્રાણને સુખ-શાંતિ મળે છે. તેમની પ્રાણી માત્ર પ્રત્યે અભેદ-ભાવના જોઈ આપણામાં અભેદ-ભાવના જાગૃત થાય છે. સાચો બંધુ ભાવ તો તે સાચા-સંત મહાત્માઓજ શિખવે છે. ધન્ય છે એ કલ્પતરૂ સમાન મહાત્માઓને ! બાકી ભાઇ ! વાસનાના દાસ થઇ રહેલા, અસંતોષી, લોભી, મમતી, અહંકારી સાધુ-સન્યાસીઓથી પ્રભુ તોબાહ ! વાસનાઓનો કયાં પાર છે ? તેની

તૃપ્તિ ક્યાં ? તેની હદ ક્યાં ? એક આવે છે, બીજી જાય છે, જેમ સરિતાના જળ ઉપર તરંગો એક પછી એક ઉઠે છે તેજ પ્રમાણે માનવ–પ્રાણુમાં પણ વાસના–તરંગો રમત રમી રહે છે ! સામાન્ય મનુષ્યથી તે મ્હોટા રાજા મહારાજાઓ પણ વાસનાના દાસ થઇ રહ્યા છે. ધન મદ અને જન મદથી મદમસ્ત બનેલા રાજાઓ વાસનાની તૃપ્તિ માટેજ મ્હોટાં મ્હોટાં યુદ્ધ ચ્હી અનેક નિર્દોષ પ્રાણીઓના પ્રાણ સંહાર કરે છે. અનેક પશુ પક્ષીઓના નિર્દોષ–શાન્ત પ્રાણને ત્રાસ આપી ત્રાહ ત્રાહ પોકરાવે છે ! ભાઇ ! વાસનાની તૃપ્તિ ક્યાં ? કેટલીક પૂર્ણ થાય છે, કેટલીક અપૂર્ણ રહે છે. જીવનમાં કેટલી આશા–વાસનાની તૃપ્તિ થાય છે ? બહુ થોડી પરંતુ તેની તૃપ્તિ માટે દુઃખ કેટલું? અગાધ–અપરિમિત! હરિહરિ! તેથીજ જ્ઞાની સંત પુરૂષો બાહ્ય વાસનાની નિવૃત્તિ કરી ઇશ્વર–પ્રેમમાં ચિત્તવૃત્તિ વાળી દે છે. તેથીજ તેઓ અપૂર્વ સુખશાંતિનો અનુભવ કરે છે. ધન્ય છે એવી શાંતિ ઉપભોગ કરનારને ! ”

શંકરઃ “ ત્હારૂં કહેવું સત્ય છે. પરંતુ એક બીજી વાત તરફ પણ આપણે લક્ષ્ય આપવું પડશે. બધાજ જો એવું સુખ ભોગવવા તત્પર થાય તો પછી સંસારમાં શું રહે? મનુષ્ય માત્રને સુખ મળતુંજ નથી તેનું એક બીજું પણ કારણ છે. અનેક સમય આપણે આત્મપ્રતિષ્ઠા કરી સુખ મેળવવા ચાહીએ છીએ પરંતુ ખરૂં સુખ આત્મપ્રતિષ્ઠામાં નથી પણ આત્મવિસર્જનમાં છે. જો સાચા સુખના અધિકારી થવા મ્હાતા હો તો વાસનાનો ત્યાગ નહિ કરતાં પારકાના મંગળ–મંદિર આગળ આત્મોત્સર્ગ કરજો. તેમાંજ અપાર સુખ છે. અનેક આત્માઓ દુઃખ–તાપમાં તડફડતા હોય તેમને સુખી કરવા માટે યત્ન કરવો અને તેમ કરવામાંજ–નિઃસ્વાર્થભાવે–જીવન વિસર્જન કરવું

એમાંજ ખરૂં સુખ છે. આપણને જ્ઞાન છે, આપણામાં શક્તિ છે તેમ છતાં અનેક જીવોને દુઃખી થતા જોઇ આપણે સુખે ભોગ વિષયમાં લપટાઇ રહી આનંદ કરીએ તો એના જેવું બીજું કલંક કયું હોઇ શકે ? અન્ય જનોને સુખી કરવા યત્ન કરવો એજ મનુષ્ય જીવનનું સાર્થક્ય છે. શ્રીકૃષ્ણ ભગવાને કંસનો ઉચ્છેદ શા માટે કર્યો હતો ? શ્રીરામચંદ્ર ભગવાને રાવણનો વધ શા માટે કર્યો હતો ? માત્ર અનેક મનુષ્યોને સુખી કરવા માટેજ ! માટેજ હું કહું છું કેઃ અન્ય જનોને સુખી કરવાની વાસના તો હૃદયમાં જાગૃત રાખવી જોઇએ. એજ ઇશ્વરની આપણને આજ્ઞા છે. એજ મનુષ્યનો ધર્મ છે. જગતમાં જ્યાં જોશો ત્યાં સર્વ મનુષ્યો એક બીજાના સુખને માટેજ તલપી રહ્યાં છે. ભાઇ તું પણ ત્હારાં બંગ-બંધુઓના સુખની વાસના રાખશે તો ત્હને અપાર સુખ પ્રાપ્ત થશે."

પ્રતાપઃ "હા ભાઈ ! ત્હારૂં કહેવું હું માન્ય કરૂં છું. જે મનુષ્ય પારકાના સુખને માટે પોતાનું જીવન ઉત્સર્ગ ન કરી શકે તે ખરો સુખી નથી. ખરો સુખી તો તેજ છે કે જે પોતાનાં દેશબંધુઓના સુખને માટેજ રાત દિવસ ચિંતા કરે અને તેવોજ યત્ન કરે. આપણે પોતાને માટે અનેક પ્રકારના યત્નો કરીએ અને આનંદ ભોગવીએ તેમાં શું ? પોતાના શરીર સુખને માટે તો કૂતરાં બિલાડાં પણ યત્ન કરે છે, અને તેઓ પણ પોતાના કુટુંબનું પાલનપોષણ કરે છે. પરંતુ આપણે તો મનુષ્ય છીએ. આપણામાં જ્ઞાન છે માટેજ આપણે પારકાના સુખને માટે યત્ન કરવો જોઈએ. શાસ્ત્રો કહે છે કેઃ પરોપકાર કરે છે તેજ ખરો મનુષ્ય છે. શ્રીકૃષ્ણ ભગવાને મહાવીર અર્જુનને ધર્મયુદ્ધ કરવા ભલામણ કરી હતી તેનું કારણ એજ પર-સુખ ! જગતનાં પ્રાણી માત્ર તે એક પરમેશ્વર પિતાનાં સંતાન છે;

તેથી આપણે પ્રાણી માત્ર એક બીજાના ભાઇ છીએ. આપણે આપણા અન્ય ભાઇઓને દુઃખ દરિદ્રતામાંથી મુક્ત કરી તેમને સુખ શાંતિમાં રાખવા યત્નો કરવા જોઇએ. આપણામાં બળ છે, બુદ્ધિ છે, તો પછી તેનો ઉપયોગ આપણા દેશબંધુઓના કલ્યાણ માટેજ કરવો જોઇએ. આપણી વાસનાઓનો આપણે માટેજ ઉપયોગ કરવો ઉચિત નથી, પણ તેનો ઉપયોગ સમસ્ત બંગ દેશના કલ્યાણને માટે કરવો જોઇએ. આજે મોગલ અને પઠાણોના રાજ અમલથી બંગદેશ ઉજ્જડ જેવો થઇ ગયો છે. બંગાલી પ્રજા અનેક પ્રકારે દુઃખી દુઃખી થઇ રહી છે. તેમને પોતાના ધર્મનો નાશ થવાનો ભય અતિશય દુઃખ આપી રહ્યો છે. રાજ ગયું, સુખ ગયું, વિદ્યા ગઇ, કલા ગઇ, હવે ધર્મ છે તે પણ નાશ થવા બેઠો છે ! ભાઇ ! આજે બંગાલમાં કોઇ પણ હિંદુ રાજા એવો નથી કે જે મોગલ–પઠાણોના દાસત્વમાંથી મુક્ત હોય ! બંગાલ પરતંત્ર છે, તેમ છતાં તે સુખી નથી. ભાઇ ! આપણી વાસનાનો વેગ આપણા દેશબંધુઓ ઉપર પરોપકાર કરવામાં વાળીએ તો તેમાં ખોટું શું? શું આપણી વાસના ફળિભૂત નહિ થાય?"

સૂર્યકાન્તઃ " અવશ્ય થશે. જગતમાં પરોપકાર જેવી અન્ય વસ્તુ નથી. સર્વ શાસ્ત્રો પરોપકાર કરવાનીજ આજ્ઞા કરે છે. રક્તપાત થાય નહિં અને બંગાલા ઉપર હિંદુ રાજત્વ થાય એજ આપણે જોઇએ છે. ભાઇ ! બાલ્યાવસ્થાથી જે ઉચ્ચ આકાંક્ષા ત્હમારા મનમાં ઉદય પામી છે તે પાછી મનમાં ને મનમાંજ સમાઇ જશે એમ હું ધારતો નથી. સત્ય છે કે ત્હમારા પિતા મોગલોના દાસ છે. તેઓને "મહારાજા"નો ખેતાબ મોગલોએ આપ્યો છે ખરો પરંતુ તે તો પાણીના પરપોટા જેવો ચંચળ છે ! આજે છે ને કાલે નથી. ભાઈ ! આપણે સમસ્ત બંગ દેશના કલ્યાણને માટે, બંગ દેશની સેવાને માટે, આત્મો-

ત્સર્ગ કરીશું. તેમ કરતાં સુખ દુઃખ તરફ જરા પણ દ્રષ્ટિપાત કરીશું નહિં. ભલે તેમ કરતાં આપણને અનેક કષ્ટ સહન કરવાં પડે ! વિધાતાની જે ઇચ્છા હશે તે નીચે મસ્તકે કબૂલ કરીશું. દુઃખ સહન કર્યા વગર સુખ નથી. રામાયણ મહાભારતના ઇતિહાસમાં કષ્ટ સહન કર્યા વિના કોણે સુખ પ્રાપ્ત કર્યું છે ? પાંડવોના જેવું દુઃખ અને અપમાન આજે કોણ સહન કરે એમ છે ? ભગવાન શ્રી રામચંદ્રજીના જેવું દુઃખ સહન કરવાની કોનામાં શક્તિ છે ? માતાજી દ્રૌપદી અને સીતાદેવી જેવું દુઃખ આજની સ્ત્રીઓ સહન કરશે ખરી કે ? પણ ભાઇ ! તે દુઃખની પાછળ સુખ ડોકિયાંજ કરતું હતું. ઉદયાસ્તનું ચક્ર હમેશાં ફરતુંજ રહે છે. એકનો ઉદય તો બીજાનો અસ્ત, એમજ પરમેશ્વરે નિર્માણ કર્યું છે. તડકા પછી છાંયડો અને ટાઢ પછી તાપ એજ પરમાત્માની સંપૂર્ણ રચના છે ! જેણે અતિશય દુઃખ ભોગવ્યું હોય છે તેને કોઇએક દિવસ સુખ પ્રાપ્ત થયા સિવાય રહેતું નથી. બંગ દેશ અત્યારે દુઃખ ભોગવે છે પરંતુ તેના ભવિષ્યમાં અતિશય સુખ લખાયલું હોય એમ જણાય છે. ભાઇ ! કોઇ ચિરકાલ દુઃખ કે સુખ ભોગવતું નથી. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, એ તો રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિની પેઠેજ ચાલ્યાં કરે છે ! ધૈર્ય ધારણ કરવું એજ મનુષ્યનો ધર્મ છે, પછી ગમે તેવી સ્થિતિ હોય ! પરમેશ્વરે કોઇને ચિરકાળ દુઃખ સહન કરવા સરજ્યાં નથી. તે તો મનુષ્યને કર્મ પ્રમાણે ફળ આપે છે. ભગવાન આપણી મનોવાંચ્છના પરિપૂર્ણ કરશે.”

શંકરઃ “ દેવતાના મંદિરનું દેવતાજ રક્ષણ કરશે. ગર્જના કરતા મહાસમુદ્રનાં ઉછળતાં તરંગોમાંથી આપણે એક તૃણ પણ ઉંચકી શકીએ એમ છીએ કે ? દ્રઢ નિશ્ચયવાળા મનુષ્યનું એક લક્ષ્યબિંદુ હોય છે. તેમને ઇશ્વરપર વિશ્વાસ હોય છે. વિશ્વાસુ જનોએ લક્ષ્યભ્રષ્ટ થવું જોઈએ નહિં. આપણી આશા ભગવાન્ પરિપૂર્ણ કરશે. ”

પ્રતાપઃ " આવો ભાઇ ! આપણે ત્રણે મિત્રો એકત્ર થઇ, ત્રણેનાં હૃદય એકજ દેશપ્રેમની વાસના વડે પૂર્ણ કરીએ. આવો ભાઇ ! આપણે ત્રણે મિત્રો એક સાથે છાતી સાથે છાતી મેળવી—આલિંગન કરી—એક મહા પ્રાણુમાં ડૂબી જઇએ. આવો ભાઇ ! આજે આપણે ત્રણે બંગ જનનીનું દુઃખ દૂર કરવા માટે—અટલ—અચલ પ્રતિજ્ઞા લઇએ. આવો ભાઇ ! આજે આપણે ત્રણે બંગાલી ભાઇઓની દરિદ્રતા વિમોચન કરવા મા યશોહરેશ્વરીનો પવિત્ર નામોચ્ચાર કરીએ. ભાઇ ! જગત્ જનની આપણુને બળ, બુદ્ધિ, શૌર્ય, વીર્ય આપશે. તેજ આપણને યશ આપશે. સંધ્યાના નિર્મળ આકાશ સ્હામે જુવો. આકાશ કેવું સુંદર જણાય છે ! છમ્ છમ્ નાદે ઉછળતાં તરંગોથી સુશોભિત યમુનાનો હૃદય પટ કેવો સુંદર જણાય છે ! આ સ્હામેની વૃક્ષ ઘટા કેવી સુંદર જણાય છે ! અને ભાઇ ! આપણા મન—પ્રાણુમાં ઉદય-વાસના પણ કેવી સુંદર છે ! સર્વે સુંદર છે, સર્વ શોભામય છે. "

શંકરઃ " પરંતુ ભાઇઓ ! એ સર્વ સુંદરતાના સાર રૂપ તે પરમ સુંદર પૂર્ણ પુરૂષોત્તમનું અંતરમાં સ્મરણુ કરો. અંતઃકરણુ તેના પ્રકાશવડે પ્રકાશિત થઇ રહેશે. પ્રાણાત્મા આનંદથી પ્રફુલ્લિત થઇ રહેશે. હૃદય ભકિતરસથી ભીંજાઇ રહેશે.

શંકર સુમિષ્ટ સ્વરે, એકચિત્તે ગાવા લાગ્યોઃ—

" યમુના કિનારે કૃષ્ણુ ખડે, બંસી બજાવે,
બંસી બજાવેરે, લાલા, ગૌવાં ચરાવે. યમુના.
તોરી બંસરીકી ધૂન સુની મનકોં લોભાવે,
મનકોં લોભાવે રે, લાલા, જીયાકો તલપાવે. યમુના.
ઘેલી બનાય ગોપીયનકોં, મોહિની લગાવે,
મોહિની લગાવેરે, લાલા, પ્રેમ રસ પિલાવે. યમુના.

અહા ! શો મિષ્ટ સ્વર ! કેવું મધુર તાન ! યમુનાનું શ્યામ જળ કંપાવી, સંધ્યાનું આકાશ ગજાવી, અરણ્યની સ્તબ્ધતા ભંગ કરી શંકર સુમિષ્ટ ગાન ગાતો હતો. સૂર્યકાંતે કહ્યું: "ભાઇ! શ્રીકૃષ્ણ-ભગવાનની અદ્ભૂત લીલા કોણ કળી શકે છે ! પરંતુ આજે આપણે દેશના કલ્યાણનો સંકલ્પ કર્યો છે માટે તેવીજ મતલબનું કોઇ ગાન ગાઇએ તો વિશેષ આનંદ થશે."

ત્રણે મિત્રો એક કણ્ઠે ગાવા લાગ્યા:—

મેરે પ્યારે સુન્દર દેશ,
સુખદ સમીર ડોલ કર ઘર ઘર દેતી હૈ આદેશ,
ગૌરવ તુમ ઇસકા ફૈલાવો, બદલો યહ દુર્વેષ,
યથાસાધ્ય ઉદ્યોગ કરો તુમ, રહે ઉપાય ન શેષ,
સકલ જાતિ મત–ભેદ છોડ કર પૂર્ણ કરો ઉદ્દેશ,
દેશ દુઃખ કો દેખ, દુઃખી હો સોચો યત્ન વિશેષ,
બંગ બંધુ કરો યત્ન નિજ સુન દેવી સંદેશ,
ફિર તમ મંડિત બંગ નભમેં ઉગે સુયશ રાકેશ,
દેશ–ભક્તિ સુખ લૂટો ભાઇ, વિનતિ કરે "ગણેશ."–મેરે.

ગાયન શરૂ થતાંજ પ્રતાપે પૂછ્યું: "કહો ભાઇ ! જીવનમાં સફળતા પ્રાપ્ત કરવાનું સાધન કયું ?"

સૂર્યકાન્ત: "ભક્તિ."

પ્રતાપે શંકરને એજ પ્રશ્ન પૂછ્યો.

શંકરે ઉત્તર દીધો: "જ્ઞાન."

પ્રતાપ થોડીવાર શાન્ત રહ્યા પછી બોલ્યો: "મ્હારા અભિપ્રાય પ્રમાણે તો કર્મ એજ સંસારમાં સાર વસ્તુ છે. કર્મથીજ મનુષ્યને સ્વર્ગ સુખ પ્રાપ્ત થાય છે."

એટલામાં કોઇએ અદ્રશ્ય રીતે કહ્યું: " ભક્તિ, જ્ઞાન અને કર્મ, ત્રણનું મિશ્રણ કરજો. તેમ થવાથીજ વિજય લાભ મળશે. એકલું કર્મ કંઈ પણ કરી શકશે નહિં. ત્રિગુણાત્મક શક્તિ હોય તોજ કાર્ય ઉત્તમ થાય છે. તમારો વિજય હો."

---

## તૃતીય પરિચ્છેદ.

### પિતા.

રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાય હમણાં પરમાત્માના ભજન-પૂજન અને ધ્યાન ધારણામાં લીન થઇ રહ્યા છે. કારણ? તેઓ વૃદ્ધાવસ્થામાં છે. તેમના જીવનની પળો ભરાઇ ચૂકી છે. હવે તે આ જગત્માં થોડા દિવસના પ્રાહુણા છે. હમણાં તેમને માત્ર " હરિનામ " સ્મરણજ પ્રિય થઇ પડ્યું છે. હવે તે જુવાની નથી, હવે તે ઉત્સાહ નથી, હવે તે નવિન તરંગો નથી. હવે તો માથા પર સફેદ વાળ આવી ચૂકયા છે. હવે શરીરની ચામડી નિસ્તેજ થવા લાગી છે. હવે ઉતરતું લોહી થયું છે, હવે તેમને પાપ-પ્રપંચ પ્રિય નથી. હવે તો તેમને માત્ર ઇશ્વર ભજનજ વ્હાલું લાગે છે. હવે તો તેમને આ જગત્ ખારૂં—અકારૂંજ લાગે છે. હવે તેમને જીવનનું સાર તત્વ સમજાઇ ગયું છે. હવે તેમણે જાણી લીધું છે કે: જગત્માં ભોગ છે તેટલાજ રોગ છે-વિવિધ પ્રકારના ભોગથીજ અનેક રોગોની ઉત્પત્તિ થાય છે. હવે તેમણે મોજ-વિલાસને તિલાંજલિ આપી કેવળ રાત દિવસ " હરિનામ " નું સ્મરણ કરવામાંજ જીવન કર્તવ્ય માન્યું

છે. હવે તેમણે જીવનનું અંતિમ સોપાન " હરિ ભજન " નોજ આશ્રય ગ્રહણ કર્યો છે. હવે તેમણે રાજકાજના કેટલાક નિયમો બાંધ્યા છે. સાંસારિક કાર્યો કરવા માટે અમુક વખત નિર્માણ કર્યો છે. પ્રત્યેક વર્ષે દિલ્લીશ્વરને કર વસુલ કરી મોકલી તેઓ નિશ્ચિંત થાય છે. વિશાળ જમીનદારીનું સર્વ કામકાજ વિશ્વાસુ સેવકોદ્વારા પરિપૂર્ણ કરાવી સંતોષ માને છે. હવે આટલી વયે પ્રપંચી રાજનીતિ ગ્રહણ કરવી, પોતાની પ્રભુતાનો વિચાર કરવો, દિલ્લીશ્વર અકબરશાહ સાથે ટક્કર ઝીલી-યુદ્ધ કરી—તેનું રાજ્ય ઉથલાવી પાડી કંઇક નવા જુની કરવી, દંગો, ફિસાદ, બળવો, યુદ્ધ વિગ્રહ, તલવાર બંદુકનો આશ્રય લઇ મારામારી, કાપાકાપી કરવી, એ તેઓને પસંદ નથી. વૃદ્ધાવસ્થા મનુષ્યને એવુંજ શીખવે છે. આ સમસ્ત વિશ્વ એક પ્રકારનું વિદ્યાલયજ છે. અનેક પ્રસંગો એજ મનુષ્યના મ્હોટા મ્હોટા શિક્ષકો છે. બાળક પુત્ર માતાપિતાનો ગુરૂ છે, તે તેમને કષ્ટ સહિષ્ણુતા, અને ધૈર્યની ઉચ્ચ શિક્ષા આપે છે. પત્ની એ પતિનો ગુરૂ છે, તે તેને દયા, ક્ષમા, અને સહનશીલતાના પાઠ ભણાવે છે! પતિ એ પત્નીનો ગુરૂ છે. તે તેને આજ્ઞાધારકપણું શિખવે છે. એજ પ્રમાણે પર્વત, નદીઓ, વૃક્ષો અને પશુ પક્ષીઓ મનુષ્યોના ગુરૂરૂપ છે. પર્વતો નિઃસ્વાર્થ સેવા શિખવે છે, નદીઓ પરોપકાર-પરમાર્થ શિખવે છે. પક્ષીઓ કુદરતી નિયમ પ્રમાણે વર્તવાનું શિક્ષણ આપે છે! અહા! જગતમાં કેવા કેવા શિક્ષા ગુરૂઓ પડેલા છે છતાં મનુષ્યો પ્રાકૃતિક-શિક્ષણ મેળવવા યુરોપ, અમેરિકા, જાપાન આદિ દેશોમાં દોડી જાય છે! ગમે તેમ પણ વૃદ્ધાવસ્થામાં એ સર્વ શિક્ષકોજ મનુષ્યને નિવૃત્તિપરાયણ બનાવે છે-તેજ તેને અધ્યાત્મ જ્ઞાનથી વિભૂષિત કરે છે. કુદરતી શિક્ષકોના શિક્ષણની બલિહારી છે. જો આ પ્રમાણે દેશના ગ્રેજ્યુએટો તેમની પાસેથી શિક્ષણ

લે તો તેમનાં શરીર બળવાન, મન પરોપકારી-દયાળુ-ક્ષમાવાન બન્યા વગર રહે નહિં !

રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાય અત્યારે અધ્યાત્મ જ્ઞાનને માર્ગેજ વળ્યા છે. જે માર્ગમાં વિવિધ પ્રકારની વાસનાઓ દોડી શકતી નથી, જે માર્ગમાં કર્મરૂપી બીજનાં કાંટાળાં વૃક્ષો ઉગતાં નથી, જે માર્ગમાં ષડરિપુ જેવા ચોરોનો ભય નથી અને જે માર્ગમાં જ્ઞાન-ભક્તિરૂપી પગથીઆંવડે સચ્ચિદાનંદના અચ્યુત ધામમાં પહોંચી જીવન મરણનો ફેરો ટાળી શકાય છે, તેજ માર્ગે તેઓ ચઢયા છે. ધન્ય છે એમના જીવનને ! ઘણા થોડા વૃદ્ધ રાજા-રજવાડા-શ્રીમંતો, ધનવાનો વૃદ્ધાવસ્થામાં એ માર્ગે વળે છે ! અનેક પ્રકારના ભોગ વિલાસ નજર આગળ તરતા હોય તેમ છતાં જેઓ તેનાથી લોભાય નહિં અને સચ્ચિદાનંદનાં દર્શન કરવા પ્રેરાય તેને ધન્ય છે! રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાયના જીવનને ધન્ય છે. તેઓ અત્યારે એજ સત્કાર્યમાં પ્રેરાયા છે. તેમના મનનું તેજ, ઉત્સાહ, ઉદ્યમ, ઉદ્દીપન, અભિમાન એ સર્વ શાંત પડી ગયાં છે. સંસારની બાહ્ય વસ્તુઓ ઉપરથી તેમની આસક્તિ ઓછી થતી જાય છે. બાદશાહ દ્વારા " રાજા " નો ખેતાબ અને પ્રજાદ્વારા " મહારાજા ' નું સંબોધન એજ તેમના એહિક જીવનનું ઉચ્ચ સમ્માન સમજી તેઓ અત્યારે સંપૂર્ણરૂપે નિશ્ચિંત થયા છે, પરંતુ એક દિવસ એવો પણ હતો કે જે સમયે ગૌડાધિપતિ પઠાણ સુલેમાન અને તેના પુત્ર દાઉદની સ્વાધિનતા, સ્પૃહા, અદમ્ય-સાહસ, લોક-વિસ્મયકર વીરત્વ, દિલ્હીશ્વર અકબરશાહ સાથે યુદ્ધ-પ્રિયતા, હસતાં હસતાં મૃત્યુને આલિંગન કરવું એ સર્વે પુરૂષત્વ-જનક કાર્યો જોઇ થોડીવારને માટે તેમનું મન ઉત્તેજિત થઇ ઉઠતું હતું, પરંતુ અત્યારે તેવી મનઃ સ્થીતિ નથી. વયની વૃદ્ધિ સાથેજ તે સર્વે

વિષયો આકાશ કુસુમવત્ તેમને લાગવા માંડયા. વીર શ્રેષ્ઠ દાઉદના અવસાન સાથે મોગલોદ્વારા પઠાણ શક્તિ ચિરકાલને માટે અંતર્હિત થઇ છે, એ સર્વ અતીત કથા બન્ને વૃદ્ધ ભાઇઓને અત્યારે સ્વપ્ન- ભાસે છે. અત્યારે તો એમને વિમળ શાંતિ અને ભગવદ પ્રીતિ એજ પ્રીતિકર થઇ પડયાં છે.

બન્ને ભાઇઓ ભગવદ્ પ્રેમમાંજ લીન થઈ રહ્યા છે. કેવળ પૂજન—અર્ચન, શાસ્ત્ર કથા અને સત્સંગ, વૈષ્ણવ કવિઓની કવિતા અને તેમના સંગીતની ઉપાસના, એ વડેજ તેઓ નિર્મલ આનંદ અને પરમ તૃપ્તિ ઉપભોગ કરી રહ્યા છે. સુવિખ્યાત વૈષ્ણવ કવિ ગો- વિંદદાસ અને અન્ય કવિઓ સર્વદા તેમના ચિત્ત—વિનોદને માટે હાજરજ રહે છે.

આ સ્થળે કહેવું જોઇએ કે: એમનો કુલ—ધર્મ શક્તિ ઉપા- સના હતો. રાજમહાલયમાં દેવી ભગવતીની મૂર્તિ વિદ્યમાન છે, પરંતુ અંતઃકરણમાં અને લૌકિક આચારમાં તેઓ વિષ્ણુ ભક્તિનોજ વિશેષ પરિચય આપે છે. કારણ ? તેઓ જાણતા હતા કે કાલી અને કૃષ્ણ એ અભેદ છે. શિવ અને શક્તિ એ અભેદ છે. વસ્તુતઃ સર્વ એકજ છે. તેજ એક સત્ય, નિત્ય સનાતન પૂર્ણ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, તેમ છતાં જે મૂર્તિના ધ્યાનમાં જેને જેટલો પ્રેમ હોય તેણે તે મૂર્તિની ઉપાસના કરવી ઉચિત છે એમ તેઓ કહેતા. સાધારણ શાક્ત કે વૈષ્ણવો કરતાં વિક્રમાદિત્ય અને વસન્તરાયનું ધર્મ જીવન અનેક પ્રકારે ઉચ્ચ છે.

દિલ્લીશ્વર અકબરશાહની કૃપાથી તેમના તાબામાં સુંદરવન અંતર્ગત યશોહર વિભાગનો શાસનભાર તેમનેજ સોંપવામાં આવ્યો છે. તેઓ વિશાળ જમીનદારીની આવક વસુલ કરી બાદશાહને મોકલતા રહે છે.

આ ઐતિહાસિક તત્વ વાંચતાં ક્વચિદ્ કોઇ કોઇ વાંચકને કંટાળો આવશે ખરો, પરંતુ એટલો કંટાળો સહન કર્યા વિના મૂળ કથાનક સમજી શકાશે નહિં; તેથીજ અનિચ્છા છતાં તેમણે કિંચિત્ ધૈર્ય ધારણ કરી આટલો ઇતિહાસ વાંચવોજ પડશે.

કવિવર ભારતચંદ્રે યશોહર દેશનું વર્ણન કર્યું છે તે એજ યશોહર. આપણી આખ્યાયિકાનો જે નાયક છે તેના સંબંધી પણ એજ કવિએ કહ્યું છે. તે કંઇક સાંભળો:—

"યશોર[1] નગર, ધામ, પ્રતાપ–આદિત્ય નામ;
મહારાજ બંગજ કાયસ્થ,
નાંહિં માને પાતસાય, કેહ નાંહિ આંટે તાય,[2]
ભયે જત ભૂપતિ દ્વારસ્થ,[3]
વરપુત્ર ભવાનિર,[4] પ્રિયતમ પૃથિવીર,
બાહાન્ન હાજાર જાર ઢાલિ,[5]
ષોડશ હલકા હાતિ,[6] અયુત તરંગ સાતિ,[7]
યુદ્ધકાલે સેનાપતિ કાલિ.

યશોહર* એ અતિ પ્રાચીન નગર છે. અનેક પુરાણમાં યશો-

---

૧. યશોહર. ૨. કોઈ તેને હરાવી શકે એમ નથી. ૩. તેના ભયથી અનેક ભૂપતિ તેને નમતા હતા. ૪. તે ભવાનીનો વરપુત્ર હતો. ૫. બાવનહજાર પદાતિક લશ્કર હતું. ૬. ૨૪૦ હાથી હતા. ૭. પુષ્કળ ઘોડા હતા.

* यशोर देश विषये यमुनेच्छा प्रसंगमे।

धूम्रघट पत्तने च भविष्यन्ति न संशयः ॥ इत्यादि ॥

ભવિષ્ય પુરાણમાં લખ્યું છે કે: ધુમ્રઘટ પત્તન (ધુમઘાટ) માં એક કાયસ્થ રાજા ઉત્પન્ન થશે. તે બંગાલની સ્વતંત્રતા સંસ્થાપન કરવા દિલ્લીશ્વર સહિત તુમુલ યુદ્ધ કરશે. એજ કાયસ્થ રાજા તે આપણા પ્રતાપાદિત્ય.

હરનો નામોલ્લેખ જોવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કેઃ આદર્શ સતી દક્ષદુહિતા-જગમાતાનું એક અંગ આ સ્થળે પડવાથી આ સ્થળ પુણ્ય તીર્થરૂપ ગણવામાં આવે છે.

આ પુણ્યમયી યશોહર નગરી, વિક્રમાદિત્યના પિતા ભવાનંદ દ્વારા સજીવન થઇ સમૃદ્ધિ પામી છે. તેમના યત્નથીજ ત્યાંની પ્રજા ધન-ધાન્યથી સુખી થઇ છે. ઈ. સ. ૧૫૬૦-૭૦ નો આ બનાવ છે. આજે સાડાત્રણસો વર્ષ થઇ ગયાં છે. ભવાનન્દે પઠાણ બાદશાહની સેવામાં અતિ વિશ્વાસુપણું અને નિપુણતા દર્શાવેલી હોવાથી તે બાદ-શાહના વિશેષ પ્રિય પાત્ર થઇ પડયા હતા. પિતાના પગલાંનું અનુ-સરણ કરી રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાયે પણ પઠાણરાજ દાઉ-દની નોકરી અર્થાત્ યશોહર પરગણાનો રાજ-કર ઉઘરાવવાનું કામ-સ્વીકાર્યું હતું. હા, હા, એ એક પ્રકારની રાજ-સેવા હતી તે કોણ ના કહી શકશે ? તેને લીધે તો બાદશાહ તેમના ઉપર પ્રસન્ન રહેતા. તેમણે તેમને " રાજા " ખેતાબ આપી ખુશી કર્યા હતા. જેના બા-હુમાં બળ નથી, જેની બુદ્ધિમાં ચાતુર્યતા નથી, જેનામાં કાર્ય દક્ષ-તા નથી તે બીચારા બીજા શાથી રાજી થાય ? તેઓ રાજીથી બાદ-શાહની ખુશામદ કરતા ! બાદશાહે તેમના ઉપર પ્રસન્ન થઇનેજ તેમનાં વિક્રમાદિત્ય અને વસન્તરાય નામ પાડયાં હતાં ! તેમનાં પૂર્વનાં નામ તો શ્રીહરિ અને જાનકીવલ્લભ હતાં. બાદશાહ એ હિંદુ દેવનાં નામ શી રીતે ઉચ્ચારી શકે ? તેથીજ તેણે નામ બદલી નાંખ્યાં હતાં ! જે સમયે મોગલ અને પઠાણો વચ્ચે ઘોર સમરાનલ પ્રજ્વલિત થવાની તૈયારી થતી હતી તે સમયે દુરદર્શી ભવાનન્દે નિશ્ચિંતપણે રહેવા માટે દાઉદ-શાહ પાસેથી યશોહર પ્રદેશ જાગીર સ્વરૂપ માંગી લઇ, તે સહકુટુંબ ત્યાંજ રહેવા લાગ્યા હતા. પઠાણ-રાજ દાઉદે પણ યુદ્ધનું પરિણામ

કોણ જાણે કેવું આવશે, એવો વિચાર કરી અસંખ્ય ધનરત્નાદિ ભવાનંદ પાસે અનામત રાખવા મોકલી દીધું. તેના વડેજ એ રાય પરિવારનો સૌભાગ્ય સૂર્ય ઉદય થયો. તેઓ બંગાલાના કાયસ્થ જાતિ.

ત્યાર પછી યથાસમયે મોગલ–પઠાણોમાં ઘોર યુદ્ધ થયું. નરરક્તવડે વસુંધરા કલુષિત થઇ. યથાસમયે મોગલકુલ તિલક દિલ્લીશ્વર અકબરશાહના કણ્ઠમાં વિજયમાળા શોભવા લાગી. તેઓ સમગ્ર ભારત વર્ષના દણ્ડ–મણ્ડના કર્ત્તાહર્ત્તા થયા.

દાઉદની પેઠેજ અકબરશાહે પણ યશોહર પ્રદેશનો શાસનભાર અને રાજ–કર વસુલ કરવાનો ભાર રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાયને અર્પણ કર્યો.

વિક્રમાદિત્ય અને વસન્તરાય એ બન્ને ભાઇઓ હતા. સહોદર નહિં પણ કાકા કાકાના પરંતુ બન્ને વચ્ચે એવો સ્નેહ હતો કે પરસ્પર એક બીજાને સગા ભાઇ કરતાં પણ વિશેષ ચ્હાતા. એક બીજાને દુઃખે દુઃખી અને સુખે સુખી થતા. બન્ને એક બીજાને માટે પ્રાણ વિસર્જન કરવા તૈયાર થતા. જાણે બીજા રામ લક્ષ્મણનું જોડું ન હોય!

વિક્રમ વયમાં જ્યેષ્ઠ અને વસન્ત કનિષ્ઠ હતો. બન્ને ભાઇ મળી સમજીને અને સલાહ મસલત કરીને રાજકાર્ય ચલાવતા. ભવાનન્દ આ સમયે અતિ વૃદ્ધ થયા હતા. એક રીતે તેઓ રાજકાર્યથી વિમુખજ હતા, તેમ છતાં તેમનાં પારપકવ મસ્તકમાં એટલી બધી બુદ્ધિ હતી કેઃ પ્રસંગોપાત કોઇ એક મહાન ગંભીર રાજનૈતિક પ્રશ્નની ગુંચવણ પડતાં એંશીથી પણ વિશેષ ઉમ્મરે પહોંચેલા વૃદ્ધ પોતાના પુત્ર અને ભ્રાતૃ પુત્રને સમજાવી તેમને શાંતિ આપતા. “ ઘરડાં વગર ગાડાં ન વળે ” એ કહેવત કાંઇ ખોટી નથી.

યમરાજાની બુમ સાંભળી વૃદ્ધ ભવાનંદે આ લોકમાંથી તેમની સાથે પ્રયાણ કર્યું ! પરંતુ તેમ કરતાં પહેલાં તેમણે એક અલૌકિક લક્ષણવાળા, રાજસિંહાસનને શોભાવે એવા સુંદર પ્રિય પૌત્રનું મુખ દર્શન કર્યું હતું. અને તેમણેજ તે પ્રિયતમ પૌત્રનું નામ "પ્રતાપાદિત્ય" પાડયું હતું. પ્રતાપનો જન્મ સમય ઇ. સ. ૧૫૬૮.

દિવસ પર દિવસો વીતવા લાગ્યા. માસ ઉપર માસ ચાલતા થયા. વર્ષ ઉપર વર્ષ વહેવા લાગ્યાં. એ પ્રમાણે કેટલાંક વર્ષનાં વ્હાણાં વાઇ ગયાં. ક્રમે વિક્રમાદિત્ય અને વસન્તરાય પણ વૃદ્ધ થયા. વૃદ્ધ થઇને તેમણે પરલોકની ચિન્તા કરવામાં, ઇશ્વર ભજન પૂજનમાં ચિત્ત વૃત્તિને પરોવી, એ સંબંધી પાછળ લખાઈ ગયું છે.

હમણાં એ શાંતિપ્રદ, સ્થિર, પરલોક ચિન્તાની સાથે એક ભયાનક અશાંતિ પ્રદ, અસ્થિર, ઉન્મત્ત કર આ લોકની ચિન્તાએ તેમના હૃદયમાં ઘનઘોર યુદ્ધ મચાવી મૂકયું. પ્રશાન્ત, સ્થિર, અચંચલ, ક્ષુદ્ર સરોવરની સાથે એક અતિ અશાન્ત, અસ્થિર, પ્રબળ વાયુથી આંદોલિત વિશાળ સાગરનું સંમેલન થયું. સ્નિગ્ધ જ્યોત્સ્નાવાળા, મલય મારૂતની સુગંધથી વિમોહિત બનેલા, મૃદુ મધુર સંગીતધ્વનિથી ગર્જી રહેલા, વસન્ત વિરાજિત, કુસુમિત કુંજ કુટીરમાં, સહસા દ્વાદશ રવિના વિશ્વવિધ્વંશકારક તીવ્ર જ્વાલામય પ્રચંડ તાપે પ્રવેશ કર્યો ! તે તાપની જ્વાલામય પ્રચંડતાયે પ્રવેશ કર્યો. તે તાપની જ્વાળાથી જ્યોત્સ્ના ઉડી ગઇ ! સુગંધિત વાયુ નિશ્ચલ થઇ ગયો ! ગીત પડયું ! પુષ્પ માળાઓ સુકાઇ ગઇ ! કુંજમા સર્વત્ર તાપ–તાપ થઇ રહ્યો ! મહાન ઉકળાટ પ્રવર્તી રહ્યો. શાંતિને બદલે અશાંતિ છવાઇ રહી !

શ્રીકૃષ્ણ ભગવાનની પ્રેમમય બંસરી હવે વાગી નહિ. કવિતાનું સુધાપાન અન્ય કોઇના ભાગ્યમાં પ્રાપ્ત થયું નહિં. સંગીતના સંમોહન

સ્વરમાં કોઇ પોતાના સ્વરૂપને પિછાણી શક્યું નહિં.

મધુરી બંસરીને બદલે ભયાનક રણભેરી, કવિતામૃતને બદલે નર-રક્ત, અને સંગીતને બદલે ઘોર આર્તનાદ સાંભળાવા લાગ્યો ! બંગાલના ઇતિહાસમાં યુગાન્તર ઉપસ્થિત થયો !

બંસરી બજાવીને, કવિતા રચીને, ગાન ગાઇને, અનેક દિવસ વ્યતીત કર્યા છે, પરંતુ આજે એક વખત પ્રાણ તૃપ્ત થતાં સુધી, મન ખોલીને, હૃદયનો મળ દૂર કરીને, આવો ભાઇ ! આવો ! આજે આપણે તે પ્રાતઃ સ્મરણીય, પુણ્યશ્લોક મહા પુરૂષના ગુણગાન ગાઇ જીવન સાર્થક્ય કરીએ !

---

# ચતુર્થ પરિચ્છેદ.

## મિલન.

બંગાલી વીર, બંગાલી યોદ્ધા, બંગાલી સ્વદેશની સ્વતંત્રતાનું રક્ષણ કરનાર, વિશેષ શું ? બંગાલી બંગદેશના સંપૂર્ણ સ્વતંત્ર રાજાધિરાજ રાજ રાજેશ્વર ! આજે શું એ વાત માનવામાં આવશે ? કારણ, જગતમાં સર્વત્ર બંગાલીઓને વિલાસની મૂર્તિ, ગુલામગીરીના પ્રેમી, અને મનના દુર્બળ માનવામાં આવે છે ! બંગાલીઓના બાહુમાં બળ નથી, મનમાં સાહસ નથી, હૃદયમાં ઉત્સાહ નથી ! બંગાલીઓ બ્હીકણ, કા પુરૂષ અને નિસ્તેજ ! બંગાલીઓ લાઠી રમવાનું જાણતા નથી ! બંગાલીઓ તરવાર રમતાં શિખ્યા નથી ! બંદુકનો અવાજ સાંભળતાંજ બંગાલીને મૂર્છા થઇ જાય છે ! બંદુક, તોપનું નામ સાંભળતાંજ બંગાલીઓ થરથર કમ્પે છે ! બંગાલીઓ

વિલાસમાં પરદેશી જેવાજ થઇ ગયા છે ! બંગાલીઓનો કાંઇ ધર્મ નથી ! કાંઇ જાતિ નથી ! બંગાલીઓ વિચક્ષણ ! લુચ્ચા અને કપટી ! તેથીજ બંગાલી અતિ તિરસ્કાર પાત્ર ! ધિક્કાર પાત્ર ! આવા આવા અનેક વિચારો કરી પોતાની વિદ્વત્તા અને દીર્ઘ દર્શિતાનો પરિચય આપનાર વિદ્વાનોની કાંઇ ખોટ નથી ! તેથીજ કહેવું પડે છે કેઃ બંગાલીઓ વીર ! બંગાલીઓ યોદ્ધા ! બંગાલીઓ સ્વદેશની સ્વતંત્રતાનું રક્ષણ કરનાર ! વિશેષ શું પણ બંગાલીઓ એક સમયે બંગાલાના સમ્પૂર્ણ સ્વતંત્ર રાજાધિરાજ, રાજરાજેશ્વર હતા એ વાર્તા શું વાંચકો સત્ય માનશે ખરા કે ? વાંચકો શું પોતાના પૂર્વ સંસ્કારોને ભૂલી શકશે ખરા કે ? જેમણે બંગાલીઓની વિલાસિતા, બેદરકારી, સેવા રત પ્રિયતા નજરે જોઇ છે તે અને જેમણે અંગ્રેજી વિદ્યાલયમાં અંગ્રેજી લેખકના અંગ્રેજી ઇતિહાસ વાંચ્યા છે તેઓ બંગાલીઓ સંબંધી વિચારો બદલી શકશે ખરા કે ? એક વખત જે વિચારો વાંચકના મનમાં પ્રવેશ કરી ચૂકયા હોય છે તે સહસા બદલાઇ જતા નથી ! નૂતન વિચારો ઉપર એકાએક વિશ્વાસ ઉત્પન્ન થતો નથી.

દુર્ભાગ્યની વાત છે ! બંગાળામાં શિક્ષકનું પદ ગ્રહણ કરી બેઠેલા મહા પુરૂષોએ પણ પ્રસંગોપાત બંગાલીઓની કા પુરૂષતાનુંજ શિક્ષણ આપ્યું છે ! અંગ્રેજ ઇતિહાસ લેખકે બંગાલીઓનું જે ભાવે વર્ણન કર્યું છે—પંડિતવર મેકોલે સાહેબે સ્વજાતિ—સમાજમાં બંગાલીઓનો જે ભાવે પરિચય આપ્યો છે—તે ખરેખર બંગાલીઓને માટે મર્મ વિદારક વિટંબનાનીજ વાર્તા કહેવાશે ! સ્વજાતિની કલંક વાર્તા સાંભળી કેટલાક બંગાલી લેખકો કાવ્ય અને ઇતિહાસમાં તેનું ખંડન કરવા સાથે સ્વજાતિના ગુણનું વર્ણન કરવા લાગ્યા છે ખરા ! પ્રસ્તુત મહારાજ પ્રતાપાદિત્યનું ચરિત્ર લખતાં પણ કોઇ કોઇ સ્વદેશભક્ત મહાત્માએ તે-

માર્ગનું અવલંબન કર્યું છે પરંતુ તેને સાચા રૂપમાં પ્રકટ કરવાનું સાહસ બંગાલી લેખકો કરી શક્યા નથી માટેજ આ યત્ન છે. જે મહાપુરૂષે સિંહ ગર્જના કરીને, સ્વબાહુબળ વડે મોગલ-પઠાણોનો પરાજય કરી શ્રી બંગદેશ સ્વતંત્ર બનાવ્યો તે પુણ્ય શ્લોક વીર નરરત્નનું ઉત્તમ જીવન ચરિત્ર લખવામાં અને વાંચવામાં મહા પુણ્ય છે. વાંચક ! શું તમને વિશ્વાસ છે કે ? અમે પાંડવોની વીર કાહિની વાંચી પવિત્ર થયા છીએ તેજ પ્રમાણે અમારા દેશની માન્ય વીર વાર્તાઓ વાંચીને પણ પવિત્રજ થઇએ છીએ. રે ! અમારા જીવનને ધન્ય માનીએ છીએ.

પ્રતાપાદિત્ય એ વિક્રમાદિત્યરાયના એક માત્ર પુત્ર હતા. તે રૂપવાન્ વિદ્વાન્, અને અશેષ ગુણવાન હતા. તેમના જેવી તીક્ષ્ણ બુદ્ધિ અને ઉત્કૃષ્ટ મેધાશક્તિ અતિ અલ્પ મનુષ્યમાં જોવામાં આવે છે. તેઓ એક વખત જે જોતા કે સાંભળતા તે તેમના હૃદયમાં મુદ્રાંક્તિ થઈ જતું. તેમણે બાલ્યાવસ્થા ગૌડ નગરમાંજ વ્યતીત કરી હતી.

ગૌડ નગરમાંજ તેમના વિદ્યાભ્યાસનો આરંભ થયો હતો. ફારસી અને સંસ્કૃત ભાષામાં તેઓ વિશેષ પારદર્શી હતા. ત્યાર પછી તેમણે કુળ મહિલાઓ સહિત યશોહર નિવાસ કર્યો. યશોહર આવ્યા પછી તેમને યોગ્ય શિક્ષકના હાથમાં સોંપવામાં આવ્યા. અસ્ત્રવિદ્યા, મલ્લ વિદ્યા, યુદ્ધ વિદ્યા, એ સર્વે અતિ અલ્પ દિવસમાં તેઓ શીખી ગયા. અલ્પ દિવસમાંજ તેમણે એ સર્વે વિદ્યામાં અસાધારણ કુશળતા અને અદ્ભુત પારદર્શીતા દર્શાવવા માંડી. શિક્ષક પણ બાળકની વીર પ્રતિભા જોઇ અવાક્-સ્તબ્ધ થઇ ગયા ! શિક્ષક પાસે જે કાંઇ પૂંજી હતી તે ખૂટી પડી ! પ્રકૃતિના પ્રિય પુત્ર પ્રતિભાવાન્ પ્રતાપ અંતે પોતેજ પોતાના શિક્ષક થયા. તેમણે પોતાની અસાધારણ શક્તિના બળવડે અતિઅલ્પકાળમાં સર્વે વિષયમાં અભિજ્ઞતા પ્રાપ્ત કરી લીધી.

સ્ત્રી, પુરૂષ, બાળક, વૃદ્ધ, સર્વે પલકહીન નેત્ર વડે વીર બાળક પ્રતાપના મુખ સ્હામે જોવા લાગ્યાં.

આ સ્થળે કહેવું જોઇએ કે: પ્રતાપ બાલ્યાવસ્થાથીજ તેજસ્વી, નિડર અને સ્વતંત્રતા પ્રિય હતો. ગૌડનગરમાં નિવાસ સમયે સુકુમાર અવસ્થામાંથીજ પ્રતાપના હૃદયમાં સ્વતંત્રતાનાં બીજ રોપાયાં હતાં. સમય આવતાંજ તેના અંકુરો ફુટ્યા અને સમય આવતાંજ તે વૃક્ષ પ્રફુલ્લ થઇ પત્ર–પુષ્પ–ફળથી સુશોભિત થયું હતું.

ગૌડેશ્વર સુલેમાન અને દાઉદનું ચરિત્ર નિત્ય પ્રતાપના જોવામાં આવતું હતું, તેજ તેની બાલ્ય શિક્ષાનો મૂખ્ય આધાર થઇ પડ્યો. સુલેમાન અને દાઉદના અદ્દભૂત પરાક્રમ, અદમ્ય સ્વાધીનતા–સ્પૃહા, ઉડિષ્યાવાસી હિન્દુ નરપતિઓ સાથે ઘોર યુધ્ધ, અસીમ કષ્ટ સહિષ્ણુતા, રાજ વધારવાનો લોભ, એ સંબંધી વીરોચિત વાર્તાઓ પિતા અને પિતામહને મુખેથી બાળક પ્રતાપ નિત્ય આગ્રહ સહિત સાંભળતો હતો. એ આગ્રહ જોઇને, દૂરદર્શી, બુદ્ધિમાન ભવાનંદે બાળકના ભાવિ પરિણામ સંબંધી કંઇક દ્રઢ નિશ્ચય પણ કર્યો હતો. બાળક પ્રતાપનાં એ સુલક્ષણ જોઇ વૃદ્ધ ભવાનંદનાં નેત્રમાંથી ખળખળ આનંદાશ્રુ પ્રવાહ વહેતો. તે સમયે તેઓ પ્રતાપને સ્નેહ ભર્યા અંતઃકરણે બાથમાં ઘાલી દેતા અને તેના મુખ ઉપર ચુમ્બન કરી મસ્તકે હાથ ફેરવી અંતઃકરણપૂર્વક આશીર્વાદ દેતા કે: " બેટા ! ચિરંજીવ થજો. સુખી થજો. પૃથિવી ઉપર અક્ષય કીર્તિ રાખી જજો."

કોઇ પ્રસંગે બાળક પ્રતાપ અશાન્ત થતાં કિંવા કોઇ એકાદ વસ્તુ માટે હઠ કરતાં વૃદ્ધ ભવાનન્દ તેમને યુદ્ધ સંબંધી વાર્તાઓ કહી વખત ચુકાવી દેતા.

પ્રતાપ જ્યારે યુવાવસ્થામાં આવ્યો ત્યારે તેમણે જાણ્યું કે:

પૃથિવીની સર્વ વીર જાતિયો સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવા માટે અસાધ્ય સાધન કરે છે એટલુંજ નહિ પણ તેઓ પ્રાણવિસર્જન કરવા માટે પણ આગળ પાછળ જોતા નથી !

ધીમે ધીમે બાળક પ્રતાપના હૃદય–પટ ઉપર એક શ્રેષ્ઠ વિચારનું ચિત્ર ચિતરાયું. ધીમે ધીમે તેના હૃદયપટ ઉપર પ્રકૃતિદેવીએ સ્વદેશની સ્વતંત્રતા જાળવવાની કલ્પના ઉત્પન્ન કરી. આવી કલ્પના થવી નુતનત્વ નહોતું. જે જે વીર બાહુ યોદ્ધાઓના ઇતિહાસ જોઇએ છીએ તેમાંથી એવાં અનેક ચરિત્રો મળી આવે છે.

વિધાતાની ઇચ્છાથી આ સમયે એક મહાન દેશભક્ત બાળક આવી પ્રતાપને મળ્યો. એકના બે થયા. બે બળ એકત્ર થતાંજ શંકરના ત્રીજા લોચનની પેઠે જ્વાળામયી મહાશક્તિનો જન્મ થાય છે. પ્રતાપને પણ આ વખતે તેમજ થયું હતું. કોઇ એક અજાણ્યા દેશમાંથી એક અપૂર્વ જ્યોતિએ આવી પ્રતાપની હૃદય–જ્યોતિ સાથે મિલન કર્યું. જાણે અનેક જન્મનું પરિચિત, ચિર–પ્રિય હોય એવું એક વીર ભાવનાવાળું મુખ આવી પ્રતાપની સ્હામે ઉપસ્થિત થયું.

દર્શન થતાંજ જાણે ઉભયે પરસ્પર એક બીજાને ઓળખી લીધા. બન્ને પરસ્પરના મનનો ભાવ સમજી ગયા. બન્નેના પ્રાણાત્માએ ગુપ્ત વાર્તાલાપ કરી લીધો. બન્નેએ એકજ મોહનમંત્રની દીક્ષા લઇ લીધી. બન્નેએ દેશોદ્ધારનો મહાયજ્ઞ આરંભવાનું વ્રત લીધું !

બન્નેના પ્રાણ મળી ગયા. બન્નેનો એક દેહ અને એક મન થઇ ગયું. બન્નેના અંતઃકરણમાં એક બીજા ઉપર અત્યંત પ્રેમ ઉત્પન્ન થયો. બન્નેએ એક બીજાના કાર્યમાં સહાયતા આપવાનું—એકને માટે બીજાએ પ્રાણ સમર્પણ કરવાનું વચન આપ્યું. બન્નેએ પ્રતિજ્ઞા કરીઃ
**“ मंत्र साधन किंवा देह पातन. ”**

એ મહાપ્રાણ, મહાન દેશભક્ત બાળક-વીરનું નામ શંકર ચક્રવર્તી છે. શંકર દરિદ્ર બ્રાહ્મણ-સંતાન છે. પ્રતાપે પોતાના પ્રાણોપમ-પ્રાણાધિક-બંધુના સર્વ મનોભાવ સ્વીકાર્યા.

જોત જોતામાં કોણ જાણે કયાંથી વળી એક ત્રીજો તેજસ્વી બાળક આવી પહોંચ્યો. એકના બે અને બેના ત્રણ થયા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ મળ્યા. પછી જોઇએ શું ? ત્રિગુણાત્મક શક્તિ, ત્રિસાંખ્ય યોગ થયો, ત્રણેમાં એકજ શક્તિ, એકજ વિચાર અને એકજ લાગણી હતી. ધન્ય છે એ ત્રિયોગને ! પરતંત્ર બંગાલનાં સદ્‌ભાગ્ય ! ધન્ય ઘડી ધન્ય દહાડો ! એવી મહાપ્રાણ શક્તિ વિના—એવા મહા પુરૂષો વિના કોઇ પણ દેશ સ્વતંત્ર થયો નથી. જે દેશનો ઇતિહાસ વાંચશો ત્યાં એક બે ને ત્રણ મહા શક્તિનું મિલન જણાશે, પરંતુ તેમ થવા માટે વિધાતાની ઇચ્છા જોઇએ. એક આત્મા અને બે હાથ ! આત્મા આત્માનું કામ કરે છે, હાથ હાથનું કામ કરે છે. આત્મા વગર ચાલે નહિં, તેમ બે હાથ વગર પણ ચાલે નહિં. એનેજ ત્રિસાંખ્ય યોગ કિંવા ત્રિપુટી કહેવામાં આવે છે ! ત્રિપુટી એકત્ર થતાંજ-ત્રણેનાં મનોભાવ, વિચાર અને ઉદ્દેશ એક થતાંજ-વિધાતાએ હાસ્ય કર્યું ! પ્રતાપે ત્રીજા મિત્રને પણ વચન આપ્યું. તેને પણ હૃદયમાં સ્થાન આપ્યું. તેની સાથે પણ આત્મ-હૃદયનો બદલો કર્યો. એ સૌભાગ્યવાન વીર બાળકનું નામ સૂર્યકાન્ત ગૂહ છે. વાંચક ! દેશભક્તિના મંત્રવડે દિક્ષિત થયેલા ત્રણે બાળક વીરોની નસેનસમાં દેશભક્તિનો રક્ત પ્રવાહ વહેવા લાગ્યો.

ત્રણે મીત્રો—બંધુઓ એક બીજાના ગળામાં હાથ ભેરવી રાત્રિ દિવસ એકજ પ્રકારના વિચારમાં—બંગાલને સ્વતંત્ર બનાવવાનીજ ધૂનમાં લીન થઇ રહ્યા હતા. તેઓ એક ધ્યાન, એક જ્ઞાન, એક મહા, યજ્ઞની કલ્પના કરતા ફરતા હતા.

તેમ છતાં કોઇએ જોયું નહિં-કોઇએ જાણ્યું નહિં કેઃ ત્રણ વેગવતી ધારાઓ, કેવા અપ્રતિમ તેજવડે અને કેવી અવિશ્રાન્ત ગતિ-વડે સાગર મિલન માટે છૂટી રહી છે!

## પંચમ પરિચ્છેદ.

### ભગવદ્-ભજન.

એક દિવસ મધ્યાહ્ન થયા પછી ઢળતો સૂર્ય થતાંજ રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાય, મિત્ર અ-માત્ય આદિ સહિત ભગવાનનું નામ શ્રવણ કરતા બેઠા હતા. રાજગાયક આત્મભાવમાં તલ્લીન થઇ સુમધુર કણ્ઠે સર્વ દિશાઓ કમ્પાવી રહ્યો હતો. સર્વ શ્રોતા મંડળી તન્મય થઇ ગાયકના મુખમાંથી નીકળતા સંગીત સુધાનું પાન કરી રહ્યા હતા. ગાયક એક ઉત્તમ કવિ અને સાધક પુરૂષ-શ્રેષ્ઠ હતો. રાજ્યમાં સર્વત્ર તેનું માન હતું. કારણ તેનામાં કાવ્ય શક્તિ અને સંગીત શક્તિ ઉત્તમરૂપે હતી. સર્વ મનુષ્યો તેના ઉપર વિશેષરૂપે શ્રદ્ધા-ભકિત રાખતાં. રાજ દરબારમાં તે રાજા વગેરેનો જીવન-પ્રાણ સ્વરૂપ હતો. ભગવાનનો ભકત કોને પ્રિય ન હોય! આજે સર્વ તેના ગાન ઉપર મોહિત થઇ વાહ! વાહ! ધન્ય ધન્ય ધન્ય! કહી રહ્યાં હતાં. તેથીજ તે મુક્ત કણ્ઠે ખુલ્લા મનથી ગાયન ગાઇ રહ્યો છે. આજે તેણે સર્વ શ્રોતા જનોને મંત્રમુગ્ધ કરી દીધા હતા. અત્યારે તે સ્વરચિત એક સાધન-સંગીતનો આલાપ કરી રહ્યો હતો. સંગીતના પ્રત્યેક સ્વર—ગ્રામમાંથી—પ્રત્યેક તાનમાંથી સુધાની વૃષ્ટિ થઇ રહી છે. ગાયક સ્વયં બંગ વિખ્યાત કવિ ગોવિંદદાસ હતા. ગોવિંદદાસ ગાતા હતાઃ—

भज हुं रे मन नन्दनन्दन, अभय चरणारविंद रे ।
दुर्लभ मानुस जनमे सतसंगे, तरह ए भवसिन्धु रे ॥
शीत आतप वात बारिखने ए दिन जामिनि जागि रे ।
विफले सेविनु कृपण दुरजन, चपल सुख सब लागि रे ॥
ए धन यौवन पुत्र परिजन, कि वा आ छे ईथं परतीत रे ।
कमल दल जल जीवन टलमल, भजहु हरि पद नित रे ॥
श्रवण कीर्तन स्मरण वन्दन पाद सेवन दास्य रे ।
पूजन सखी जन आतम निवेदन **गोविन्ददास** अभिलाष रे ॥

ધર્મ પ્રાણ રાજા વિક્રમરાય અને વસન્તરાય, ધર્મ પ્રાણ કવિને મુખેથી તેનુંજ રચેલું સાધન–સંગીત શ્રવણ કરી ગદ્દગદ્દ કણ્ઠ થઇ ગયા. ભક્તિ રસમાં ડૂબી ગયા. અશ્રુ જળથી તેમનું મુખ અને છાતી પલળી ગયાં. આસપાસ બેઠેલા શ્રોતા જનોના નેત્રમાંથી પણ દડદડ અશ્રુ પડવા લાગ્યાં. ભગવાનના નામ સ્મરણનો એવોજ ચમત્કાર છે ! ગાયકનું અંતઃકરણ ભગવદ્ ભક્તિમાં, શુદ્ધભાવે લીન ન હોય તો તેની અસર શ્રોતા ઉપર થતી નથી. તેનું હૃદય ભગવદ્ ભક્તિમાં તરબોળ હોય તોજ શ્રોતાઓનું હૃદય ભક્તિરસથી લેપાઇ રહે છે. ભગવાનનો નામ મહિમા તે કાંઇ જેવી તેવી વસ્તુ છે ! બ્રહ્મા, વિષ્ણુ અને મહેષ જેવા માત્ર ભગવાનનું નામ શ્રવણ કરતાંજ ગાઢ સમાધિમાં તલ્લીન થઇ જતા તો પછી સામાન્ય મનુષ્યનું ગજું કેટલું ? સાચી ભક્તિ જોઇએ. સાચો ભગવદ્ પ્રેમ જોઇએ. અંતઃકરણ નિર્મળ—પવિત્ર—માયા પાસથી મુક્ત હોવું જોઇએ. દિવસે લોકોના ટોળાં સમ્મુખ ભગવદ્ ભજન અને રાત્રે સ્રીપુત્રાદિક સાથે પાપ–પ્રપંચ ! એ ભક્તિનું

મૂલ્ય કેટલું ? આજે ઘણા ભક્ત, ઘણા હરિદાસ, ઘણા ગાયક, ઘણા કીર્તનકાર, ઘણા સેવકો, સાચી ભગવદ્ભક્તિથી રહિત જોવામાં આવે છે. ત્યારેજ તેમના ઉપદેશનું, તેમની કથાનું, તેમની હરિભક્તિનું મૂલ્ય થતું નથી ! તેમની કશી અસર થતી નથી, પરંતુ આ સ્થળે તેમ નહતું. કવિવર ગોવિંદદાસ પોતેજ મહાન ભક્ત સાધક હતા. નિર્લોભી ભક્તરાજ હતા. માનાપમાનની અપેક્ષા વગર લોભમોહ વગર ભગવદ્ પ્રેમ સરિતામાં સ્નાન કરી રહ્યા હતા. તેઓ જ્યાં ભગવદ્ ભજન કરતા ત્યાં જાણે ભજન-સુધારસ છવાઇ રહેતો. તે સુધાપ્રવાહમાં શ્રોતાજનો તલ્લીન થઇ જતાં. અત્યારે સર્વે એક ચિત્તે સંગીત સાંભળી રહ્યાં હતાં. થોડીવાર સુધી સભાગૃહ શાંત થઇ રહ્યું હતું. એકાએક રાજા વિક્રમાદિત્ય ઉઠી ઉભા થયા અને પ્રેમપૂર્વક કવિના કણ્ઠમાં પુષ્પમાળા પહેરાવી દીધી. તેમણે પ્રેમપૂર્વક ગદ્ગદ્ કણ્ઠે કહ્યું: "ભાગ્યવાન્ કવિ ! તમે પૂર્વ જન્મના બહુ પુણ્ય ફળને લીધે આ દેવ-દુર્લભ્ય કવિ જીવન પ્રાપ્ત કર્યું છે. તુચ્છ મણિ-મુક્તાનો હાર તમને શા માટે આપું? તેમાંથી સુગંધ પ્રસરતી નથી ! તેનાથી ભગવાન રાજી નથી. જેમાંથી ઉત્તમ સુગંધ પ્રસરે છે અને જેનાથી ભગવાન રાજી થાય છે તેજ સુગંધિત પુષ્પની માળા તમારે માટે યોગ્ય ઉપહાર છે. તેજ તમને અર્પણ કરૂં છું. તમારા સંગીતનું મૂલ્ય નથી. ભગવદ્ ભજનનું મૂલ્ય શું ? "

વસન્તરાયે ઉઠી કવિને પ્રેમપૂર્વક દ્રઢ આલિંગન કર્યું. તેમણે કહ્યું: " બંધુ ! પુનઃ ગાન ગાઓ. હજી મ્હારી તૃષા મટી નથી."

રાજા વસન્તરાય પોતે પણ એક સારા કવિ અને ઉત્તમ ગાયક હતા. તેમણે અનેક સંગીતો રચ્યાં છે. તેઓ કવિ-ગાયક ઉપર પ્રાણથી અધિક સ્નેહ કરતા. ગોવિંદદાસ તેમના એક મુખ્ય મિત્ર હતા. અનેક

સમય તેઓ પરસ્પર એક બીજા પાસે અંતઃકરણ ઉઘાડી વાતો કરતા.

પુનઃ ગોવિંદદાસનું સુધામય ગાન શરૂ થયું. આ સમયે એક કવિના કણ્ઠ સાથે અન્ય કવિ–કણ્ઠનો સંયોગ થયો. વસન્તરાય આત્મ–વિહ્વલ થઇ ઉચ્છ્વસિત કણ્ઠે ગોવિંદદાસ સાથે ગાવા લાગ્યા. સભામાં આનંદનો સ્રોત વહેવા લાગ્યો. સર્વે વારંવાર હરિધ્વનિ કરવા લાગ્યાં.

હવે કવિ વિદ્યાપતિનો સુધા–સમુદ્ર મન્થન થવા લાગ્યો. ગોવિંદ-દાસ ગાવા લાગ્યાઃ—

सखि कि पुछसि अनुभव मोय ।
सोई पीरिति अनुराग बाखानिते
तिले तिले नुतन होय ॥
जनम अवधि हाम रुप नेहारिनु
नयनता तिरपित वेल । ”

સંગીતની વચમાંજ વસન્તરાય એકાએક બોલી ઉઠયાઃ “ આ હા હા હા ! જન્મ પર્યંત તેજ રૂપ માધુર્યનાં દર્શન કરતો આવું છું, તેમ છતાં નેત્રની તૃપ્તિ થતી નથી ! માટેજ તે છબી હૃદયમાં પૂરી રાખી છે. અરે રે ! તેમ છતાં પણ પૂર્ણ તૃપ્તિ થતી નથી ! શું કરૂં ? ”

બોલતાં બોલતાં વૃદ્ધ ભગવદ્ પ્રેમમાં વિહ્વળ થઇ ગયા. તેમની નસેનસમાં ભગવદ્ પ્રેમનો પ્રવાહ વહી રહ્યો છે. તેમણે રડવા માંડયું. થોડી વારે સાવચેત થઇ તેઓ પોતે પુનઃ ગોવિન્દદાસની સાથેજ ગાવા લાગ્યાઃ–

“ जनम अवधि हाम, रुप नेहारिनु
नयन ना तिरपित वेल ।

सोई मधुर बोल श्रवणहि शुनतु
श्रुतिपथे परश ना गेल ॥
कत मधु यामिनी रवसे गोंयायनु
ना बुझनु कैछन केलि ।
लाख लाख युग हिये हिये राखनु
तबु हिया जुडन ना गेलि ॥
कत विदगध जन रसे अनुमगन
अनुभव—काहु ना पेख ।
विद्यापति कह प्राण जुडाईते
लाखे ना मिलिल एक ॥ "

વિક્રમાદિત્ય નયનાશ્રુ લુંછી એક ઉંડો નિઃશ્વાસ મૂકી બોલ્યા: "સત્ય છે. લાખ માણસો ભગવદ્ ભક્તિ કરતાં જણાય છે ખરાં પરંતુ તેમાંનો એક પણ મનુષ્ય ભાગ્યેજ ભગવાનનાં દર્શન કરી તૃપ્ત થતો હશે. કવિ તમને ધન્ય છે. તમેજ મનુષ્યોનાં ઉંડા હૃદયમાં પ્રવેશ કરી તેમના હૃદયની સાચી છબી પ્રકટ કરી છે. ભક્તરાજ ! ગાઓ મહારાજ ! ગાઓ ! હરિરસ સુધાનું પાન કરાવો ! એ સુધાપાનથી તૃપ્તિ નથી. આ વૃદ્ધ વયમાં હવે એજ સુધાથી જીવન ધારણ કરવાનું છે, અને એજ સુધાથી પરલોકમાં ભગવાનનો ભેટો કરવાનો છે. ભાઇ વસન્ત ! તમે પણ ભક્તરાજની સાથે ગાવા લાગો. તમારે મુખેથી મહા કવિની એ મધુર પદાવલિ સાંભળતાં સાંભળતાં જાણે મ્હારા આ અંતીમ દિવસની અંતીમ ક્ષણ ઉપસ્થિત થઇ હોય એમ લાગે છે. હરિ ! હરિ ! અમારો હસ્ત ગ્રહણ કરો નાથ ! અમારૂં કલ્યાણ કરો નાથ ! "

વડીલ બંધુની મનોભાવના જાણી લઇ વસન્તરાયે ગોવિંદદાસને કંઇક ઇસારત કરી. ગોવિંદદાસે પુનઃ કરૂણ રસનો પ્રવાહ વહેવડાવી સાંભળનારના પ્રાણ સાથે પોતાનો સ્વર મિલાવી ગાયન ગાવા માંડ્યું.

નેત્રમાં અશ્રુજળ સાથે બન્ને ગાયકો ગાન કરતા હતા. વિક્રમાદિત્ય પણ અશ્રુપાત કરી વ્યાકુલ થઇ ગયો. સાંભળનારાઓમાં કેટલાક અશ્રુપાત કરવા લાગ્યા. વસન્તરાયે ગદગદ કણ્ઠે વિક્રમાદિત્યને કહ્યું: "ભાઇ! હવે જીવનસૂર્ય અસ્તાચલ ઉપર આવી ઉભો છે. અનેક દિવસ બહાનાં બતાવી જીવન વ્યતીત કર્યું છે. હવે જીવન-સંધ્યા સમયે સલજ્જભાવે હરિ ચરણારવિંદની પ્રાર્થના કરીએ છીએ. અરેરે! શું એ દુઃખ, એ ક્ષોભ રાખવાનું સ્થાન છે ખરૂં?"

વિક્રમાદિત્યે વસન્તરાયને આલિંગન કરી કહ્યું: "ભાઇ વસન્ત! શા માટે ખેદ કરે છે? તું ભાગ્યવાન્ છે. જેને સંગીતનું જ્ઞાન નથી તેના આનંદમાં એક પ્રકારની ખામી છે. એ સંબંધી હું કંગાલ છું. સંગીતથી સ્વર્ગીય આનંદ પ્રાપ્ત થાય છે. ભાઇ! તું જીવન પર્યંત એ આનંદ-ભગવદ્ આનંદમાંજ રમ્યો છે. હું તો જીવન પર્યંત વિષય-મોહમાં ડૂબી રહી અત્યારે અંતીમ દશામાં પરલોકની ચિંતા કરૂં છું. યુવાવસ્થાને પ્રમત્તાવસ્થા કહેવામાં આવે છે. એ ગદ્ધાપચિશીને સમયે મનુષ્યનું મન ભગવાનના ધ્યાનમાં નિમગ્ન રહે ત્યારેજ તે જીવન સાર્થક્ય કહેવાય. બધાં મનુષ્યનાં મન કાંઇ સર્વ સમયે સરખાં રહે છે? સરખાં રહે ત્યારેજ ખરૂં. વળી મ્હને વધારે આનંદ અને મ્હારા જીવનનું સાર્થક્ય તો તમારા જેવા બંધુને પ્રાપ્ત થવાથી થાય છે. તમારી એ અપૂર્વ ધર્મભાવનાએ મ્હારા તાપ-દગ્ધ જીવનને મધુમય કરી મૂક્યું છે! અહા! આજે કેવો અપૂર્વ આનંદ પ્રાપ્ત કર્યો. ચાલો કવિરાજ! હરિઃ ૐ! જીવનના અવશેષ કેટલાક દિવસો હવે હરિ ભજનમાંજ

ગાળીએ! મરણ પછી પરમાત્મા જ્યારે આ લોકની યાત્રાનો હિસાબ માગશે ત્યારે તેને શું મ્હોં બતાવીશું? કવિરાજ! હવે અમારા જીવનની ક્ષણેક્ષણ તમે હરિધ્વનિથી ગજાવી મૂકો. અમને હરિનામ સંભળાવી પવિત્ર કરો."

ગોવિંદદાસનું હૃદય હરિરસથી આર્દ્ર થયું હતું. તેમના નેત્રમાં હરિરસનોજ નિશો જણાતો હતો. તેમણે પ્રેમપૂર્વક ગાવાનું શરૂ કર્યું:—

तातल सैवुते वारि बिन्दुसम
सुत—मित—रमणी समाजे ।
तोहे विसरी मन, ताहे समर्पिनु
अब मझु हब कोन काजे ॥
माधव हाम परिणाम निराशा ।
तहु जग तारण, दीन दयामय,
अत ए तोहारि विशो यासा ॥
आध जनम हाम, निंदे गोंयायनु,
जरा शिशु कत दिन गेला ॥
निधुवने रमणी— रस—रंगे मातनु
तोहे भजब कोन बेला ॥
कत चतुरानन, मरि मरि जायते,
न तुया आदि अवसाना ।
तोहे जनमि पुन, तोहे समावत,
सागर लहरी समाना ॥

भणये विद्यापति, शेष शमन मये,
तुया बिन गति नांहि आरा ।
आदि अनादिक नाथ कहायसि,
अब तारण भार तोहारा ॥

કવિવર–ભક્તરાજ–સાધક મહાત્મા ગોવિંદદાસના નેત્રમાંથી અશ્રુની ધારા પડતી હતી. શ્રોતાજનો હરિ પ્રેમરસમાં લદ્બદ્ થઈ ગયા હતા. સર્વનાં અંતઃકરણમાં ભગવદ્ભાવના જાગૃત થઇ હતી. એક રૂપે તે સર્વ બાહ્યજ્ઞાન શૂન્ય હતાં. એ સમયે સ્વયં રાજા વિક્રમાદિત્ય હરિધ્વનિ કરી ઉઠયા. તે જોઇ સભામાં બેઠેલા સર્વ મનુષ્યો હરિધ્વનિ કરતા કરતા કરતાલ દેવા લાગ્યાં. હરિધૂન મચી રહી.

સંધ્યાનો સમય થયો હતો. સુનીલ આકાશ નીચે પક્ષીઓ ટોળાં બંધ પોતાના માળાઓ તરફ જતાં હતાં. એ સમયે એકાએક એક બાણથી વિંધાયલું પક્ષી જે સ્થળે સર્વ ભક્તજનો બેસી ભજનની ધૂન ઉડી રહી હતી તેમનાથી થોડે વેગળે પૃથિવીપર પડી તડફડાટ કરતું આળોટવા લાગ્યું. તેના ક્ષુદ્ર શરીરમાંથી કેટલુંક લોહી પૃથિવીપર પડયું. પૃથવી ભીંજાઇ. હજી પણ પ્રાણ બચાવવાની આશાએ પક્ષીએ બાણમાંથી મુક્ત થવાનો યત્ન કર્યો, પરતું ક્ષુદ્ર શરીરમાં આરપાર વિંધાયલું બાણ સહજે નીકળે શી રીતે? તેનો યત્ન વ્યર્થ થયો. નિર્દોષ પક્ષી પંચત્વ પ્રાપ્ત પામ્યું.



# ષષ્ઠ પરિચ્છેદ.

## હર્ષમાં શોક.

પળવારમાં એ બનાવ બની ગયો. અરે રે! બિચારૂં નિર્દોષ પક્ષી! પળવારમાં પંચત્વ પામ્યું! વૈષ્ણવ-ભક્તોની દૃષ્ટિ સમ્મુખ આ બનાવ બન્યો! ધર્મપ્રાણ દયાળુ પુરૂષો સંમુખ આ બનાવ બન્યો એ તે તેમનાથી કેમ જોઇ શકાય! બાણુથી વિંધાયલું પક્ષી પૃથિવીપર પડી તડફડાટ કરે અને આળોટે એ કયા દયાળુ મનુષ્યથી જોઇ શકાય? અરે રે! એ બિચારાને કોણે બાણુ માર્યું હશે! સર્વ શ્રોતા ભક્તોના પ્રાણુમાં બહુ વ્યથા થઇ! અત્યારનો સમય, અત્યારનું સ્થાન અને તેમાં સંગીતનો મોહક સૂર-ધ્વનિ પ્રત્યેકના કાનમાં તથા પ્રાણુમાં સુધાવૃષ્ટિ કરી રહ્યો હતો, તે સમયે આવો ત્રાસદાયક બનાવ! હરિહરિ! વિક્રમાદિત્ય શોકાકુલ થઇ બોલી ઉઠયા: "અહા! પક્ષીના પ્રાણુ શી રીતે બચે! તેના શરી-રમાં બાણુ આરપાર થઇ ગયું છે!"

થોડીવાર વિચાર કર્યા પછી તેઓ બોલ્યા: "આ દુઃખદાયક કામ કોણે કર્યું? હિંદુઓનો ધર્મ અહિંસા, આ હિંસા કોણે કરી? અરે રે રે! એવો કોણુ દયા વગરનો મનુષ્ય હશે વારૂ?"

રાજા વિક્રમે વસન્તરાયના મુખ સ્હામે જોઇ કહ્યું: "પ્રતાપ તો નહિ હોય?"

વસન્તરાયે માત્ર એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો. તેના હૃદયમાં જે વ્યથા થઇ હતી તે તો તેજ જાણુતા હતા.

વિક્રમરાજાએ પુનઃ કહ્યું: "હું તો ધારૂં છું કે એ પ્રતાપનુંજ કામ છે! પ્રતાપ દિવસે દિવસે બહુ નિષ્ઠુર થતો જાય છે. તે દયા–ધર્મ કરતાં શિકાર આદિ કાર્ય વિશેષરૂપે શિખ્યો છે. ધનવાનનો સંતાન, દાનધર્મ કરી પરલોકનું સાધન કરવા શક્તિમાન છે છતાં તેને હરિભજન કે એવાં કર્મો સૂઝતાં નથી! તે તો મીત્રો સાથે ફરવામાં અને શસ્ત્ર ચલાવવામાંજ નિપુણ નીકળ્યો છે!"

વિક્રમાદિત્યે નિઃશ્વાસ નાંખ્યો. વસન્તરાયે જોરથી કપાળ કૂટી ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. વિક્રમાદિત્યે પુનઃ કહ્યું: "મ્હારૂં અનુમાન સત્ય છે કે નહિ તેની તપાસ કરાવો તો વસન્ત."

વસન્તરાયે એક સેવકને ઇસારત કરી. તે તુર્ત ત્યાંથી ચાલ્યો ગયો. વિક્રમાદિત્યે કહ્યું: "તમને કંઇ સમજણ પડી વસન્તભાઇ! હું સમજ્યો છું. ગુણવાન પુત્ર શિકારે ગયા હતા. ઘેર પાછાં ફરતી વખતે પિતા તથા કાકાને તેની ખબર આપી! ઉપરાંત પોતાંની વિદ્યાનો કંઇક પરિચય પણ આપ્યો. હવે સમજણ પડી? ઓ મધુસૂદન! ઓ નારાયણ! ત્હમારી ઇચ્છા એવીજ હતી?"

વૃદ્ધના નેત્રમાંથી એક બિંદુ જળ પડયું. ઉંડો નિઃશ્વાસ નીકળ્યો.

એટલામાંજ વસન્તરાયે મોકલેલો સેવક ત્યાં આવી પહોંચ્યો. તેણે વેગળેથી ઇસારત કરીને જણાવી દીધું કે: રાજા વિક્રમાદિત્યનું અનુમાન સત્ય છે. તેમના પુત્ર પ્રતાપાદિત્યેજ બાણ મારી પક્ષીનો શિકાર કર્યો છે."

વિક્રમાદિત્યની પેઠેજ વસન્તરાયે પણ અનુમાન કર્યું હતું કે: પ્રતાપેજ પક્ષીને બાણ માર્યું છે. એટલામાં તેમના સેવકે આવી એજ વાતનું સમર્થન કર્યું ત્યારે તેમને પ્રતાપ માટે કંઇક ચિન્તા થઇ, પરંતુ મનના વિચારો છુપાવી વડીલ બંધુને કહ્યું: "ભાઇ! એ માટે

આપ દિલગીર થશો નહિ. ગમે તેમ પણ પ્રતાપ હજી બાળક છે: હજી તે અપક્વ બુદ્ધિનો છે. તેના ઉપર ક્રોધ કરી–તમે દુઃખ–શોક કરી નેત્રમાંથી અશ્રુ કાઢશો નહિ. પુખ્ત વયનો થતાં બધી નાદાની જતી રહેશે. વય વધવા સાથે બુદ્ધિ પક્વ થશે–તે વિચારવંત થશે.”

એ સમયે ત્યાં જેટલાં મનુષ્યો બેઠાં હતાં તે સર્વે વસન્તરાયની ઇસારત થતાંજ એક પછી એક ઘેર ચાલ્યા ગયા. હરિપ્રેમરસ છવાઇ રહ્યો હતો ત્યાં શોકની છાયા છવાઇ ગઇ. સર્વ ચાલ્યા ગયા પછી બે ભાઇઓ અશ્રુ સારતા શોકવિહ્‍વળ મુખે બેસી રહ્યા હતા. તેઓ ત્યાંથી ઉઠી આંગણામાં ટહેલવા લાગ્યા.

મૌન ભંગ કરી વિક્રમાદિત્યે કહ્યું: “કેમ ભાઇ ! મ્હારૂં અનુમાન સત્ય ઠર્યું કે? તમારો મોકલેલો મનુષ્ય હજી કેમ પાછો આવ્યો નથી ?”

વસન્તરાયે નીચે મસ્તકે પૃથિવી સ્હામે જોયા કર્યું. વિક્રમાદિત્ય બોલ્યા:

“ભાઇ ! તે શું મ્હો લઇને પાછો ફરે ? અરે રે ! ઓ મધુસૂદન ! ઓ શ્રી હરિ ! મ્હને જ્યોતિષ ઉપર વિશ્વાસ છે. જોશીજીએ કહ્યું હતું તે હજી મ્હારા સ્મરણમાં છે, તેથીજ મ્હને તેના ભણકારા વાગ્યા કરે છે ! એને રવિ સ્થાને ચતુર્થઅંશે રાહુ, શનિ અને મંગળનો યોગ થયો છે અને તેમના ઉપર બૃહસ્પતિ અને શુક્રની દ્રષ્ટિ નથી. એનું ફળ કેવું ભયંકર થાય તેનો વિચાર તો કરી જુવો. હું એને શિકાર કરવા ના પાડું છું તેનું કારણ તો તમે જાણો છો. હું સાચુંજ કહું છું કે કઇ વખતે એ શું કરી બેસશે તે સંબંધી મ્હને હંમેશાં ભયજ રહે છે. અંતે શું વૃદ્ધાવસ્થામાં હું પુત્રને હાથેજ પ્રાણ ખોઇશ ? કાં તો હું કે કાં તો તમે. ગમે તેના પ્રાણ જશે. જ્યોતિષ શાસ્ત્ર

ખોટું નથી. સૂર્ય ચંદ્રના ઉદયાસ્તની આપણા ઉપર–જગત્ ઉપર–વન-સ્પતિ અને પ્રાણી માત્ર ઉપર અસર થાય છે ત્યારે પછી ગૃહ–નક્ષ-ત્રોની અસર કેમ ન થાય? અવશ્ય થયા વિના રહેજ નહિ. કેટલાંક માણસો જ્યોતિષ શાસ્ત્રીને માનતા નથી પણ તે માન્યા વગર છુટ-કોજ નથી. જ્યોતિષ શાસ્ત્ર બરાબર ભણ્યા વગર કેટલાક લોકો મ્હોટા જોશી થઇ બેસે છે તેથીજ એ વિદ્યા વગોવાય છે! પણ જેઓ બરા-બર અભ્યાસ કરે છે તેમની વિદ્યા અચુક નિવડે છે, એમાં જરા પણ સંદેહ નથી. પ્રતાપના પિતૃસ્થાનમાં તો હું કે તમે બીજું કોણ છે? ભાઇ! વિચાર કરી જુવો કે એના જન્માક્ષરના ફળાદેશમાં લખાયેલું વર્ણન સત્ય ઠરે તો આપણા રાય પરિવારમાં કેવું કલંક ચોંટે? અને ભવિષ્યમાં કેવું ભયંકર પરિણામ આવે?"

વસન્તઃ "ના ભાઇ! એટલો બધો વિચાર કરશો નહિ. જન્મા-ક્ષરમાં એ બાળક "પિતૃહત્યા કરશે" એવું સ્પષ્ટ લખાયું નથી. વળી એક બીજી પણ વાત સાંભળો. જ્યારે પ્રતાપનાં નઠારાં વર્તનની બાજુ આપણે આટલી બધી બારીકાઇથી અવલોકીએ છીએ ત્યારે એના સદ્વર્તન સંબંધી પણ આપણે તેટલીજ બારીકાઇથી તપાસવી જોઇએ. એના સદ્વર્તન સંબંધી જન્માક્ષરમાં જોતાં જણાય છે કે: "વૃષ રાશિમાં ચન્દ્ર, કર્ક રાશિમાં બૃહસ્પતિ અને નવમાધિપતિ લગ્નમાં છે, સમસ્ત શુભ ગૃહની દ્રષ્ટિ છે. એનું ફળ તે એક–છત્ર સ્વતંત્ર–નરપતિ થાય એવું છે. આપને વિશ્વાસ છે કે: આપનો પુત્ર પ્રતાપ એક દીવસ રાજરાજેશ્વર થઇ–સંપૂર્ણ સ્વતંત્ર રાજા થઇ, જનની જન્મભૂમિનું મુખ ઉજ્વળ કરશે? જો એ વાર્તા સંભવિત થાય તો પ્રતાપની "પિતૃદ્રોહિતા" સંબંધી વિચાર કરવા જેવું ખરૂં."

વિક્રમાદિત્ય કંઇક વિચારમાં પડ્યા. થોડીવારે બોલ્યાઃ "તમે

કહો છો તેમ તે સ્વતંત્ર રાજરાજેશ્વર થાય એ સંબંધી પણ મ્હને શંકા નથી. હું જ્યોતિષશાસ્ત્રને સંપૂર્ણરૂપે માનું છું. જ્યોતિષ શાસ્ત્ર કહે તે અસત્ય હોયજ નહી. ગૃહો તો સ્પષ્ટરૂપે કહે છે કે એ બાળક રાજરાજેશ્વર થશે."

વસન્તરાયઃ "ભાઇ! આપ શું કહો છો! સામ્પ્રત સમયે સમ્રાટ અકબરશાહ ભારતવર્ષના બાદશાહ છે. જે શક્તિના બળવડે વીરશ્રેષ્ઠ રાજપૂતોને અને બળવાન પઠાણોને જેણે ખંડિયા બનાવ્યા છે. કહો કે અકબરશાહે તે સર્વને નમાવ્યા છે તે વિશ્વવિજયિની મહાશક્તિને તમારો પ્રતાપ કયા બ્રહ્માસ્ત્રના બળવડે નષ્ટ કરશે? અકબરશાહે યુક્તિ પ્રયુક્તિથી સમસ્ત ભારતવર્ષને દબાવ્યું છે. પ્રતાપ તેને શી રીતે દબાવશે? વામનજીને ચંદ્ર લેવાની ઇચ્છા થાય તે શું ફળિભૂત થાય છે ખરી? ભાઇ! એટલા તો જોશીઓના તડાકા, સાંભળ્યા કરોની! જન્માક્ષર તે વળી બધા સાચા ઠરતા હશે?"

વિક્રમાદિત્યઃ "ભાઇ! તમારી વાણી સત્ય ઠરો એટલીજ પ્રભુપ્રાર્થના કરૂં છું. આપણા કુળમાં કોઇ પિતૃહત્યા કરી રાજરાજેશ્વર થાય એવું જોવાની મ્હારી ઇચ્છા નથી. ઓઃ! એ કલ્પના કરતાં પણ શરીર કમ્પાયમાન થઇ ઉઠે છે. ગમે તેમ હો. પણ પ્રતાપ સંબંધી જ્યારે મ્હને ક્રમેક્રમે અવિશ્વાસ ઉત્પન્ન થાય છે ત્યારે એને કોઇ યુક્તિથી અન્ય સ્થાને રાખવાની વ્યવસ્થા કરવી જોઇએ. કારણ કેઃ જેમ જેમ એનું વય વધતું જાય છે તેમ તેમ એનું સાહસ, વિક્રમ, તેજસ્વિતા અને તે સાથે નિષ્ઠુરતા પણવૃદ્ધિ પામતાં જાય છે. આપણો ધર્મ વૈષ્ણવનો છે. એણે તો મિષ્ટાન્નાદિ આહાર કરી ભગવદ્ ભજનમાં ચિત્ત પરોવવું જોઇએ, પ્રજા પાસેથી મહેસુલ આદિ કર વસુલ કરવામાં, પ્રજાને બાદશાહ પ્રત્યે રાજભક્ત રાખવામાં મન પરોવવું જોઇએ.

તેને બદલે નિત્યનિત્ય શિકાર રમવા જવું અને બિચારાં નિર્દોષ પ્રાણી-ઓનો વધ કરવો, શસ્ત્ર ચલાવવામાંજ ચિત્તવૃત્તિ રાખવી, જંગલોમાં હિંસક પશુઓમાં ફરતા ફરવું, વિદ્યાભ્યાસ કરવામાં ચિત્ત રાખવું નહિ કિંવા હરિપ્રેમરસનું પાન કરવું નહિ ! એથી બીજો કયો ખેદનો વિષય હોઇ શકે ? એવી સ્થિતિ વચ્ચે એને દીર્ઘકાલને માટે ઘણે વેગળે-પ્રવાસે મોકલી નહિ દઇએ તો બીજા કોઇ પણ યત્ને એનો સ્વભાવ બદલાઇ શકશે નહિ. વિદેશમાં નિવાસ કરવાથી, આત્મીય સ્વજનનો સ્નેહ–પરિછિન્ન થવાથી, મનુષ્યનું મન સ્વાભાવિક રીતેજ ઉદાર બને છે. અનેક મનુષ્યોના સહવાસમાં આવવાથી મનુષ્યના મન ઉપર તેની કાંઇક છાપ પડે છે અને તેમ થવાથી મનુષ્ય પોતાનામાં રહેલી અહં-વૃત્તિ ભૂલી શકે છે–અહંકાર જતો રહે અને ઉદારતા પ્રાપ્ત થાય તો પછી મનુષ્ય જગતમાં સર્વને પોતાના કરતાં મહાન ગણતાં શિખે છે. પ્રતાપનું મન કોઇ રીતે નિરહંકારી–ઉદાર–થશે તો પછી એને હાથે કોઇ પણ નિષ્ઠુર કૃત્ય થવાની શંકા રહેશે નહિ, ત્યાં પછી પિતૃદ્રો-હિતાની તો વાતજ શી ? કેમ ભાઈ ? તમારો શો અભિપ્રાય છે ? પ્રતાપને થોડા દિવસને માટે વેગળે મોકલી દઇએ તો કેમ વારૂ ? ”

વસન્તરાયે માત્ર સાંભળ્યા કર્યું. સ્પષ્ટ ઉત્તર દીધો નહિ, કારણ કે વડિલ બંધુ ઉપર તેમને અચલ ભક્તિ હતી. વિક્રમાદિત્યને તેઓ પિતા જેટલું માન આપતા. જ્યારે વડિલ બંધુનીજ ઇચ્છા એવી થઇ છે ત્યારે પછી પોતે શો અભિપ્રાય આપવો ? અવશ્ય એમાં કંઇ ગૂઢ અર્થ હોવો જોઇએ. વળી પ્રતાપ ઉપર પણ અતિશય પ્રેમ હતો. એકનો એક પુત્ર, તે નયનથી દૂર થાય એ કેમ જોઈ શકાય ? સ્નેહ–પ્રાણ વૃદ્ધ વસન્તરાયને તે ગમતું નહતું. એ સ્થિતિ વચ્ચે તે વિશેષ બોલી શકયા નહિ. તેમણે માત્ર એટલોજ ઉત્તર દીધો કે: “ ઠીક

ભાઇ ! આપની જેવી ઇચ્છા હોય તે પ્રમાણે થોડા દિવસ પછી વર્તજો. તે પહેલાં પ્રતાપને થોડા દિવસ મ્હારી પાસે રાખી તેની મતિ–ગતિ પરિવર્તન કરવાનો યત્ન કરવો એ આપણું કર્તવ્ય છે. અરેરે ! બાળક તે બાળકજ ! વિદેશમાં, વિજનમાં તેને બહુ કષ્ટ હશે. અનુભવ વગરનો બાળક વિદેશમાં જઇ કેવો દુઃખી થશે તેની ભાઇને ખબર તો છેજ, તેમ છતાં તેને વિદેશ ! હરિ, હરિ ! ”

વૃદ્ધ ! તમે શામાટે ખેદ કરો છો ? વિધાતાનું વિધાન કોણ ફેરવી શકે એમ છે ? નઠારામાંથી સારૂં થાય છે એ તમે કેમ ભૂલો છો ? એકને કદાચ કષ્ટ આપી ભવિષ્યમાં અનેકનું કલ્યાણ કરવાનીજ ભગવાનની ઇચ્છા હશે તો ? ભાવી મિથ્યા થઇ શકતું નથી. તે મહા-મંગલમયની ઇચ્છા મંગલમયજ છે.

---

## સપ્તમ પરિચ્છેદ.

### પતિ–પત્નિ.

યશોહરનો રાજમહેલ અતિ સુંદર અને મનોહર છે. રાજમહેલ વિચિત્ર કોતર કામથી બનેલો છે. અસાધારણ શિલ્પશાસ્ત્રીઓના બુદ્ધિબળ ચાતુર્યનો તે નમુનો છે. વિશાળ સ્તમ્ભ અને ઉચ્ચ દિવાલો ઉપર છો–ચૂનાવડે નકસીદાર સૂક્ષ્મ કારીગરી સહિત કેટલીએ લતા, કેટલાંએ પાંદડાં, કેટલાંએ પુષ્પ, કેટલાંએ ફળ બનાવ્યાં છે. અહા ! તે કારીગરીને લીધે સ્તંભ અને દિવાલો કેવાં નયન મનોહર શોભી રહ્યાં છે ! મહેલ ઉપરનું ઉચ્ચ ગગનસ્પર્શી શિખર, અનેક પ્રકારના રંગથી રંગાયલું અને નાના પ્રકારની શિલ્પકારીગરીથી

રચાયલું હોવાથી તે રાયપરિવારની કીર્તિનાં દુંદુભી ગગડાવી રહ્યું છે. કોમળ પાષાણો ઉપર કોતરવામાં આવેલી સુંદર મૂર્તિયો મહાલયની ચારે દિશામાં ગોઠવેલી હોવાથી તે અવલોકન કરનાર પ્રવાસીઓનાં મનમાં આશ્ચર્ય ઉત્પન્ન કરી રહી છે–શિલ્પ શાસ્ત્રીઓની વાહ વાહ કહેવડાવી રહી છે! એ સુંદર મોહકમૂર્તિઓ ઉપર એવી ખુબીથી રંગ ચઢાવ્યો છે કે જાણે તે હમણાંજ બોલી ઉઠશે! ધન્ય ભારતવર્ષના શિલ્પશાસ્ત્રીઓ! ધન્ય તમારી કારીગરી!

બાહ્ય શોભા કરતાં મહાલયના આંતર વિભાગમાં વળી એથી પણ વિશેષ મનોહર–વિશેષ ચિત્તાકર્ષક શોભા થઇ રહી છે. તે સમયનું હિંદુ અંતઃપુર વૈષ્ણવ અંતઃપુર–ધર્મપ્રાણ રાજાનું અંતઃપુર કેવું હશે? વાંચક, તે જોવાની તમારી ઇચ્છા છે? અમે તેનું વર્ણન કરવા શક્તિમાન નથી. તમે અનુમાનથીજ જોઇ લેજો. અંતઃપુરમાં ચિત્રોની ખુબી એવી છે કે ત્યાં વિષય વાસનાને ઉશ્કેરે એવાં ચિત્રો નથી પણ સર્વત્ર રાધાકૃષ્ણનાં, શ્રી જગદંબાનાં અનેક સમયનાં નયનમનોહર, બોધપ્રદ ચિત્રો ચિતર્યા છે. ત્યાં દેવ, દેવીઓની સુંદર મૂર્તિઓ ગોઠવવામાં આવી છે. તેમ થવાથી અંતઃપુર નિવાસી નારીઓનાં મન નિર્મળ–પવિત્ર રહે છે. ભગવદ્ ભક્તિમાં તલ્લીન રહે છે.

એ અંતઃપુરના એક સુંદર દિવાનખાનામાં બેસીને પ્રતાપાદિત્ય એક ચિત્તે ભીંતે લટકાવેલું એક સુંદર ચિત્ર નિહાળી રહ્યો છે. ચિત્ર અતિ સુંદર હતું. કયા દક્ષ ચિત્રકારે એ ચિતર્યું હશે. તે દિવાનખાનામાં અન્ય અનેક ચિત્રો સુશોભિત થઇ રહ્યાં છે, પરંતુ પ્રતાપનાં ચક્ષુ અન્ય દિશામાં વળતાં નથી. તે તો માત્ર પલક હીન થઇ પેલા એકજ ચિત્ર તરફ ચોંટી રહ્યાં છે. ઘણી વાર સુધી આ પ્રમાણે એકી ટસે જોતાં જોતાં પ્રતાપના તેજસ્વી વિશાળ નેત્રમાંથી દડ્ દડ્ અશ્રુ-

ધારા વહેવા લાગી. નેત્રનાં જળ જોતાંજ તેના હૃદયની છબિ મુખ ઉપર પ્રતિબિંબ થવા લાગી. મૃદુ ગંભીર સ્વરે, કિંચિદ્ કમ્પિત કણ્ઠે તે ચિત્ર સ્હામે જોઇ પ્રતાપ સ્વગત બોલવા લાગ્યો:

"ધન્ય છે તમને! ક્ષત્રિય કુલમાં તમેજ અમર થઇ રહ્યા છો! સુકુમાર કિશોરાવસ્થામાં સોળ વર્ષની વયે તમે જે અલૌકિક વીરત્વ બતાવી આપ્યું છે તેનું સ્મરણ કરવામાં પણ પુણ્ય પ્રાપ્ત થાય છે! અને હું? હા અદૃષ્ટ! મ્હારૂં જીવન કેવું અધમ અને તિરસ્કાર પાત્ર! અરાઢ વર્ષ થવા છતાં પણ હું ઘરમાં ભરાઇ રહી કેવળ માત્ર સુખ ઉપભોગ કરવામાંજ જીવન ગાળી રહ્યો છું. અહા! કયાં તમારૂં શૌર્ય અને કયાં તમારૂં વીરત્વ? તમે પણ મનુષ્ય છો. હું પણ મનુષ્ય છું. પરંતુ બન્નેમાં કેટલો ફેર? શ્રીમંતોના ઘરમાં વિવિધ પ્રકારના ભોગ-વિલાસ એજ પુરૂષોનું પુરૂષત્વ નષ્ટ કરનાર વસ્તુ છે. ભોગ ને તુચ્છ રોગ-માને છે તેનુંજ કલ્યાણ થાય છે. તેજ પૃથિવીમાં યશ-કીર્તિના ભોક્તા થાય છે તેમજ અનેક જીવોનું શ્રેય-સાધન પણ તેજ કરી શકે છે. ધન્ય છે મહાવીર! ધન્ય તમારા બાહુબળને! જગતમાં તમારૂં જીવન સાર્થક્ય થયું છે."

એટલું કહેતાં કહેતાં મહા પ્રાણ યુવક પ્રતાપ અશ્રુપાત કરવા લાગ્યો. રડતાં રડતાં કંઇક ઉત્તેજિત થઇ બોલ્યો:

"મા ભવાની! શું તમે મ્હારા ઉપર પ્રસન્ન થશો નહિ? પુરાણમાં સાંભળ્યું છે કે જે પવિત્ર અંતઃકરણથી તમારૂં આહ્વાન કરે છે તેના ઉપર તમે પ્રસન્ન થાઓ છો તે શું સાચું છે? મા જગદંબા! શું આ બાળકનું હૃદય પવિત્ર નથી? શું હું બંગ-જનની જન્મભૂમિને પરતંત્રતા-પાશમાંથી મુક્ત કરી શકીશ નહિ? શું હું મા બંગેશ્વરીના ચરણ પૂજવા લાયક નથી? મા! મહાદેવી! તેં ત્હારા ભક્તોને સહાય કરી છે. મ્હને સહાય નહિ કરે?"

" શા માટે નહિ કરે ? અવશ્ય કરશે. "

એ સમયે એક અતિ સુંદર કિશોરીએ સજલ નયને વિણા જેવા સુમધુર કોમળ કમ્પતે સ્વરે ઉપરોક્ત શબ્દો બોલતાં બોલતાં દિવાનખાનામાં પ્રવેશ કર્યો. સુંદરીનાં ચરણ ચુંબિત લાંબા વાળ, ધૂપ-છાંયા રંગની રેશમી સાડી, ચંદન ચર્ચિત દેહ, સર્વાંગે પદ્મ-ગંધ વિરાજિત, હસ્તમાં પુષ્પ અને બિલ્વપત્ર ધારણ કર્યાં છે, એવી ભુવન મોહિની મૂર્તિ મુક્ત સ્વરે બોલવા લાગીઃ

" શા માટે નહિ કરે ? અવશ્ય કરશેજ. જો હું પતિવ્રતા સતી હોઇશ, જો મ્હેં કાય-મનોવાક્ય વડે ભગવતી પૂજા કરી હશે તો દ્રઢ આસ્થાપૂર્વક કહું છું કે: તમારી જીવન-સંચિત આશા ફળિભૂત થશે. મા જગદંબા માતા તમને સહાય કરશે. મોગલોના હાથમાંથી તમે જનની જન્મ ભૂમિ બંગમાતાનો ઉદ્ધાર કરશો. જેના મન-પ્રાણમાં દેશનો ઉદ્ધાર કરવાની મનેચ્છા તીવ્રપણે જાગૃત થઇ રહી છે, જે ભોગવિલાસને તુચ્છ માને છે, જે દેશને માટે એક પ્રકારનું તપ-સન્યસ્ત ભોગવે છે અને જેનાં રૂંવે રૂંવામાં દેશ પ્રેમની જ્યોતિ પ્રકટી રહી છે તે પવિત્રાત્માને મા મહા શક્તિ, મા બ્રહ્માંડેશ્વરી, મા વજ્રેશ્વરી, મા દિવ્ય જ્યોતિ શું યશ નહિ આપે ? અવશ્ય આપશે. શાસ્ત્ર પુરાણમાં સર્વત્ર દેશ પ્રેમીઓનો જય થયો છે. જેણે માતૃભૂમિને ત્રાસ-દુઃખમાંથી ઉગારી છે તેને પરમ ધામ પ્રાપ્ત થયું છે. ભગવાને અર્જુનને જે બોધ આપ્યો છે તેનું સ્મરણ કરો."

પ્રતાપાદિત્યે અશ્રુ ભરેલે નેત્રે પાછળ ફરીને જોયું. જાણે કોઇ દેવ હૃદયમાં આશાનો સંચાર કરી સાન્તવના આપે છે, પરંતુ તેણે જોયું કે: તે કોઇ અન્ય નથી પણ તે તો મૂર્તિમંત આશાદેવી, તેનું જીવન સર્વસ્વ, તેની પ્રાણેશ્વરી પતિવ્રતા પદમિની છે.

પદ્મિનીએ કહ્યું: "પ્રાણેશ્વર! આવા એકાંતમાં બેસી એકી ટસે આ છબિ સ્હામે જોઇ અશ્રુપાત શા માટે કરો છો?"

પ્રતાપ ઉત્તેજિત હૃદયે તે મોહિની પ્રતિમાના કમળનાળ સમાન કોમળ કણ્ઠ ઉપર હાથ મૂકી જરા શાંત થઇ બોલ્યા:

"સાંભળ દેવી! આજે આ ગૃહમાં બેસી મનમાં ને મનમાંજ આકાશ પાતાળના વિચારો કર્યા કરતો હતો. એટલામાં એકાએક આ છબિ તરફ મ્હારી દ્રષ્ટિ ગઇ. આ છબિ પ્રથમ અનેક વખત જોઇ છે પરંતુ આજે કોણ જાણે શાથી તેના તરફ વિશેષ રીતે ચિત્ત પ્રેરાયું. કોણ જાણે શાથી આજે એ છબી જોઇ મ્હારા મનમાં આવા મનોભાવ ઉદય થયા? અહા! જાણે આજે આ છબિ મ્હને ચૈતન્ય જણાય છે! જાણે આજે આ છબિના અંગ ઉપાંગ હું સજીવન જોઉં છું. અહા! દેવી! પાપી કૌરવોના અધર્મયુક્ત યુદ્ધમાં આ બાળકે કેવી અદ્ભુત તેજસ્વિતા સાથે આત્મ પરાક્રમ દર્શાવ્યું છે! સમરથિ વડે વેષ્ટિત થવા છતાં પણ કેવા અસાધારણ વીરત્વ સહિત તે પોતાનો માર્ગ સ્વચ્છ રાખવાનો યત્ન કરે છે! બાળકનું વય તો માત્ર સોળ વર્ષજ છે! અર્જુનનો પ્રાણાધિક, સુભદ્રાનો નયનમણિ, બાલિકા ઉત્તરાનો જીવન સર્વસ્વ વીર અભિમન્યુ એ સર્વેનો સ્નેહપાશ છિન્ન કરી, અનાયાસે મધુરૂં હાસ્ય કરતાં કરતાં કેવી રીતે મૃત્યુને આલિંગન કરે છે! અહા! વીર પિતાનો વીરપુત્ર! સમરાંગણમાં કેવું બાહુબળ બતાવી વીરકીર્તિ ઝળકાવી રહ્યો છે! અહા! દેહ કોમળ છતાં બાહુમાં તો વજ્રસમાન બળ જણાય છે! બાળવય છતાં નેત્રમાં તો વીર-તેજ ઝળકી રહ્યું છે. જો, જો, દેવી! એના મુખ ઉપર કેવી પ્રસન્નતા પ્રકાશી રહી છે! અને હું? યુવાવસ્થામાં પ્રવેશી ચૂક્યો છું છતાં પણ ઘરમાં બેસી આળસમાં ને આળસમાં દિવસ ઉપર દિવસ ગણવામાં કાળક્ષેપ કરી રહ્યો છું! પિતા

મોગલોનું દાસત્વ કરી રહ્યા છે! બંગાલી પ્રજા પાસેથી મહેસુલ વગેરે રાજકર વસુલ કરી તેનાં ગાડેગાડાં દિલ્લીશ્વરના દરબારમાં મોકલી રહ્યા છે! કેવા ભયંકર કર! તે વસુલ કરવા જતાં બંગ પ્રજાનાં નેત્રમાંથી કેવો અશ્રુપાત થાય છે! હરિ! હરિ! પ્રજાના ઘરમાં હોય કે ન હોય, ખેતરમાં પાકે કે ન પાકે તોપણ બાદશાહી કર આપ્યા વિના છૂટકોજ નહિ! ન આપે તો તેની આબરૂ શી રીતે રહે? તેને સુખશાંતિ ક્યાંથી મળે? બાદશાહી અમલદારો તે બિચારાની ધૂળધાણીજ કરી નાંખે! બંગપ્રજાને એવો ત્રાસ ભોગવવો પડે તે મ્હારા પિતા-કાકા મુંગે મોઢે સહન કરે! તેમના કામમાં મદદ કરે! ઓ મ્હારા બંગ બંધુઓ! હું શું કરૂં? તમારાં દુ:ખ દૂર કરવાની મ્હને ઘણીયે ઇચ્છા છે પરંતુ હું શું કરૂં? પારકાની તાબેદારી કરવામાંજ રાજી રહેનાર બંગાલીઓનું જીવન-કલંક કોણ ફિટાડી શકે? મ્હોટા મ્હોટા રાજા, જમીનદારો અને શ્રીમંતોની એવીજ સ્થિતિ છે! તેમની સાથે હું પણ એવોજ છું. તે બધામાં કોઇ મોગલના તો કોઇ પઠાણ બાદશાહોના ખંડિયા-ગુલામો થઇ કલંકમય જીવન ગાળી રહ્યા છે! હું પણ તેવોજ છું! પ્રિયા! આવા આવા વિચારો કરતો છબિની સ્હામે જેમ વધારે વખત જોઉં છું તેમ તેમ નેત્રમાંથી અશ્રુજળ પડયા કરે છે। અંતઃકરણમાં મોગલોની ગુલામગીરીનો-પરતંત્રતાનો-કાંટો અનંત દુઃખ દઇ રહ્યાં છે! જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ પરતંત્ર બંગબંધુઓનાં હાડપિંજર જેવાં કંગાલ શરીરો મ્હારી સ્હામે આવી રૂદન કરતાં-મુષ્ટી અન્ન માટે ભિક્ષા માગતાં જણાય છે, તેમ તેમ મ્હારી છાતી ચીરાઇ જાય છે! ઘણાં વર્ષથી મોગલ-મુસલમાન અને પઠાણ બાદશાહોદ્વારા પીડાયલી બંગજનનીની હૃદયવિદારક છબિ મ્હારા માનસપટ ઉપર તાદૃષ્ય થાય છે તેમ તેમ મ્હારા

શરીરમાં કંપતર થાય છે! હું અસ્થિર થઇ જાઉં છું. પ્રિયદેવી! મ્હારા દેશની–દેશબંધુઓની સ્થિતિનો વિચાર કરૂં છું તેમ તેમ મ્હારાં શરીરનાં મર્મસ્થાન ભેદાઇ જાય છે! મ્હને જરા પણ ચેન પડતું નથી! મોગલ અને પઠાણો રાજકર્ત્તા જાતિ છે, તેથી તેઓ હિંદુ જાતિને સુખ–શાંતિ આપે એ કદીપણ બનશે નહિ. પરજાતિએ કદી પણ દાસ–જાતિને સુખ આપ્યું નથી. ઇતિહાસ, પુરાણ, શાસ્ત્ર તેની સાક્ષી પૂરે છે! જે જાતિને જીતવામાં આવે છે તેને જીતનાર જાતિ નિર્બળ, બુદ્ધિહીણ અને કાયર સમજી તેને દબાયલી રાખવામાંજ પોતાનું કર્તવ્ય કર્મ માને છે. તે જાતિની ભાષા, તેનાં અસ્ત્રશસ્ત્ર અને તેના વીર ઇતિહાસોને મંદ કરી દેવામાં તેઓ પોતાની કીર્તિ માને છે. જો કે દિલ્લીશ્વર અકબરે પોતાના રાજ્યમાં ટોડરમલ અને માનસિંહ જેવા બુદ્ધિમાન હિંદુઓને મ્હોટા ઓદ્ધા આપ્યા છે ખરા પરંતુ તે માત્ર એક પ્રકારનો રાજ્યદ્વારી દાવપેચજ છે! તેમના જેવા બુદ્ધિ–બળમાં ચઢીયાતા વીરપુરૂષોને શૃંખલામાં જકડી રાખવાનો પ્રપંચજ રચ્યો છે. તેમની દ્વારા હિંદના જૂદા જૂદા વીર સ્વતંત્ર રાજાઓને દિલ્લીશ્વરે દાસ બનાવવાનીજ યુક્તિ રચી છે! સ્વતંત્રતા ભોગવતા વીર રાજાઓને પરતંત્ર બનાવવાનું તે માત્ર શસ્ત્ર છે! તેમને થોડાક અધિકાર અને થોડીક સ્વતંત્રતા આપી એટલે થઈ રહ્યું! થયા તેઓ મોગલના દાસ! પ્રાણેશ્વરી! શું કહું? મ્હેં તો જે સાંભળ્યું છે તે ઉપરથીજ અનુમાન કરૂં છું! એ ઇતિહાસ જાણી હું તો મા જગજ્જનનીને મ્હારૂં દુઃખ નિવેદન કરતો હતો અને મુક્ત કણ્ઠે અશ્રુપાત કરતો હતો તેજ સમયે મ્હારે દુઃખે દુઃખી થનાર તમે આવી મ્હારા મન–પ્રાણમાં આશ્વાસનરૂપી અમૃત રેડી આપ્યું. મ્હારા પ્રાણને શાંતિ આપી. ભગવાન તમારી ભવિષ્ય વાણી ફળિભૂત કરે."

પ્રેમમયી પદ્મિની દેવી ક્ષણવાર પર્યંત પતિદેવનાં અશ્રુભરેલાં નેત્રો સ્હામે એકી ટસે જોઇ રહી. ત્યાર પછી પ્રેમભરિત સ્વરે સ્મિત હાસ્ય કરી કહ્યુ: "હૃદયેશ્વર ! એ તો છબિમાં ચિતરાયલું ચિત્ર છે. એ છબિ જોઇને તમારા હૃદયમાં તરંગો ઉઠયા છે ત્યારે મ્હારા હૃદયની છબિ જોતાં તમારો હૃદય–સિંધુ કોણ જાણે કેવોયે ઉછળી રહેશે?"

પ્રતાપે પદ્મિનીને આગ્રહ કરી સર્વ હકિકત નિવેદન કરવાની આજ્ઞા ફરમાવી.

પ્રફુલ્લમુખી પદ્મિનીએ કહ્યું: "દિવાનખાનામાં પ્રવેશ કરતાંજ મ્હેં મ્હારા વિચારો દર્શાવ્યા છે. તમેજ બંગાલી–જીવનનું કલંક દૂર કરી શકશો–તમેજ બંગજનનીની કંગાલાવસ્થા દૂર કરી શકશો. તમેજ બંગદેશને સ્વતંત્ર કરી શકશો. તમેજ મોગલ–પઠાણોને બંગદેશમાંથી હાંકી કાઢી શકશો, અને પરતંત્ર કહેવાતી બંગજનનીનું મુખ–કીર્તિ–ઉજ્જવળ કરી શકશો. જો મ્હારૂં કથન અસત્ય ઠરે તો આપ આ દાસીનું મુખ કદી પણ જોશો નહિ. સતીનાં વચનો હમેશાં સત્યજ ઠરે છે. મ્હારા અંતરાત્માએ જે ભવિષ્ય ભાખ્યું છે તે કદી પણ અસત્ય ઠરશે નહિ. દાસી સત્યજ કહે છે."

આ વચનો સાંભળી પ્રતાપે હર્ષમાં આવી જઇ પ્રાણથી અધિક પ્રિય પદ્મિની દેવીના અધર ઉપર એક ચુંબન કરી કહ્યું: "હૃદયેશ્વરી ! તમારી ભવિષ્ય વાણી સત્ય પડે તો તેમ અસંભવિત નથી. રાજપુત રમણી–ભીમસિંહની પદ્મિની જેમ સતી હતી તેજ પ્રમાણે તમે પણ મ્હારી સતી–પ્રતિમા છો ! જોઉં છું કે હવે સતીનું વાક્ય કેવું સાર્થક થાય છે ! હમણાં દેશની સ્થિતિ બહુ વિચિત્ર થઇ પડી છે. એક તરફ પઠાણો અને બીજી તરફથી મોગલોનાં લશ્કર બંગપ્રજાના બે હાથ પકડી ખેંચમખેંચા કરી રહ્યા છે. જેનામાં વિશેષ બળ છે

તે વિશેષ ભૂમિ મેળવી રહ્યા છે! લશ્કરો એક દેશથી બીજે દેશ જઇ ધાન્યનાં ખેતરોની પાયમાલી કરી રહ્યાં છે. એ ત્રાસને લીધે ગરીબડા ખેડૂતો માથે હાથ દઇ રડી રહ્યા છે! અનેક ગરીબ ખેડૂતોને ખેતીનાં કામમાંથી વિમુખ કરી તેમને લશ્કરી કામ માટે વેઠે પકડી જવામાં આવે છે! એટલે તેમની ખેતી રખડી પડે છે! હજારો સૈનિકો એક શહેરથી બીજે શહેર કે ગામ જતાં ત્યાં તેમને જોઇતી વસ્તુઓ સોંઘામાં—અરે કેટલીક વખત તો લૂંટી લઇનેજ મેળવવામાં આવે છે! ઉદ્યોગહુન્નર તો રસાતળે પહોંચ્યો છે! આવી સ્થિતિમાં બંગદેશ કેવી સુખશાંતિમાં હશે તે કોનાથી અજાણ્યું છે! પ્રાણેશ્વરી! એ બધું જોઇ મ્હારૂં હૃદય ફાટી જાય છે! ભગવાન તમારા વાક્યને યશ આપે."

પદ્મિનીએ પતિદેવના ચરણનો સ્પર્શ કરી ઉત્તર દીધો:

"પ્રાણેશ્વર! જો તમારા ચરણમાં મ્હારી દ્રઢ ભક્તિ હશે તો મ્હારૂં વાક્ય સફળ થશેજ. હું માતા ભવાનીનું સ્મરણ કરી પુનઃ કહું છું કે તમારેજ હાથે બંગદેશ સ્વતંત્ર થશે. તમે રાજરાજેશ્વરનું નામ ધારણ કરશો. એ શુભ દિવસ મ્હારી નજર સ્હામે જણાય છે. હું જાણું છું કે: બંગદેશ પરજાતિયોના હુમલાથી અને તેમની જુલ્મી સત્તાથી દબાઇ—કચડાઇ ગયો છે. અનેક પ્રકારના જુલ્મી કર ભરી ભરીને બંગાલી ખેડૂતો-જમીનદારોનાં ઘર ખાલી થઇ ગયાં છે! થોડા શ્રીમંતો બાદ કરતાં મ્હોટો વિભાગ દરિદ્રતા ભોગવી રહ્યો છે. તમે બંગદેશનું જે ચિત્ર કહ્યું છે તે સત્યજ છે. મા જગદંબા તમને યશ આપશે."

એમ કહી પદ્મિનીએ પોતાના હાથમાંથી મા જગદંબાની પ્રસાદી બિલ્વ-પુષ્પ આપ્યું. પ્રતાપે ભક્તિપૂર્વક તે ગ્રહણ કરી મસ્તકે, નેત્રે, છાતીએ સ્પર્શ કરી કહ્યું: "જો જો દેવી! તમારી દેવીપૂજા વ્યર્થ

ના થાય. સ્નાન કરી, વિશુદ્ધપણે દેવી-પૂજા કરી આવી આજે તમે મ્હને જે અમૃતમયી વાણી સંભળાવી છે તેવી મ્હારા પ્રિયમિત્ર શંકર સિવાય બીજા કોઇએ આશ્વાસન આપી મ્હને સજીવન કર્યો નથી. પ્રાણેશ્વરી ! આ સ્થાન, આ સમય અને સ્વયં તમે સર્વે છો. જોઉં છું કે મ્હારા જીવનવ્રતનું ઉદ્યાપન કેટલી ત્વરાથી થાય છે ! "

આ સમયે મહા મહિમામયી સાધ્વી રમણી પદ્મિનીએ દ્રઢતાથી કહ્યું: " પ્રાણેશ્વર ! અંતરિક્ષમાં દેવતાઓ છે. સમ્મુખ તમે છો અને મ્હારા ગર્ભમાં એક સન્તાન શયન કરી રહ્યું છે. એ ત્રણેને સાક્ષી રાખી હું કહું છે કે: તમે ખાત્રી રાખજો. તમારી મનોવાંચ્છના પૂર્ણ થશે. ગઇ રાત્રે મા જગદંબાએ મ્હને સ્વપ્નમાં દર્શન દઇ એ પ્રમાણેજ અભય વચન આપ્યું છે. આપ બંગજનની માટે ચિંતા કરો છો અને શું હું સ્વસ્થ બેસી રહું છું,? તમે પુરૂષો ચંચળ-ચિત્ત થઇ અનેક સ્થળે મન વાંચ્છના કહેતા ફરો પણ અમે લજ્જાળુ સ્ત્રીઓ, અમારી મનોવાંચ્છના દબાવી રાખી એક માત્ર ઇષ્ટદેવનેજ નિવેદન કરીએ છીએ. હું પણ આપની પેઠે બંગજનનીની દરિદ્રાવસ્થા માટે દિલગીર થાઉં છું અને તેની તે સ્થિતિ દૂર કરવા જગત્ જનની મા જગદંબાને નિત્ય પ્રાર્થના કરૂં છું. તેનું પરિણામ ગઇ રાત્રે જણાયું છે. મ્હારી પ્રાર્થના તે દીનબંધુ, ભક્તવત્સલ, મા જગદંબાએ સાંભળી છે. તે માએ ગઈ રાત્રે મ્હને સ્વપ્નમાં દર્શન આપી આશ્વાસન આપ્યું છે. આજે પણ પૂજન સમયે હું સંપૂર્ણ જાગૃત દશામાં હતી તે સમયે માતાજીએ સ્પષ્ટ કણ્ઠે પુનઃ એજ અમર વાક્યો કહી વરદાન દીધું છે."

પ્રતાપે અતિ આનંદ પામી પુનઃ પદ્મિનીનું મુખ ચુંબન કરી કહ્યું: " પ્રાણાધિકે ! તમારી ભવાની પૂજાનું સાર્થક થયું છે. તમારી

પતિભક્તિનું પણ સાર્થક થયું છે. આજે અનેક રાજા અને રાજકુંવરોની પત્નીઓ માત્ર શરીરના સુખને માટે યત્ન કરી રહી છે ત્યારે તમે પત્નીવ્રત ધર્મનું પાલન કરી, પતિ અને બંગજનનીનું કલ્યાણ થાય એવુંજ વરદાન માગો છો. એ શું તમારે માટે ધન્યવાદ જનક નથી ? તમે દેહના સુખને કારણે મૂકી મા જગદંબાની ષોડશોપચાર પૂજા કરવામાં કેટલો બધો સમય વ્યતીત કરો છો? ધન્ય છે તમારી ધર્મભક્તિને ! જે રાજા–રજવાડામાં દેવશ્રદ્ધા–ધર્મભાકત નથી તે શ્રીમંતાઇ વ્યર્થંજ! તમે એક તરફ પતિ પૂજા અને બીજી તરફ દેવ પૂજા કરી તમારૂં જીવન સાર્થક કરી રહ્યાં છો. સતિ ! તમારી કલ્યાણ–કામનાથી ખરેખર આજે હું કૃતાર્થ થયો છું. આશિર્વાદ આપું છું કે: તમારા ગર્ભનું સંતાન તમને રત્ન–ગર્ભાનું વિશેષણ અપાવે. તે અદ્વિતીય બંગ–રત્ન થાય.”

આવેશ સમ્યા પછી શાંત ચિત્તે પ્રતાપ બોલ્યા: “ પ્રિયે ! મા જગદંબાની એ આશ્વાસન વાણી અન્ય કોઇ જાણે નહિ તેની સાવચેતી રાખજો.”

પદ્મિનીએ સ્મિત મુખે ઉત્તર દીધો: “ સ્વામિન્! એ સંબંધી તમે સંપૂર્ણ નિશ્ચિંત રહેજો.

---

## અષ્ટમ પરિચ્છેદ.

### બાળક રે બાળક!

પ્રતાપાદિત્યને બાલ્યાવસ્થાથીજ માતૃ વિયોગ થયો હતો. તેના પિતા વિક્રમાદિત્યે અન્ય સ્ત્રી સાથે લગ્ન કર્યું નહોતું. કાકાની પત્ની–વસન્તરાયની સહધર્મિણી પ્રતાપ ઉપર પુત્રવત્ પ્રેમ રાખતી. એક દિવસ કાકીએ પ્રતાપને કહ્યું:

"બેટા! ત્હારા ઉપર ત્હારા પિતાની કંઇક અવકૃપા થઇ હોય એમ જણાય છે. તું શિકાર રમવા જાય છે, શંકર અને સૂર્યકાન્ત વગેરે સાથે મલ્લયુદ્ધ કરે છે, તરવાર અને બંદુકની મિત્રતા કરી બારે ઘડી અને બત્રિશે પહોર તેમાંજ તું આનંદ માને છે, તેથીજ ત્હારા પિતા ત્હારા ઉપર જરા ગુસ્સે થયા છે. તરવાર–બંદુક ચલાવવી એ આપણું વૈષ્ણવોનું ક્રૂર કર્મ નથી તેથીજ ત્હારા પિતા શિકારની વાર્તા સાંભળી ત્રાસ પામે છે. આપણો અહિંસા ધર્મ, એક મગતરૂં મરણ પામતાં આપણને અતિશય દુઃખ થાય છે ત્યારે તું તો મ્હોટાં મ્હોટાં પ્રાણીઓનો વધ કરી નાંખે છે! બેટા! ત્હને શું તે પ્રાણીઓની દયા નથી આવતી? ત્હારે તો અનેક પ્રકારના સુખ ઉપભોગ કરી આનંદ કરવો જોઇએ તેને બદલે તું આવાં નિંદ્ય કામ કરે એ કેવું કહેવાય વારૂ? ત્હારા પિતા તેથીજ ત્હારા ઉપર કોપાયમાન થાય છે. ત્હારા કાકા ત્હારો પક્ષ લઈ તેમને બે શબ્દ કહેવા જાય ત્યારે તે વળી ઉલટા વિશેષ ક્રોધે ભરાય છે! જો બેટા! મ્હારે તો જેટલો રાઘવ પ્રિય છે તેટલોજ તું પણ પ્રિય છે. મ્હારે મનથી તો બંન્ને સરખા છો. પહેલાં તું અને પછી રાઘવ. હું સારી પેઠે જાણું છું કેઃ ત્હારે મા નથી. ત્હેં માતૃ–પ્રેમ જોયો નથી, તેથીજ બાળપણાથી મ્હેં તને માતૃપ્રેમ દર્શાવી લાડકોડમાં ઉછર્યો છે. મ્હેં તને મ્હારો પુત્ર ગણ્યો છે. ત્હારા ઉપર મ્હને પુત્ર તુલ્ય પ્રેમ છે. ત્હારૂં માથું દુઃખતાં મ્હારી છાતી ચીરાઈ જાય છે. આજે જગત્માં ઘણી કાકીઓ છે પણ તેતો ભત્રિજાનું ક્યારે કાટલું નીકળે અને પોતાનો પુત્ર સુખી થાય એવું જોવા ઇચ્છે છે. પોતાના પુત્રને નિર્વિઘ્ને સુખ મળતું હોય તો કેટલીક કાકીઓ ભત્રિજાનો કાંટો કાઢી નાંખવા પણ ચૂકે નહિ! સંસારમાં કાકીએ ભત્રિજાને પુત્રવત્ ગણ્યો હોય એવું ક્વચિતજ! કાકીઓએ જેટલા

પ્રપંચ રચ્યા છે તેટલા બીજાએ ભાગ્યે રચ્યા હશે. ઘણી કાકીઓએ કાકાઓને સમજાવી, પટાવી, લોભાવી ભત્રિજાઓને પાયમાલ કર્યા છે! ભાઇના પુત્ર ઉપર ગમે તેટલો સ્નેહ હોવા છતાં કાકીની ભંભેરણીને વશ થઈ કાકાઓએ પાપના પુંજમાં પગલું ભર્યું છે! બેટા! કાકીની ચઢામણીને લીધે ઘણા કાકાઓએ પોતાના ભાઇઓને સુદ્ધાં વિશ્વાસઘાત કરી તેમને ગળે છરીઓ ફેરવી છે અને પોતાનાં છોકરાં માટે ગુપ્ત ધન સંગ્રહ કર્યો છે! બેટા! મ્હારા જેવી કાકીઓ તો કોઇકજ! મ્હેં ધાર્યું હોત તો હું પણ ત્હારૂં અકલ્યાણ કરત અને ત્હારા પિતાને સતાવત, પણ તેમ કરવાથી આપણા રાજવંશમાંજ શત્રુતા વધી જાત અને બધા ભાઇઓ છૂટા પડી વંશ ક્ષય થાત. બધાંનું અકલ્યાણ થાત. બધાંનું અકલ્યાણ થઇ દુ;ખી દુઃખી થાત. જે કુટુંબમાં દ્વેષ, શત્રુતા અને કુસંપ થાય છે તે કુટુંબની પાયમાલીજ થાય છે એ હું સારી પેઠે જાણું છું, માટેજ કુસંપનાં બીજ નહિ રોપતાં મ્હેં સંપ રાખી ત્હને ઉછેર્યો છે. બેટા! ત્હારા ઉપર ત્હારા પિતા ગુસ્સે થાય એ મ્હારાથી કેમ ખમાય? મ્હારી શિખામણ માની તું ત્હારાં કામોનો ત્યાગ કર. શિકાર રમવો, મલ્લયુદ્ધ કરવું, તરવાર–બંદૂકને બગલમાં મારી નિર્દોષ પશુ–પક્ષીઓના જીવ લેવા, એ બધું તોફાન તું છોડી દે. ત્હારા પિતા–કાકાની પેઠે તું પણ રાજ–ભોગ–સુખ ભોગવ. આનંદ કર. બેટા! ત્હારા પિતાને પાંચ સાત નથી. તુંજ એકનું એક પુત્ર–રત્ન છે. તુંજ રાજ–વંશનો ઉદ્ધારક સત્પુત્ર છે–કુલ દીપક છે. ત્હારા ઉપર કોઇ ક્રોધ કરે છે તો મ્હારો જીવ બળીને ખાખ થઇ જાય છે! ત્હારી માતા–મ્હારી મ્હોટી બ્હેન સ્વર્ગે ગયાં છે. ત્હેને કંઇ એ બધું જોવું પડતું નથી, મ્હારે બધું જોવું–સહેવું પડે છે–મ્હનેજ કષ્ટ થાય છે. ત્હને હું વારૂં છું. તું પિતાની ઇચ્છાથી વિરૂદ્ધ હોય

એવું કોઇ કામ કરીશ નહિ. ત્હારૂં કલ્યાણ થાઓ બેટા !"

પ્રતાપે શાંત ચિત્તે કહ્યું: "કાકીમા ! હું રાજપુત્ર છું. મ્હેં રાજવંશમાં જન્મ લીધો છે. જો હું શિકાર નહિ કરૂં, મલ્લયુદ્ધ નહિ કરૂં, અને બંદુક તલવાર ચલાવતાં નહિ શીખું તો હું કેવી રીતે દિવસો વ્યતીત કરૂં તે તમેજ કહો મા ?"

કાકી–માએ ઉત્તર દીધો: "કેમ ? ત્હારા પિતા–કાકા કહે છે કેઃ આટલી મ્હોટી જમીનદારીનું કામ છે. મ્હોટા મ્હોટા તાલુકાનું મહેસુલ વસુલ કરવાનું છે. તેમાં તું ચિત્ત કેમ પરોવતો નથી ભાઇ ? તેઓ કહે છે કે: "હવે અમે કેટલા દિવસ જીવવાના છીએ ? છોકરાઓમાં પ્રતાપ સૌથી મ્હોટો છે. અમારી પાછળ તેનેજ યશોહરના રાજપાટની વ્યવસ્થા રાખવી પડશે. હમણાં જો તે કામકાજમાં મન નહિ રાખે તો પાછળથી તેને એ બધું ભારે થઇ પડશે. અરે ! બીજા નોકર–ચાકરો બધું ખાઇ જઇ એને ભીખ મંગાવશે."

એ સાંભળી પ્રતાપ જરા હસ્યો. કાકી–માએ કહ્યું: "હસ્યો કેમ બેટા ?"

પ્રતાપઃ "કાકી–મા ! તમે મ્હારાં માતા સ્વરૂપ છો. તમારી આગળ મન છુપાવીશ નહિ. જે છે તે તમને કહું છું. "યશોહરનું રાજપાટ" એ શબ્દ સાંભળી મ્હને હસવું આવે છે મા ! રાજપાટ કોનું ? આપણું કે મોગલ બાદશાહનું ? જ્યાં સુધી આપણાથી સારૂં કામ થાય છે ત્યાં સુધી આપણું રાજપાટ છે, જ્યાં સુધી બાદશાહ આપણા ઉપર પ્રસન્ન છે ત્યાં સુધી આપણું રાજપાટ છે, જ્યાં સુધી એકાદ મોગલ સુબાની વક્રદ્રષ્ટિ આપણા ઉપર પડી નથી, ત્યાં સુધીજ એ આપણું છે, પણ એકાદ મોગલસુબાની શનિ–દ્રષ્ટિ પડી કે પછી જુવો રાજપાટની મજાહ ! બાદશાહ પણ જો કાંઇ વંકાયા કે પછી જુવો રાજપાટની મજાહ ! મા ! બાદશાહની જરાપણ અવકૃપા

થઇ કે પછી એ રાજપાટને બદલે આપણે માર્ગના ભિખારી જઇશું એ આપણે ભૂલવું જોઇતું નથી! આપણું રાજપાટ ફક્ત બાદશાહની જ્યાં સુધી "કૃપા" છે ત્યાં સુધીજ છે. અવકૃપા થતાજ સ્વપ્નની પેઠે એ સુખ ઉડી જશે, પછી પત્તોજ નહિ લાગે! આપણા કરતાં તો અત્યારે એક બે વિંધાં જમીનનો સ્વતંત્ર ખેડુત બહુ સુખી છે! તે તેટલીજ જમીનનો સ્વતંત્ર માલિક કહેવાય છે, પણ આપણે તો એક તસુ જેટલી જમીનના પણ માલિક નથી! એક પર્ણકુટીમાં રહેનાર દરિદ્રી મનુષ્ય આપણા કરતાં હજાર દરજ્જે સુખી છે. કારણ કે તે તેટલા ક્ષુદ્ર મકાનનો માલક કહેવાય છે, અને આપણે? આ મ્હોટા રાજમહેલ જણાય છે છતાં બાદશાહની અવકૃપા થતાં આપણે તે બધું છોડી જંગલમાં ભટકવું પડશે! એના કરતાં તો વધારે સારૂં એજ છે કે: આપણે બાદશાહની ગુલામગીરી છોડી દઇ કંઇ સ્વતંત્ર ઉદ્યોગ કરી પ્રારબ્ધ અજમાવવું. જ્યાં સુધી સ્વતંત્ર રાજા થઇએ નહિ ત્યાં સુધી રાજ્ય કોનું અને રાજપાટ કોનું? તેથીજ મા! પિતા તથા કાકાનું કથન સાંભળી મ્હને હસવું આવે છે। સન્તાનનો અપરાધ ક્ષમા કરજો."

કાકી–માએ કહ્યું: "બેટા! મ્હેં સાંભળ્યું છે કે: ત્હારી જન્મ કુંડલીમાં કોઇ નઠારા ગ્રહો પડેલા છે, તેનું ફળ—ના, ના, તે વાત કહેતાં જીભ અચકાય છે. તેથીજ ત્હારા પિતા ત્હને શાંત અને સુશીલ જોવા ઇચ્છે છે."

પ્રતાપે હાસ્ય કરી કહ્યું: "હા, એ વાત પણ મ્હેં કોઇ કોઈ વખત સાંભળી છે ખરી. શું તમને વિશ્વાસ છે કે: હું પિતૃ હત્યા કરીશ?"

આ સમયે કાકી–મા જરા વિચારમાં પડયાં. શું જવાબ દેવો તે તેમને સૂઝયું નહિ. કંઇક લજ્જા પામી બોલ્યાં: "ના, બેટા! મ્હને

એ પાપ-વાર્તા ઉપર વિશ્વાસ નથી. મ્હારૂં મન કબૂલજ કરતું નથી. મ્હેં જેવું સાંભળ્યું હતું તેવુંજ ત્હને કહ્યું છે. જેનું મુખકમળ જોવાથી શત્રુઓ સુદ્ધાં મ્હોં નીચું કરી દે એમ છે તેના દ્વારા એવું મહા પાતક થાય એ હું સ્વપ્ને પણ સાચું માનતી નથી."

બન્ને આ પ્રમાણે વાતચિત કરી રહ્યાં છે એ સમયે વસન્તરાય ત્યાં આવી પહોંચ્યા. કાકાને જોઇ પ્રતાપે શરમાઇ જઈ નીચું મસ્તક કર્યું. વસન્તરાયે કહ્યું: "બેટા પ્રતાપ ! મ્હારી શિખામણ માન. ત્હારા સોબતીઓનો ત્યાગ કર. મ્હોટા ભાઇ ત્હારા ઉપર ધીમે ધીમે ક્રોધે ભરાયા છે."

પ્રતાપ અવનત મસ્તકે ચુપ થઇ ધૈર્ય ધારણ કરી ઉભો રહ્યો હતો. તેણે કહ્યું: "મ્હારા સોબતીઓનો અપરાધ શો ? આપજ વિચાર કરો."

વસન્તરાય: "એ લોકોજ તમામ અનર્થનું મૂળ છે. ત્હને નઠારી ટેવો પાડનાર એ લોકોજ છે. તેમ ન હોય તો અમારો બાળક પ્રતાપ નિષ્ઠુર બને કેમ ?"

પ્રતાપે એક ઉંડો નિઃશ્વાસ મૂકી ઉત્તર દીધો: "નિષ્ઠુરતાનું કયું કામ કર્યું કાકાજી ?"

વસન્તરાય: "શિકારને બહાને ત્હેં કેટલાંએ નિર્દોષ પશુ-પક્ષીની હત્યા કરી તે શું તું સારૂં કરે છે ? તેમણે આપણો શો અપરાધ કર્યો છે ? જે બિચારાં જંગલમાં સ્વચ્છંદે વિચરી આનંદ કરે છે તેને તરવાર કે બંદુકથી મારી પ્રાણ લેવા એ શું આપણા જેવા વૈષ્ણવોને-ધર્મપ્રાણ-રાજાઓને છાજે છે ? ત્હેં હજી ગીતાજી વગેરે ધર્મના ગ્રંથો વાંચ્યા નથી તેથીજ તું હિંસા કરવા પ્રવૃત્ત થાય છે, પણ જો તે ગ્રંથો વાંચે તો ત્હારા જાણવામાં આવે કે આત્મા એ સર્વમાં એક સરખો છે. સર્વની લાગણીઓ-સુખ-દુઃખ સમાન છે. આપણા જેવુંજ દુઃખ-

સુખ વાઘ-વરૂ કે રીંછ આદિ ફાડી ખાનારાં પશુઓને પણ થાય છે. તેથીજ કોઇપણ જીવાત્માને દુઃખ ન દેવું જોઇએ. જંગલોમાં ભટકતા ફરવું, બંદુકમાં ગોળીઓ ફોડી નિર્દોષ પ્રાણીઓને ત્રાસ આપવો, અને વિશેષમાં "દેશને સ્વતંત્ર કરીશ, સ્વતંત્ર કરીશ." એવું કહેતાં ફરવું એ સારૂં થાય છે? આપણા અન્નદાતા મોગલ બાદશાહ ત્હારૂં એવું વર્તન જાણે તો આપણે રસ્તામાં ભિખારી પેઠે રખડવું પડે કે નહિ? આપણા શા હાલ થાય તેનો તુંજ વિચાર કર! ત્હારા પિતાને ત્હારી એ વર્તણુંક પસંદ નથી. તેઓ ચ્હાય છે કેઃ તું શાંત-શિષ્ટ થઇ જમીનદારીનું કામકાજ કર. પ્રજાજનોની કોઇ ફરીઆદ હોય તો તે સંબંધી તપાસ કર. બાદશાહનું યથોચિત સન્માન કરતાં શિખ અને ત્હારા પિતાની આજ્ઞા પ્રમાણે વર્તણુંક રાખ. જો એ પ્રમાણે વર્તશે તો જીવનના અવશેષ રહેલા દિવસો તેઓ સુખમાં ગાળશે."

પ્રતાપે જરા દ્રઢતા સહિત કહ્યુંઃ "પિતાજી અને આપ જે કાંઇ કહો છો, તે હું સારી પેઠે સમજું છું. રાજવંશમાં જન્મેલા રાજપુરૂષોનો જે ધર્મ છે તે પ્રમાણેજ હું વર્તુ છું અને પ્રકૃતિદેવીએ મ્હારા હૃદયમાં તેવાજ વિચારો પ્રેર્યા છે ત્યાં હવે હું નવું શું કરી શકું? ઇતિહાસ-પુરાણમાં રાજપુરૂષો એ પ્રમાણેજ શિકાર રમતા. મલ્લયુદ્ધ કરતા, અસ્ત્રશસ્ત્ર ચલાવતા. શું તેઓ અહિંસા-ધર્મ જાણતા નહતા? શું તેમને પાપ-પુણ્યનું જ્ઞાન નહતું? પાંડવ-કૌરવનું યુદ્ધ, રામ-રાવણનું યુદ્ધ, શ્રી કૃષ્ણ-કંસનું યુદ્ધ, એવાં અનેક યુદ્ધ શું ધર્મ-અધર્મ સમજતા નહોતા? જનની જન્મભૂમિને મોગલ-પઠાણોના ત્રાસમાંથી મુક્ત કરી દેશ બંધુઓને તેમના જુલમમાંથી છોડાવી શાંતિ આપવી એ શું આપણું કર્તવ્ય નથી? આપણે અત્યારે દિલ્લીશ્વર-મોગલ બાદશાહના દાસ છીએ, તેમની કૃપાનો ટુકડો ખાઇએ છીએ, શ્વાનની પેઠે બોલાવે ત્યારે રાજી થવું અને હાંકી કાઢે ત્યારે ચાલ્યાં જવું એવી

નીતિ ભલે આપ પસંદ કરો ! આપ મ્હને જમીનદારી–તાલુકદારીનું કામ કરવા કહોછો પણ કોની જમીનદારી ? તે તો મોગલ બાદશાહની છે. બાદશાહની તમારા ઉપર કૃપા છે ત્યાં સુધી તમને તેણે "રાજા"બનાવ્યા છે. કાલે સવારે ઇતિરાજી થતાં તમારૂં સર્વસ્વ ખુંચવી લેશે એ તમે જાણો છો તો ખરા ! હવે હું આપને વિશેષ શું કહું ? મ્હારૂં તો એવુંજ માનવું છે કેઃ બંગ પ્રદેશ સ્વતંત્ર નહિ થાય ત્યાં સુધી બાદશાહ–પઠાણો-દ્વારા પડતો ત્રાસ ઓછો થશે નહિ. કાકાજી ! આપની મનોવાચ્છના હું સમજી ગયો છું. એક ભગવાન સિવાય મ્હારા ઉદ્દેશ્ય પરત્વે સહાનુ-ભૂતિ દર્શાવનાર પૃથિવીમાં બીજું કોઇજ નથી ! ઠીક ! હું મ્હારો માર્ગ તે મહાન પ્રભુની સહાયતાથી ચોકખો કરી લઇશ."

વસન્તરાયે પ્રતાપના ઉકળેલા મિજાજને ઠંડો પાડવા તેના શ-રીરે સ્નેહપૂર્વક હાથ ફેરવતાં ફેરવતાં કહ્યુંઃ "બેટા ! શાંત પડ ! ગ-રમ શા માટે થઈ જાય છે ! ઉશ્કેરાઈ જવા કરતાં શાંત ચિત્તે પ્રત્યેક કામનો વિચાર કરી પગલું ભરવું અને આપણી શક્તિનો વિચાર કરવો એનું નામ મનુષ્યત્વ છે. હજી ત્હારૂં જુવાન લોહી છે, હઠ કરવી સારી નહિ. આપણી સ્થિતિનો પણ વિચાર કરવો જોઇએ. હજી કાચી વ-યમાંજ ત્હને આવી દુર્બુદ્ધિ સુઝી છે તે સારૂં પરિણામ નહિ લાવે. બોલ બેટા ! ત્હારે બીજું જે જોઇએ તે મ્હને કહે. ત્હારી ઇચ્છા હું પૂર્ણ કરીશ, પરંતુ બાદશાહ સાથે વૈર કરવા જેવું પગલું ભરીશ નહિ. તેમાં સર્વને દુઃખ થશે."

પ્રતાપ કાકાની ઇચ્છા સમજી ગયા. પરંતુ તે કાંઈ બાળક નહોતા કે કામ્ય લઇને કાંચનનો ત્યાગ કરે. તેના મન–પ્રાણમાં તો એક માત્ર બંગ-જનનીનો ઉદ્ધાર કરવાનું કાર્ય હતું. તેણે ધીમે રહીને ઉત્તર દીધોઃ "કાકાજી ! મ્હારે બીજું કાંઇ જોઇતું નથી. હું કાંઇ બાળક નથી કે એકાદ

રમકડાને લઇ રાજી થાઉં! માતા ભવાનીએ મ્હને ગુપ્ત આદેશ કર્યો છે. તે એજ કે બંગજનની અને બંગસંતાનને દરિદ્રતા, પરતંત્રતામાંથી મુક્ત કરવા યત્ન કરવો. સત્ય છે કે: પ્રબળ મોગલ શક્તિ સમક્ષ આપણે શા હિસાબમાં છીએ પરંતુ પ્રભુ સત્યનો બેલી છે. તે મહા દયાળુ છે. દુઃખી જનોનાં દુઃખ ટાળવા માટે તે અવશ્ય સહાય કરશે. મ્હને જે જોઇએ તે ભગવાન સિવાય કોણ આપી શકશે? મ્હારી ક્ષુધાનું નામ સાંભળી તમે હબકી ગયા છો ત્યાં પછી હવે બીજું શું કહું? યશોહર જીલ્લાની ગરીબ પ્રજાનું રક્ત ચુસી લેવાથી મ્હારી ક્ષુધા નિવૃત્ત થશે નહિ. ન્હાનકડા યશોહરમાં બેસી રહીને, ક્ષુદ્ર જમીનદારનો હિસાબ કિતાબ રાખી, ગરીબ પ્રજાના પૈસા પર–સેવામાં મોકલી દેવાથી મ્હારા મનની તૃપ્તિ થશે નહિ. અરે! મ્હારા મનને હું સમજાવી શકીશ નહિ. જો મ્હારી ઇચ્છા તૃપ્ત કરવા માટે મ્હારે આપ સર્વના સ્નેહથી વિખુટું પડવું પડે તો તેને હું મ્હારૂં દુર્ભાગ્યજ સમજીશ. હું તેમ કરવા પણ તૈયારજ છું."

વસન્તરાય પુત્ર પ્રતાપની પ્રતિજ્ઞા સાંભળી ભય પામી થર થર કમ્પતા દુર્ગાનામ જપ કરવા લાગ્યા. થોડીવાર સુધી સ્તબ્ધ થઇ તેની તેજસ્વી મુખમુદ્રા સ્હામે જોઇ રહ્યા પછી આસપાસ નજર ફેંકી કહ્યું: "ત્યારે શું તું દેશને સ્વતંત્ર કરી સ્વતંત્ર–રાજા થવા ચ્હાય છે?"

પ્રતાપ–દ્રઢ પ્રતિજ્ઞ પ્રતાપે ઉંડો નિશ્વાસ નાંખી ઉત્તર દીધો: "તે હું આજે કહેવા ઇચ્છતો નથી. વળી કોઇ દિવસ આપના પ્રશ્નનો ઉત્તર આપીશ."

વસન્તરાયે ડોકું હલાવી મશ્કરી કરતાં કહ્યું: "શું તું દેશને સ્વતંત્ર કરશે? શું તું સ્વતંત્ર રાજા થશે. વામન થઇ આકાશનો ચંદ્ર મુઠીમાં લેવાની ઇચ્છા? બાળક રે બાળક!"





# નવમ પરિચ્છેદ.

## નિશ્ચય.

જેમ જેમ દિવસો વ્યતીત થવા લાગ્યા તેમ તેમ વસન્તરાયના હૃદયપટ ઉપર પ્રતાપના જન્માક્ષરમાં લખાયલો ફળાદેશ જાગ્રત થવા લાગ્યો. પ્રતાપનાં આચરણો દિન પ્રતિદિન વિશેષ ઉચ્છૃંખલ જણાવા લાગ્યાં તેમ તેમ તેના ભવિષ્યનો વિચાર કરતાં અજાણે તેમનાં નેત્ર સમક્ષ સર્વ બનાવો તરવરવા લાગ્યા. પ્રતાપની શૂરવીરતા, તેની સાહસિકતા, તેની દ્રઢ પ્રતિજ્ઞા, તેના મિત્રનું અભિવચન અને તે સર્વના અંતઃકરણમાં જાગેલી સ્વદેશપ્રેમની વિશુદ્ધ લાગણી, વગેરેનું નિરીક્ષણ કરી વૃદ્ધ કમ્પાયમાન થઇ ઉઠયા.

વિક્રમાદિત્ય સાથે પુત્ર–પ્રતાપ સંબંધી અનેક વાતચિત થઇ. વસન્તરાયે પ્રતાપને જે શિખામણ આપી અને તેનો તેણે જે ઉત્તર દીધો તે સર્વ સાંભળી વૃદ્ધ વિક્રમાદિત્યનું હૃદય પણ દુઃખી થયું. અત્યાર સુધી પઠાણ અને દિલ્લીશ્વર બાદશાહની તરફથી યશોહર જીલ્લાનો વહિવટ કરી સુખપૂર્વક જીવન વ્યતીત કર્યું છે. હવે થોડા જીવન માટે બાદશાહ જોડે વિગ્રહ થાય અને જીવન અશાંતિમાં–દુઃખમાં વીતે એ વિચારે તેમના હૃદયને ખળભળાવી મૂક્યું! વિક્રમાદિત્યે પુત્રને બોલાવી મંગાવ્યો. પ્રતાપે સમ્મુખ આવી પિતાને પ્રણામ કર્યા.

વિક્રમાદિત્ય વૃદ્ધ અને અનુભવી હતા. તેમણે મનના વિચારો મનમાં દબાવી શાંત ચિત્તે કહ્યું:

"પ્રતાપ ! તું થોડા દિવસ આગ્રા જઇને રહે તો ઘણું સારૂં. મ્હેં તને આગ્રા મોકલવાનો વિચાર કર્યો છે. આગ્રામાં આપણા મુખ્ય અમલદારનું સર્વ કામકાજ તુંજ કરજે. યશોહરના કર–મહેસુલ વગેરેનું સર્વ કામકાજ ત્હારે હાથેજ થાય અને તુંજ તે સર્વ બાદશાહને પહોંચાડે તો તેથી પરસ્પર લાભજ છે. ત્યાં તું અમારા પ્રતિનિધિ સ્વરૂપ રહેજે. એથી વધુ શું જોઇએ ? એમ થવાથી ત્હારૂં ભવિષ્ય ઉજ્જવળ થશે. દિલ્લીશ્વર અકબરશાહ ગુણજ્ઞ, ગુણગ્રાહી અને ધર્મપરાયણ મહાત્મા પુરૂષ છે. જો તું ત્હારા સદ્‌ગુણ બતાવી તેમનું મન જીતી લેશે તો ભવિષ્યમાં તું તેમના જમણા હાથ સ્વરૂપ થઇ પડશે. ચઢતી વયમાં કામકાજ વગર તું ઘરમાં બેસી રહે એ ઠીક નહિ. બીજો વિશેષ લાભ નહિ થાય તો પણ દેશવિદેશ પ્રવાસ કરવાથી ત્હને અનેક પ્રકારના નવીન અનુભવ થશે. ત્હારા મનની ઉદારતા વધવા પામશે. અનેક જન સ્વભાવનો પરિચય થશે. હું શુભ મુહૂર્ત જોઇ આગ્રા જવાનો દિવસ નક્કી કરી ત્હને જણાવીશ. તું આગ્રા જવા તૈયાર થઇ રહે."

પ્રતાપે પિતા સ્હામે વાદવિવાદ નહિ કરતાં એક નિઃશ્વાસ મૂકી ગંભીર ભાવે કહ્યું: "જી, જેવી આજ્ઞા."

ત્યાર પછી મનમાં ને મનમાંજ તેમણે કહ્યું: "મંગલમય ભગવાન ! તમારી અપાર લીલા કોણ કળી શકે છે ! તમે જે કરો છો તે મંગલનેજ માટે. ભગવાન મંગલમયછે એ હું સારી પેઠે જાણું છું. સત્ય સંકલ્પ પૂર્ણ કરનાર તમે પોતેજ છો. પ્રભો ! મ્હારો એ વિશ્વાસ હૃદયમાં ચિરદીનને માટે દ્રઢ થઇ રહે એટલી કૃપા કરજો !"

પ્રતાપ ચાલ્યા ગયા. તેના જવા પછી વસન્તરાયે એક ઉંડો નિઃશ્વાસ મૂકી કહ્યું:

"ભાઇ ! ગમે તેમ કહો પણ પ્રતાપ હજી બાળકજ કહેવાય.

એનામાં બુદ્ધિ કેટલી ? એને અનુભવ કેટલો ? એવા બાળકને આટલે બધે દૂર દેશ મોકલવો એ શું યોગ્ય છે ? વળી શું એ ત્યાં સુખે રહી શકશે ? તે તો મહાન રાજનૈતિક ક્ષેત્ર છે. વિચિત્ર સ્વભાવના અમીર ઉમરાવો નિત્ય અનેક વિષયોની ચર્ચા કરી પોતાનું પ્રાધાન્યપણું જે રીતે કાયમ રહે તેવાજ યત્નો કરે છે. રાજદરબારમાં નિત્ય પ્રપંચની રમતો રમાય છે. ત્યાં તો સર્વ પોતપોતાનું ચલણ રાખવા અનેક પ્રપંચો રચતા હોય છે. શું બાળક પ્રતાપ બાદશાહી દરબારમાં પોતાની બુદ્ધિબળથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે ? માટેજ કહું છું કે એ સંબંધી આપ હજીપણ વિચાર કરી જોશો તો સારૂં થશે.”

વિક્રમાદિત્યે દ્રઢ સ્વરે કહ્યું: “ભાઇ વસન્ત ! સર્વ પ્રકારનો વિચાર કર્યો છે. પ્રતાપને હાલ તુર્ત દૂર દેશમાં મોકલવા સિવાય તે સુધરશે નહિ એવી મ્હારી દ્રઢ માન્યતા થઈ છે. એ સિવાય બીજો કોઇ સારો રસ્તોજ નથી. હું જાણું છું કે તેમ કરવાથી મ્હારા જીવને શાંતિ વળશે નહિ પરંતુ જ્યાં અન્ય ઉપાયજ નથી ત્યાં શું કરવું ? જુવો, દિવસે દિવસે એની મતિ–ગતિ હું જે પ્રકારની જોઉં છું અને એના વિરૂદ્ધમાં પ્રજા જનને મુખેથી જે કાંઈ સાંભળું છું તે ઉપરથી એનું પરિણામ મ્હને સારૂં જણાતું નથી. ત્યારે શું હવે આ છેલ્લી ઘડીએ મ્હારા પુત્રને હાથેજ મ્હારે પ્રાણ વિસર્જન કરવા ? ”

વિક્રમાદિત્ય થોડી વાર સ્તબ્ધ રહ્યા પછી પુનઃ બોલ્યાઃ “ભાઇ તમે પણ કહેતા હતા કે તેણે તમારી પાસે પણ બાદશાહના વિરૂદ્ધ વિચારો દર્શાવ્યા છે ! ”

“ વસન્તરાયઃ “ હા ભાઇ ! એવા વિચારો દર્શાવ્યા છે ખરા પરંતુ પ્રતાપનું મુખ જોતાં તેના કથન ઉપર વિશ્વાસ ઉપજતો નથી. આહા ! એનું વિશાળ વૃક્ષઃસ્થળ, જાંગ પર્યંત લટકતા બાહુ, તેજો-

દીપક કરૂણ નયન, સર્વ સુલક્ષણ યુક્ત રાજોચિત મુખચંદ્રમા, ના, ના, એ સુંદર રૂપ–મંદિરમાં કદી પણ પિશાચનું અધિષ્ઠાન થઇ શકે નહિ !"

વિક્રમાદિત્ય: " હું પણ એમજ જાણું છું. એકના એક પુત્રને આંખ આડો કરવાથી સમયે સમયે મ્હને અંતર્દાહ થશે એ પણ જાણું છું, પરંતુ ભાઇ ! મનમાં કોણ જાણે શુંએ થાય છે ? ના, ના, એક વખત વિચાર કર્યો છે તે ફેરવવાની ઇચ્છા થતી નથી."

થોડી વાર વિચાર કરી પુનઃ કહ્યું: " ભાઇ વસન્ત ! તમે નક્કી જાણજો કેઃ પ્રતાપના ભાગ્યમાં જો વિધાતાએ તે મહા સમ્માન લખ્યું હશે, પ્રતાપ જો એક દિવસ સમગ્ર બંગનો દણ્ડમણ્ડનો કર્તા થઇ રાજરાજેશ્વર પદે આરૂઢ થવાનો હશે તો એમજ સમજજો કે હું મ્હારી જાતેજ તેનો માર્ગ મોકળો કરી આપું છું. વિધાતાએ મ્હને તેવી બુદ્ધિ આપી હશે. તેમ ન હોય તો આટલા દિવસ પછી મ્હને આવી બુદ્ધિ સૂઝે કેમ ? પ્રતાપને બાદશાહ પાસે મોકલવાનું નક્કી કર્યું છે તેનું પરિણામ શું આવશે તે કોણ કહી શકે છે ? હું તો એમજ ધારૂં છું કેઃ મ્હારો એક ઉદ્દેશ્ય સિદ્ધ કરવા જતાં અણચિન્તવી રીતેજ પ્રતાપના એક મહા ઉદ્દેસ્યની સાધનામાં સહાયતા થતી હશે તો ? પ્રતાપ તેજસ્વી, કાર્યદક્ષ અને બુદ્ધિમાન્ છે. ગુણગ્રાહી અકબરશાહ એના ઉપર કેવી કૃપા કરશે તે કોણ કહી શકે છે ? જુવો. મનુષ્ય એક રીતે ધારણા કરે છે અને વિધાતા તે અન્ય રૂપે પૂર્ણ કરે છે. ત્હમે અને હું રચીએ છીએ. દેવતા તે ભાંગી નાંખે છે. કોણ જાણે છે કેઃ આપણે એક પ્રકારનો વિચાર કરી પ્રતાપને આગ્રે મોકલીએ છીએ પણ વિધાતા અન્ય એક મહા કાર્યની યોજના કરવા માટેજ એને ત્યાં લઇ જતી હશે તો ? પ્રતાપના જેવો સર્વ સુલક્ષણ યુક્ત, પ્રતિભાવાન્ યુવક અકબરશાહની દ્રષ્ટિ સમીપ જાય છે. ધારૂં છું કે

તેનો પ્રવાસ સફળ થશે. દિલ્લીશ્વર તેના ગુણની કદર કરશે. ભાઇ! હું શું કરી શકું એમ છે? મહદ્દજનોએ જે કહ્યું છે તેજ સત્ય છે.

" त्वया हृषीकेश ! हृदि स्थितेन,
यथा नियुक्तोऽस्मि तथा करोमि । "

ધર્મપ્રાણ વસન્તરાય જ્યેષ્ઠબંધુની આશાજનક ભવિષ્ય વાણી સાંભળી બોલ્યો:

" त्वया हृषीकेश ! हृदि स्थितेन,
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ "

# દશમ પરિચ્છેદ.

## વિદાય.

વીર પ્રતાપે પિતાની આજ્ઞા શિરોમાન્ય કરી પિતા પાસેથી પ્રયાણ કર્યું હતું તે અમારા વાંચકોને વિદિતજ છે. તેણે ત્યાંથી અંતઃપુરમાં જઇ પિતાની આજ્ઞા પોતાના જીવનપર્યંતની સુખ-દુઃખ ભાગિની, ચિત્તની શાંતિદાયિની, પ્રાણથી અધિક પ્રિય એવી પત્નીને નિવેદન કરી.

તેમણે કહ્યું: " પ્રાણેશ્વરી! હું આગ્રે જાઉં છું. મ્હને આશિર્વાદ આપો. મા જગદંબા મનોવાંચ્છના પૂર્ણ કરવા જેવો સંયોગ આપશે કિંવા બાદશાહી દરબારમાં સ્વતંત્ર રીતે યશ-કીર્તિ પ્રાપ્ત કરી શકીશ તોજ સ્વદેશમાં પુનઃ પગ મૂકીશ નહિ તો બસ. આટલેથીજ પરંતુ સમજજો. "

પતિવ્રતા પદ્મિનીના નેત્રમાંથી શ્રાવણ ભાદરવો વર્ષવા લાગ્યો. જેણે પતિનેજ પરમેશ્વર માન્યો છે, જેણે પતિના સુખદુઃખમાં પોતાનું સુખદુઃખ માન્યું છે, અને જે પતિના જન–કલ્યાણકર વ્રતનું ઉદ્યાપન કરવા નિત્ય તૈયાર છે, તે સતી પદ્મિની અત્યારે વિશેષ શું કરી શકે ? એક યુવતી સ્ત્રીનું બળ કેટલું ? તે બિચારી પતિનો વિયોગ શી રીતે સહન કરી શકે ? એવા વિયોગને સમયે તે માત્ર અશ્રુપાત ન કરે તો બીજું શું કરવા તે શક્તિવાન છે ? સંસારમાં પતિવિરહ દુઃખે દુઃખી થતી અનેક યુવતીઓ નિત્ય કેટલાંએ અશ્રુ વર્ષા વર્ષાવતી હશે તેનો કોણ હિસાબ રાખે છે ? ગમે તેમ પણ પદ્મિની બુદ્ધિમાન હતી. તેણે પતિને વિદાયગીરી આપતી વખતે રડતું મુખ નહિ બતાવવાની ઇચ્છાએ જરા સ્વસ્થ થઇ કહ્યું:

"પ્રાણેશ્વર ! એવું બોલશો નહિ. આપના સર્વ મનોરથ સિદ્ધ થશે અને હસતે મુખે સત્વર સ્વદેશ પધારી આ દાસીનાં નેત્ર–મન–પ્રાણને આનંદ આપશોજ. મા જગદંબાને પ્રાર્થના કરી છે અને તેણે વરદાન આપ્યું છે તે કાંઇ વ્યર્થ જશે નહિ, પણ એટલું તો સત્ય છે કેઃ જેને માતા નથી તેનું જગતમાં કોઇ નથી ! જો તમારાં માતા હોત તો આજે પિતાજી આપને આટલે દૂર દેશાવર મોકલત ખરા કે ? અરે ! તેમને મુખેથી એ બોલ નિકળતજ નહિ. હરિ ઇચ્છા ! પ્રભુ મંગળમય છે. તે જે કરે છે તે સારાનેજ માટે ! આપણને મા જગજ્જનની ઉપર વિશ્વાસ છે. એક માતા નથી તો બીજી વિશ્વ–માતા ક્યાં જતી રહી છે ? તે તો ચિરકાલ પર્યંત આપણી માતાજ રહેશે અને આપણું કલ્યાણ કરશે. નાથ ! સતીને પતિ વિયોગ સમાન બીજું દુઃખ કયું હોય વારૂં ?"

પ્રતાપે પ્રેમના આવેશમાં પદ્મિનીનું પ્રફુલ્લિત મુખ કમળ પકડી

થોડાંક ચુંબનો કર્યાં. બન્નેના શરીરમાં પ્રેમ દેવતાનું રાજ્ય વ્યાપી ગયું. બન્ને પ્રેમ વિહ્વલ થયાં. પ્રાણેશ્વરીને પ્રેમની ધૂનમાંજ આલિંગન દઇ પુનઃ પુનઃ ચુંબનદાન કર્યું. પ્રેમનો જુસ્સો જરા શાંત થતાં પ્રતાપે કહ્યું: પ્રાણેશ્વરી ! સતી ! દિલગીર થશો નહિ. કાર્યસિદ્ધિને માટે, તમારાં સુંદર મુખનું ધ્યાન કરતો કરતો હું અતલ સમુદ્રમાં પ્રવેશ કરવા શક્તિમાન છું. થોડા દિવસ પર્યંત વિદેશમાં નિવાસ કરવો પડશે એથી શું થયું ? એતો સામાન્ય વાત કહેવાય. ચન્દ્રાનનિ ! તમારૂં પ્રેમાળ-મુખ જોઇ હું સર્વ દુઃખ ભૂલી ગયો છું તો પછી પિતાનો નિષ્ઠુર વ્યવહાર પણ ભૂલી જઇશ. મ્હેં તો તમને અનેક વખત કહ્યું છે કે: જ્યાં સુધી હું સ્વતંત્ર થઇ શકીશ નહિ ત્યાં સુધી મ્હને સાચું સુખ પ્રાપ્ત થશે નહિ. ત્યાં સુધી હું આ રાજભોગને તુચ્છજ માનું છું. તમે જુવો છો કે: પિતા અને કાકા હમેશાં મ્હને શંકા ભરેલે નેત્રે જોતા આવ્યા છે. મ્હારા જન્મ સમયે કોણ જાણે કેવાએ કુગ્રહો તેમણે જોયા છે, અને તે જોઇને તેમના મનમાં કોણ જાણે કેવો વિચિત્ર વિશ્વાસ ઉત્પન્ન થયો છે તે કહી શકાતું નથી ! તેઓ મ્હને જાણે કોઇ મહા પાપી ધારતા હોય એમ જણાય છે. જો મ્હારા ભાગ્યમાં પિતૃ હત્યાનું મહા પાતક લખ્યું હશે તો તે શું આવા ક્ષુદ્ર યત્નથી, ક્ષુદ્ર પુરૂષત્વથી ટળે એમ છે ? વિધાતાએ ભાગ્યમાં લખેલું કોણ મિથ્યા કરી શકે એવું છે ?"

સાધ્વી સહધર્મિણી પલકહીન નેત્રે પતિ દેવના મુખ-ચંદ્ર સ્હામે જોયા કરતી હતી. તેણે એક ઉંડો નિઃશ્વાસ મૂકી કહ્યું: "શું કહું પતિદેવ ! એ આપણા પૂજ્ય ગુરૂ રૂપ છે. આપણે મુખે એમની નિન્દા થાય એ સારૂં નહિ. આપના જેવા નિષ્કલંક પૂર્ણચન્દ્ર પ્રત્યે ઘોર કલંક ચઢાવે છે તેનું કારણ શું હશે ? તેમને આપની દયા નહિ આવતી

હોય? એકનો એક બાળક પુત્ર વિદેશ જાય તે શું પિતાથી સહન થઇ શકે ખરૂં? પ્રિયતમા! આપે સ્વતંત્ર રાજા થવાની ઇચ્છા દર્શાવેલી તેથીજ શું તેઓ આપને દેશપાર કરી નિશ્ચિંત થવા ચ્હાય છે? ભલે તેમ કરે, પરંતુ આપની જે ગતિ તેજ મ્હારી ગતિ સમજજો. મ્હને આપ સાથે લઇ જાઓ. હું આપની સાથે રહી આપના ચરણની રક્ષા કરીશ."

પ્રતાપે કિંચિત્ મ્લાન મુખે ઉત્તર દીધોઃ "ના પ્રિયે! હમણાં જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેમાં તમે મ્હને સાથે આવવાનો અનુરોધ કરશો નહિ. પિતાના મનમાં જે હોય તે પ્રમાણે ભલે વર્તે, પરંતુ હું તો ખાત્રીપૂર્વક માનું છું કેઃ આટલા દિવસ પછી મ્હારી કાળ રાત્રિ પુરી થઇ છે! હવે મ્હારી ઇચ્છા પરિપૂર્ણ થવામાં વિલંબ નથી. યશોહરના ક્ષુદ્ર રાજ્યમાં છે શું? મ્હને એવું ક્ષુદ્ર રાજપાટ ગમતું નથી! હું આત્મબળ અને દૈવી કૃપા વડે એક દિવસ એવા રાજ્યનો અધીશ્વર થઇશ કે જેને પ્રતાપે સેંકડો વીર, હજારો યોદ્ધા અને લાખો નરનારી હૃદયના ઉંડા ભાગમાંથી મ્હને પ્રેમ પૂર્વક પુષ્પાંજલિની ભેટ અર્પણ કરશે! તે અતુલ સૌભાગ્યના અધિકારી થવા માટે જગજ્જનની મ્હને બોલાવી રહ્યાં છે. પ્રાણેશ્વરી! તમારી કલ્યાણ-કામનાને લીધેજ હું મા જગદંબાની મહા પવિત્ર વાણી સાંભળવા શક્તિમાન થયો છું. સતી! થોડા દિવસ ધૈર્ય ધારણ કરો. ભગવાન મંગલમય છે, એ વાક્યનો જપ કરો. દેવિ! હું કાર્યોદ્ધાર કરી સત્વર તમારાં દર્શન કરવા ભાગ્યશાળી થઇશ."

પદ્મિની વિશેષ કાંઇ પણ બોલી શકી નહિં. તેનાં નેત્રમાં અશ્રુજળ આવી ગયાં. તેનું હૈયું ભરાઇ આવ્યું. પ્રેમાળ પતિ વિદેશ જાય તે કઇ યુવાન પત્નીથી સહન થાય? જે હજી પ્રેમનો લ્હાવો પૂરો લઇ શકી નથી, જે હજી પતિદેવની પ્રેમપૂર્વક મન ભરીને પૂજા કરી

ધરાઇ નહોતી, તે સતી સાધ્વી પતિને વિદેશગમન માટે રજા આપે ખરી? પદ્મિની વિશેષ બોલી શકી નહિ. તેનું હૃદય નિષ્ઠુર ન હતું કે તે ઝટ પતિ દેવને રજા આપી દે. તે એક પણ શબ્દ બોલ્યા વિના ત્યાંથી અન્ય ઓરડામાં જઇ અશ્રુપાત કરવા લાગી. તેણે એકાએક પારણામાંથી છ માસનું સુંદર બાળક કાઢી એક બે ચુંબન કર્યાં પછી તેને દિવાનખાનામાં લઇ જઇ પતિદેવના હાથમાં મૂક્યું. અહા! માખણનુંજ પુતળું! અહા! દેવોપમ સુંદર બાળક! જાણે સોનાનુંજ શરીર ન હોય! અહા! મુખ જાણે આકાશનો ચંદ્ર ન હોય!

પ્રતાપે બાળકને હાથમાં લઇ ક્ષણવાર તેના મનોહર મુખ-કમળ સ્હામે જોઇ સ્મિત હાસ્ય કર્યું. પછી તેના કોમળ કમળદળ સમાન ઓઠ ઉપર ચુંબન કરી બાળકની માતાના ઓઠ સાથે તેના ઓઠની તુલના કરવા લાગ્યા. તેમણે કહ્યું:

"પ્રિયે! મ્હારી ગેરહાજરીમાં આ બાળક તમને સાન્ત્વન આપશે. આ બાળકનું નામ દઇ મ્હેં તમને એક દિવસ આશિર્વાદ પણ આપ્યો છે. ધારૂં છું કે તે તમે ભૂલી ગયાં નહિ હો. એ આશિર્વાદ નિષ્ફળ થશે નહિ. બાળકનું મુખ આબેહુબ તમારા જેવુંજ છે. આવું માતા પુત્રનું મળતું મુખ અને સુંદર સ્વરૂપ મ્હેં કોઇ પણ સ્થળે જોયું નથી. જાણે એક દીપકમાંથીજ બીજો દીપક પ્રકટાવી કોઇ એક અદ્વિતીય કારીગરે પોતાની અતુલ શક્તિનો પરિચય આપ્યો છે. એ બાળકેજ મ્હારા ભાગ્યોદયની સૂચના આપી છે, તેથી એનું નામ હું "ઉદયાદિત્ય" પાડું છું. ઉદયને લઇ તમે નિશ્ચિંત રહેજો. પ્રિયે! ચિન્તા કરશો નહિ. **ભગવાન મંગળમય છે.** એ આપણું કલ્યાણજ કરશે."

સતી પત્નીનો આશિર્વાદ લઇ વીરબાહુ પ્રતાપ પોતાના પ્રિયતમ

બંધુ શંકર અને સૂર્યકાન્તને જઈ મળ્યા ત્રણેએ આગ્રે જવાનો સંકલ્પ કર્યો. ત્રણે શક્તિ એકત્ર થઇ. કર્મ, જ્ઞાન અને ભક્તિનું મિલન થયું. ત્રણે સ્વદેશપ્રેમી સન્યાસીએ પોતાના મન–પ્રાણ એક મંત્ર સૂત્રમાં બાંધ્યાં. ત્રણેએ જીવન–મરણપર્યંત સાથે રહી બંગજનનીની સેવા બજાવવાનું પ્રણ કર્યું. ત્રણેએ આત્મભોગ આપી બંગમાતાને સ્વતંત્ર કરવાની અને બંગમાતાને સ્વતંત્ર કરતાં ગમે તેટલાં દુઃખ સહન કરવાં પડે તો તેમ કરવાની ત્રણેએ પ્રતિજ્ઞા લીધી.

પ્રતાપે વીર–જુસ્સામાં કહ્યું: स्वार्थं साधयामि वा देहं पातयामि ।

શંકરે કહ્યું; स्वार्थं साधयामि वा देहं पातयामि ।

સૂર્યકાન્તે કહ્યું: स्वार्थं साधयामि वा देहं पातयामि ।

ત્રણે ામત્રો આગ્રા જવા તૈયાર થઇ રાજા વિક્રમાદિત્યની આજ્ઞાની વાટ જોવા લાગ્યા.

તે દિવસ આવી પહોંચ્યો. પ્રતાપે પિતા, કાકા, માતુશ્રી સમાન કાકી, બંધુ, બાંધવ અને સર્વ આપ્તજનો પાસેથી ાવદાયગિરી માગી. રાજમહાલયમાંથી બહાર નીકળતાં પહેલાં પ્રતાપ અંતઃપુરના દેવાલયમાં ગયો. ત્યાં જઇ ભક્તિપૂર્વક મા જગદંબાનું ધ્યાન ધરી મનમાંજ બોલ્યો:

"મા ! વિશ્વજનની ! જગદંબા ! ભક્તની–ત્હારા દાસાનુદાસની–મનોવાચ્છના પરિપૂર્ણ કરજે. જનનિ ! જન્મભૂમિ બંગમાતાની દુર્ગતિ દૂર કરવાના ઉદ્દેશ્યથીજ મ્હારા મનમાં અતિ ઉચ્ચ આશા સહિત હું આજે સ્વદેશથી એક રીતે પાર થાઉં છું. મા, જો જે મ્હારૂં પ્રણ રાખજે. મ્હારૂં વચન નિભાવજે. મા ! મ્હારૂં વચન રાખશે તોજ હું હસતે મુખે પુનઃ આવી ત્હારી પૂજા કરી શકીશ. મા ! ત્હારૂં કાર્ય તું

જાણે! ત્હારી અદ્રષ્ય પ્રેરણા અને ત્હારી આદેશ વાણીએ મ્હને બંગ માતાનાં દુઃખ દૂર કરવાની પ્રેરણા કરી છે! ઓ મા! શું તું ત્હારી પ્રેરણાને યશ નહિ આપે? કોણ કહે છે? હું તો દ્રઢ રૂપે માનું છું કે: તુંજ મ્હારે રૂપે ત્હારૂં કાર્ય પરિપૂર્ણ કરશે. જો મ્હને તું વિપદ્‌માં નાંખશે તો હું કયે મુખે દેશમાં પાછો આવીશ અને ત્હારી પૂજા પણ શી રીતે કરીશ? જનનિ! જ્ઞાન થયું છે ત્યારથી માતૃ મુખ કદી જોયું નથી. તુંજ મ્હારી સ્નેહમય, કરૂણામય, દયામય મા છે! ઓ મા! માતા સિવાય બાળકની વિપદ્ કોણ ટાળી શકે?"

પ્રતાપનાં નેત્રમાંથી અશ્રુપાત થવા લાગ્યો. દેવીની મૂર્તિ પણ જાણે અશ્રુપાત કરતી હોય તેમ જણાયું. તે અશ્રુનું રૂપ ભક્ત સિવાય બીજું કોણ જાણી શકે? પ્રતાપ સમજી શક્યો કે માના ચરણમાં તેની કરૂણ પ્રાર્થના પહોંચી ગઈ છે. જગદંબાએ જાણે તેને અભયદાન આપ્યું છે. તેણે જાણે તેને આશ્વાસન આપ્યું છે. પ્રતાપ મા ભવાનીને ચરણે નમી વરદાન પ્રાપ્ત કરી ત્યાંથી નીકળી ગયા.

દ્વાર પાસે આવતાંજ પ્રતાપે અન્ય એક મોહિની–પ્રતિમા દીઠી. ક્ષણ વાર પર્યંત બન્નેએ એક બીજાનાં નેત્ર સ્હામુ સ્મિત હાસ્ય ભરિત મુખે જોયા કર્યું. ત્યાર પછી પરસ્પર એકદમ ગાઢ આલિંગન દઈ, ઉભયનાં મુખ ચુંબન કર્યાં. પ્રતાપે ઇસારત કરી કહ્યું: "સતિ! તમારી ભગવતી પૂજાનું સાર્થક્ય થયું છે. મા જગદંબા પ્રસન્ન થયાં છે!"

પ્રતાપ વિદાય થયા. બંગાલાનો સૌભાગ્ય–સૂર્ય ઉદય થવાની સૂચના થઇ. પ્રકૃતિદેવી, તેના કાર્યનો ઉદ્ધાર કરવા, ગુપચુપ પોતાના પ્રિયતમ પુત્રને સ્થાનાંતરે લઇ ચાલવા મંડી.

આ સમયે પ્રતાપના પ્રાણોપમ મિત્ર શંકર અને સૂર્યકાંત, તેની

સાથેજ હતા. ત્રણે આત્મ-બંધુઓ એક સુંદર નૌકામાં બેઠા. કેટલાક સેવકો જોઇતી દ્રવ્ય-સામગ્રી સહિત પાછળની નૌકામાં બેઠા. યશોહરનાં આબાલ, વૃદ્ધ-વનિતા યમુના નદીને કિનારે ઉભાં રહી સજલનયને મ્લાનમુખે રાજપુત્ર પ્રતાપનાં દર્શન કરવા લાગ્યાં. વૃદ્ધ રાજા વસન્તરાય એક દિવસ પ્રિય ભત્રિજાની સાથે રહી બીજે દિવસે પુનઃ યશોહર આવતા રહ્યા.

સ્વદેશપ્રેમી સન્યાસી પ્રતાપાદિત્યના જીવન-નાટકનો પ્રથમ અંક સમાપ્ત થયો.

**इति प्रथम खण्ड.**





# द्वितीय खण्ड—मध्याह्न.

## પ્રથમ પરિચ્છેદ.

### પ્રવાસ.

સુસજ્જિત, સુવિસ્તૃત નૌકામાં બેસી પ્રતાપાદિત્ય પોતાના મિત્રોની સાથે ભાગીરથીના બન્ને કિનારા તરફ જોતા જોતા પ્રયાણ કરવા લાગ્યા. વિશાળ ગંગા ઉદર ફુલાવતી ફુલાવતી લહરીલીલા દર્શાવતી રહી છે. જળ ઉપર સૂર્યનાં કિરણ પડવાથી જળ ઝક્ઝક્ થઇ રહ્યાં છે. જાણે જળમાં રૂપેરી રેતી કોઇએ વેરી હોય તેમ જળ કણુઓ સુંદર રૂપેરી જણાય છે. છલ્ છલ્ કરતાં જળતરંગો પ્રતાપનો ભાગ્યરવિ ઉદય થવાની સૂચના કરતાં હોય તેમ પ્રસન્નતાપૂર્વક નાચી રહ્યાં છે, તે સાથે પ્રતાપની નૌકાને પણ નચાવી રહ્યાં છે.

જળમાર્ગે પ્રવાસ કરતાં સ્વાભાવિક રીતેજ જન મનને આનંદ થાય છે. આજે પ્રતાપ જીવનનું ઉચ્ચ લક્ષ્ય સાધન કરવા અગ્રેસર થઇ રહ્યાં છે. તે આ ગંભીર સ્થાને, વિશેષ ગંભીર વિષયની આલોચના કરતાં, બન્ને ઉદાર આત્મબંધુની અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ મેળવી રહ્યાં છે તેથી સામાન્ય આનંદમાં અનેકગણો વધારો થઇ રહ્યો છે. મસ્તક ઉપર ઉદાર અનન્ત આકાશ છે. નીચે પૃથ્વી તલ ઉપર પ્રસન્ન–સલિલા ભાગીરથી વહન કરી રહી છે. જનમાનવના કોલાહ-

લથી શૂન્ય, સંસારની શઠતા અને અશાંતિથી શૂન્ય, આ પરમ પવિત્ર પુણ્ય તીર્થમાં આવવાથી મનુષ્ય પોતાની ક્ષુદ્રતા ભૂલી જઇ પરમાનંદ ઉપભોગ કરે છે. મહાપ્રાણુ પ્રતાપ આટલા દિવસ પર્યંત સંદેહના નિકૃષ્ટ કેદખાનામાં બંદીવાન થઇ જે અસીમ દુઃખ હૃદય ભોગવી રહ્યા હતા તે સર્વ દુઃખ આજે દૂર થઇ ગયું છે. દુઃખ–તાપને બદલે શાંતિ પ્રસરી રહી છે. પિંજરામાં પડેલું પક્ષી આજે પિંજરામાંથી મુક્ત થઇ તેણે સ્વેચ્છાપૂર્વક આકાશમાં વિચરણ કરવા માંડયું છે.

સમય જોઇ ધર્મ–પ્રાણુ શંકરે પોતાના મધુર કણ્ઠે ગાન ગાવા માંડયું:–

" દીન પર દયા કરો ભગવાન,
તમારાં ચરણે, જીવન મરણે,
સોંપી રાખું છું પ્રાણ. દીન.
તરંગ તુફાનમાં તણાઇ ન જાઉં,
શ્રદ્ધા ભક્તિથી જીવન વિતાવું,
ક્ષુદ્ર સુખ દુઃખ તમને જણાવું,
કરો મન–ઇચ્છિત વિધાન, દીન પર દયા કરો ભગવાન.

ગાયન સાંભળી પ્રતાપ અને સૂર્યકાંત ઉત્ફુલ્લ અને આશ્વસ્ત થયા. ત્રણે મિત્ર–બંધુઓ નાના પ્રકારના વિષયો ઉપર વાર્તાલાપ કરવા લાગ્યા.

પ્રતાપે કહ્યું: " ભાઇ શંકર ! ભાઇ સૂર્યકાંત ! હું તો કલ્પના કરૂં છું કે: જાણે આટલા દિવસ પછી દેવતાઓ આપણા ઉપર પ્રસન્ન થયા છે. જાણે આટલા દિવસ પછી આપણા જીવન–વ્રતનું ઉદ્યાપન કરવાનો માર્ગ મોકળો થયો છે."

સ્મિત હાસ્ય કરી પુનઃ કહ્યું: " જુવો ભાઇ ! વૃદ્ધાવસ્થાને લીધે મ્હારા પિતાનું હિતાહિત જ્ઞાન લોપ થયું છે. હમણાં તેમને પ્રબળરીતે મૃત્યુ–ભય ઉપજ્યો છે. તે પણ એટલો બધો કે: હુંજ પિતૃહત્યા

કરીશ એવો સંદેહ લાવી કાકાશ્રી સાથે વિચાર કરી મ્હને જન્મભૂમિમાંથી એક રીતે દેશનિકાલજ કર્યો છે ! હું તો જાણું છું કે: મ્હારા કાકાજ એક રીતે તો આ પ્રપંચ કાર્યના અગ્રસર છે. તેમનો પ્રપંચ ગમે તે હો, પરંતુ હું તો આ સમયે મ્હારા જીવનની આશા ફળવતી કરવા યત્ન કરીશ. હું એમ પણ જાણું છું કે: પિતા અને કાકાશ્રીનો મંદ અભિપ્રાય મ્હારે માટે શુભ ફળપ્રદજ થશે.”

વાર્તાલાપ ચાલે છે. વાયુની ગતિ અનુકૂળ હોવાથી નૌકા વેગપૂર્વક વહન થઇ રહી છે. પ્રતાપ, શંકર અને સૂર્યકાંત નૌકાના સુકાન આગળ બેસી દેશની અવસ્થાનું અવલોકન કરતા કરતા ચાલ્યા જાય છે. ત્રણે મિત્રો એકજ વાર્તાલાપ–એકજ વિષયની ચર્ચા કરવામાં ગુંથાયા છે. કયે પ્રકારે બંગાલાની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત થાય, કયે યત્ને બંગાલાના ન્હાના ન્હાના રાજા–રજવાડાને દેશપ્રેમના એક મંત્રમાં બાંધી શકાય, કયે પ્રકારે બંગવીરોને માતૃઉદ્ધાર સાધનામાં જોડી શકાય, કયે પ્રકારે બંગાલામાંથી મોગલ–પઠાણ રાજશક્તિયોનો ત્રાસ–જુલ્મ ઓછો થાય, કયે પ્રકારે બંગાલની ખેતી ફળદ્રૂપ થાય, અને કયે પ્રકારે ગુલામગીરીની સાંકળમાં જોડાયલા બંગાલીઓ મોગલ–પઠાણો વિરૂદ્ધ હથિયારો ધારણ કરી જગત્ સમક્ષ બાહુબલ બતાવી પોતાને ધન્ય કહેવડાવે? કયે પ્રકારે બંગદેશ સ્વતંત્ર થઇ જગત્માં પોતાની જયપતાકા ફરકાવી સુયશ પ્રાપ્ત કરે? ત્રણે બંધુઓ એક ચિત્તે તેજ વિષયની આલોચના કરી રહ્યા છે.

જોતજોતામાં નૌકા ગૌડ નગરને કિનારે આવી ઉપસ્થિત થઇ. એજ ગૌડનગર એક દિવસ બંગાલની મુખ્ય રાજધાની હતું.* એક

* The Principal City *Gour,* seated on the Banke of Ganges, three leagues in length, containing one million

દિવસ એ નગરીનો પ્રતાપ અને વૈભવ પૃથિવીમાં સર્વત્ર વ્યાપી રહ્યો હતો. હિંદુ રાજાઓના રાજસમયે એ મહાનગરી એક દિવસ જ્ઞાન, વિજ્ઞાન, શિલ્પ, સૌંદર્ય, અને ઐશ્વર્ય આદિ સર્વ વિષયમાં ઉચ્ચ પ્રકારનો ઉત્કર્ષ પામી હતી. પરંતુ અરે રે ! આજે તેના તે દિવસો નથી ! કાલના અનિવાર્ય પરિવર્તનમાં એ સ્થાન અત્યારે સ્મશાન તુલ્ય થઇ રહ્યું છે ! જન્મ પહેલાં કેટલાંએ વર્ષ પૂર્વે જે નગરે ભારતવર્ષનાં અન્ય નગરો ઉપર પ્રાધાન્યપણું ભોગવ્યું છે, જે નગરની અતુલ સમૃદ્ધિની કથા પાશ્ચાત્ય નરપતિઓને કાને પ્રતિધ્વનિત થઇ તેમને લલચાવતી હતી, જે નગર ક્વચિત્ લક્ષણાવતી જેને ક્વચિત્ જિન્નતાબાદ* ના નામથી શોભા પ્રાપ્ત કરવા છતાં તેણે પોતાનું પ્રાચીન નામ પરિત્યાગ કર્યું નહોતું, જે નગર લંબાઇમાં ૭૮ કોશ અને પહોળાઇમાં પણ ૩૯ કોશ જેટલું હતું, તે આજે જનશૂન્ય મહા સ્મશાનના રૂપમાં ફેરવાઇ ગયું છે ! કાળનો કેવો વિચિત્ર મહિમા ! જે નગરના રાજ મહાલયો, પહોળા રાજમાર્ગો, નગર દ્વાર અને દેવાલયો અને ઉપાસના ગૃહો ભારતવર્ષમાં અતુલનીય વિખ્યાત ગણાતાં હતાં, જેની શિલ્પ કારિગરી જોતાં હજી પણ વિસ્મય થઇ શકાય છે તેજ મહા નગર આજે હિંસક પશુઓની આવાસ ભૂમિ ઘોર અરણ્યમાં બદલાઇ ગયું છે ! જ્યાં

---

and two hundred thousand Families, and well fortified; along the streets, which are wide and straight, Rows of Trees to shade the People which sometimes is in such numbers that some are trod to death.

Fariay Sousa, Portugues Asia Pt. 1st. 416-17 pp.
—*Steaven's Translatiou 1094.*

* આ નામ હુમાયુ બાદશાહે પાડ્યું હતું. એનો અર્થ સ્વર્ગપુરી થાય છે.

નાગરિકજનો ઉત્સવ નિમગ્ન થઇ આનંદપૂર્વક ક્રીડા કરતા હતા ત્યાં આજે ચારે દિશામાં મનુષ્ય-પશુઓનાં હાડકાં પડેલાં હોવાથી સમસ્ત સ્થાન ભયંકર થઇ ઉઠ્યું છે! અહા! ખરેખર! મનુષ્ય જીવન ક્ષણુ-ભંગુર છે! એ સૂત્ર નજરે જોવાં છતાં પણ રાજ-મનુષ્યો સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે ઉદ્યમશીલ, જન્મભૂમિનું રક્ષણ કરવા માટે અસીમ પરાક્રમ અથવા દિગદિગન્તમાં સ્વજાતીય કીર્તિ પરમ્પરાનો ડંકો ગગ-ડાવવા માટે દ્રઢવ્રત કેમ ધારતા નથી, એ બહુ આશ્ચર્યનો વિષય છે. કેટલાક મહિનામાં તો કેટલાંએ મનુષ્યો મરણને શરણ થઇ ગયાં તેની ગણત્રી કોણ રાખે છે? પરંતુ તેજ સર્વ મનુષ્યોએ જો ક્ષણભંગુર શરીરની આશા પરિત્યાગ કરી સ્વતંત્રતા પ્રાપ્તીને માટે ધર્મયુદ્ધ કરવા સમરાનલ પ્રજ્વલિત કર્યો હોત તો તેઓ સમગ્ર ભારતવર્ષનું અદ્રષ્ટ-ચક્ર યુગયુગાન્તરને માટે ફેરવી નાંખવા સમર્થ થયા હોત! તેમણે મો-ગલ-પઠાણોને અટકને પેલે પાર વિદાય કરી દીધા હોત! તેમ થયું હોત તો તે સર્વ મહાત્માઓનાં પવિત્ર નામનો પ્રત્યેક નરનારી દ્વારા ઉચ્ચ સ્વરે ઉચ્ચાર થાત-તેમનાં નિત્ય ગાન ગવાત! કમળ-પત્ર પર પડતા જલબિંદુની પેઠે આ જીવન અત્યન્ત ચંચલ છે એવું અહર્નિશ-જોવા જાણવા છતાં પણ બંગ સન્તાનો મોગલોના પરતંત્રતા રૂપી તિક્ષ્ણ અંકુશનું દુઃખ સહન કરતાં! અવિવેકી બાદશાહોના નિર્દય સપાટા સહન કરતાં અને ઘરમાં અન્ન ભરપૂર હોવા છતાં પણ મનુષ્યો શા માટે ગરીબ-કંગાલની પેઠે ઉપવાસ કરતા તે સમજી શકાતું નથી!"

પ્રતાપ આત્મબંધુઓ સાથે આ પ્રમાણે વાર્તાલાપ-શોકવાર્તા-કરતા કરતા રાજમહેલમાં આવી ઉપસ્થિત થયા. ગૌડ નગરનો ધ્વંશ થયા પછી મોગલ રાજ કર્મચારીઓએ રાજમહેલ નામક ગામમાં

રાજધાની બદલી હતી. પ્રતાપે આ સ્થળે કેટલાક દિવસ નિવાસ કરી આગળ પ્રયાણ કર્યું.

પાટના આવી પહોંચ્યું. અહા ! આજ પ્રાચીન પાટલીપુત્ર અથવા કુસુમપુર. આ સ્થાનમાં નંદવંશના પ્રબળ પ્રતાપી રાજાઓ રાજત્વ કરતા હતા. કૂટનીતિ–વિશારદ ચાણક્યે અલૌકિક કૌશલ્ય બતાવી આ સ્થાનમાંજ નંદવંશનો ઉચ્છેદ કરી ચન્દ્રગુપ્તને રાજ્યાભિષેક કર્યો હતો ! આ સ્થાનમાંથીજ મહાપ્રાજ્ઞ–ધર્મબુદ્ધિ અશોક પ્રેરિત ધર્મપ્રાણ શ્રમણો, નાના પ્રકારના અચિન્ત્ય કષ્ટ સહન કરીને અફગાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન, મિસર, તુરકસ્તાન, રશિયા, મધ્ય એસિયા, ટિબેટ, ચીન, પૂર્વ ઉપદ્વીપ, ભારતીયદ્વીપ સમૂહ અને બ્રહ્મદેશના ધર્મહીન પશુ સમાન મનુષ્ય સમાજમાં ગમન કરી તેમણે બૌદ્ધધર્મનો સાર્વભૌમ પ્રેમનાં અને ઉત્તમ ઉપદેશના ઉદાર અંતઃકરણથી લ્હાણાં કર્યાં હતાં. આ સ્થાનમાં બિરાજીનેજ પ્રાણિ–જગતનાં દુઃખ દૂર કરવા માટે મહાભાગ્યશાળી પ્રિયદર્શી રાજાએ પોતાના વિશાળ રાજ્યના નાના સ્થાનમાં આરોગ્યભુવનો સંસ્થાપન કર્યાં હતાં, અને ઉપદેશપૂર્ણ શાસનવાક્ય શિલાઓ ઉપર કોતરાવવાની આજ્ઞા આપી હતી. મહાન નર આલેકઝાન્ડર જે સમયે નાના પ્રદેશ પરાજય કરી વિજયવાહિની–નૌકાઓ સાથે ઉત્તર–ભારતમાં ઉપસ્થિત થયો તે સમયે આ મગધ રાજ્યનું ભૂજબલ અને ઐશ્વર્યની કથા શ્રવણ કરી તેથીજ તેના સૈન્યમાં બળવો જામવાની તૈયારી થઇ હતી. પાટનાનાં દર્શન થતાંજ આવી આવી અનેક વાર્તાઓ પ્રતાપાદિત્યના માનસપટ ઉપર ઉદય પામી તેમને અત્યંત આનંદ પ્રફુલ્લ કરવા લાગી. તેઓ કેટલાક દિવસ પર્યંત પાટના રોકાઇ પુનઃ આગ્રા તરફ જવા પ્રયાણ કરવા લાગ્યા.

નૌકામાં બેસતાંજ પ્રતાપે કહ્યુંઃ " ભાઇ શંકર અને સૂર્યકાંત !

બંગદેશની કેવી સ્થિતિ છે તે તમે નજરે જોઇ છે ! અહા ! વિધાતાએ એ સર્વ નજરે જોવા માટેજ મ્હને દેશનિકાલ કર્યો હશે ! ભગવાન મંગળમય છે ! પરંતુ હવે કયા યત્ન કરવાથી પુનઃ બંગભૂમિનો ભાગ્યોદય થાય ? કયા યત્ન કરવાથી હિંદુઓ તે સમયે જેવા સુખી-આનંદી હતા તેવાજ થઇ શકે ? ગૌડ અને પાટના તરફ નજર તો કરો ! એક દિવસ તેમની કેવી શોભા હતી ? ગૌડ અને પાટનાજ નહિ પણ સુજલા સુફલા શસ્ય શ્યામલા સમસ્ત બંગપ્રદેશ--હિંદુસ્થાનનો આ શ્રેષ્ઠ અંશ-અત્યારે મોગલોના તાબામાં જકડાયલો છે ! હિંદુ વીરપુરૂષોએ અત્યારે શૌર્ય, વીર્ય, માન, અભિમાન, સમસ્ત ત્યાગ કરી મોગલોની ગુલામગીરીમાં જીવન સાર્થક્ય કરી રહ્યા છે ! કેટલેક સ્થળે હિંદુ રાજાઓ નજરે પડે છે તેઓ માત્ર "નામનાજ રાજા" છે ! તેઓનું ભાગ્ય મોગલ સમ્રાટની કૃપા ઉપરજ લટકી રહ્યું છે ! યુદ્ધ, લડાઇ, સ્વતંત્રતા-સ્પૃહા, એમાંનુ તેમનામાં કશું જણાતું નથી ! અરે ! કેજ નહિ ! એટલુંજ નહિ પણ તેઓ પોતપોતાના અસ્તિત્વ માટે પણ શંકા સ્પદ થઇ રહ્યા છે ! કઇ વખતે મોગલની અવકૃપારૂપ તરવાર તેમના મસ્તક ઉપર પડશે અને કઇ વખતે તેઓ જંગલના ભીખારી બનશે તે કહી શકાય એમ નથી ! તેમના જીવ તાળવે ટંગાયા છે. આવી સ્થિતિ હોવાથીજ મ્હને ઉચ્ચ અભિલાષા ઉત્પન્ન થઇ છે. મ્હારી દુર્દમય કલ્પનાનું પરિણામ કેવું આવશે તે માત્ર ભગવાનજ જાણે છે ?"

વીર પ્રતાપનું વીર-હૃદય ક્ષણમાં આશા અને ક્ષણમાં નિરાશાથી ડોલાયમાન થવા લાગ્યું.

તે સમયે ધીર બુદ્ધિ શંકરે ઉત્તર દીધો: "રાજકુમાર ! એક ચિત્તે ભગવાનના ચરણમાં પ્રાર્થના કરવાથી તે વ્યર્થ જતી નથી. તેની

ઇચ્છા તેજ પૂર્ણ કરશે. કયે ઉપાયે, કેવી રીતે તે પૂર્ણ કરશે તેતો તેજ જાણે છે. આપણે તે સંબંધી વિચાર કરીએ તો માત્ર અંધકારજ જોઇ શકીએ. ભાઇ! ભગવાન મંગલમય છે એતો તમેજ અમને શિખવો છો, પછી શા માટે ભૂલી જાઓ છો ?"

પ્રતાપઃ "તેમાં તો જરા પણ શંકાજ નથી, પરંતુ ભાઇ! જ્યાં સુધી મનમાં પ્રબળ બળનો પ્રવેશ થતો નથી ત્યાં સુધી મન અટલ આસ્થામાં સ્થિર થઇ શકતું નથી."

શંકરઃ "હવે અટલ આસ્થા પ્રાપ્ત થશે. હું તો ધારૂં છું કે: બાદશાહ અકબર પોતેજ તમારી સર્વ ઇચ્છા પાર પાડવામાં સહાયભૂત થશે ?"

પ્રતાપઃ "ઇશ્વર ઇચ્છા બળવાન છે. તેમ થશે તો પણ સારૂંજ છે. એ આશા હૃદયમાં ધારણ કરીને તો ઘર છોડી દૂર પ્રદેશ પ્રયાણ કર્યું છે. મા ભવાનીએ પણ જાણે મ્હારા કાનમાં તે આશાનો મંત્ર ફુંકી આશ્વાસન આપ્યું છે તેમ છતાં કોણ જાણે શાયે કારણથી મન સંશયયુક્ત રહે છે! ના, ભાઇ, ના, તમારી પેઠે હજી સુધી હું મા કલ્યાણેશ્વરીના ચરણમાં સંપૂર્ણરૂપે આત્મ સમર્પણ કરતાં શિખ્યો નથી. મા! જગદંબા! બળ આપો!"

નૌકા ધીર મંદ ગતિએ સરિતાના હૃદયપટ પર નાચતી હાલતી ડોલતી સડસડાટ આગળ ચાલી જાય છે. સ્નિગ્ધ વાયુ લહરો વડે મસ્તક તૃપ્ત થાય છે. કિનારા પર બોલતાં પક્ષીઓના મધુર ધ્વનિથી હૃદય આહ્લાદ પામે છે. કેટલાએ દેશ, કેટ લાંએ નગર અને કેટલાંએ જનપદ ઓળંગી નૌકા બંગાલ પ્રદેશ છોડી ગઇ છે. રાતદિવસ પ્રવાસ કરતાં નૌકા કાશી ધામમાં ઉપસ્થિત થઇ. ત્યાં સર્વેએ પુણ્ય કૃત્ય પરિપૂર્ણ કર્યું. પતિત પાવન કાશીવિશ્વેશ્વર અને મા અન્નપૂર્ણાનાં દર્શન

ી કૃતાર્થ થયા. અનેક દેવદેવીને પ્રણામ કરી પુનઃ તેઓ નૌકામાં
સી ચરણાદ્રિના ( ચુનારના ) કિલ્લા આગળ આવી પહોંચ્યા. આ
્થાને અનેક મનુષ્યો બંગાલના દ્વાર-દેશ સ્વરૂપ માની તેના ગુણગૌ-
 નાં ગાનગાઇ રહ્યા છે. મહા કવિ ભર્તૃહરિ, રાજઐશ્વર્ય પરિત્યાગપૂર્વક
રાગ્ય ધારણ કરી આ સ્થળની જે એકાંત-શાંત-ગિરિ ગુહાઓમાં
શ્વર ચિન્તન કરી જીવનનો અવશિષ્ટ સમય વ્યતીત કરતા હતા તે
ા નનાં પ્રતાપાદિત્ય વગેરે એ દર્શન કરી શેરશાહ વગેરે સાથે થોડા
વસ પૂર્વે યુદ્ધ થયું હતું તે સંબંધી વાર્તાલાપ કરતા વિંધ્યાચલ તરફ
મન કરવા લાગ્યા. તે પુણ્ય-સ્થાને ભગવતી વિંધવાસિની માતાનું
જન અર્ચન કરી ગંગા-યમુનાના સંગમ સ્થળ પ્રયાગ તીર્થમાં ઉપ-
થત થયા. કાલિન્દીના કૃષ્ણ જળ ગંગાના નિર્મળ જળ સાથે મળ-
ાથી જે અપૂર્વ દ્રષ્ય ઉત્પન્ન થાય છે તે તેઓ ઉત્કંઠિત ચિત્તે નિરીક્ષણ
રવા લાગ્યા. એ સ્થાને તેઓ કેટલાક દિવસ નિવાસ કરી પુનઃ
ગ્રસર થવા લાગ્યા. હવે તેઓએ ગંગા જળમાં પ્રવાસ કરવાને
દલે થોડો વખત પગ રસ્તે ચાલવાનું પસંદ કર્યું. નૌકાઓ ધીમે ધીમે
રિતા જળમાં ચાલી રહી છે. પ્રતાપ વગેરે યમુનાને કિનારે કોઇ
થળે હરણનાં ટોળેટોળાં ચંચળ નેત્રો વડે આસપાસ અવલોકન કરતાં
પળતાથી ફાળ ભરી ચરતાં ફરે છે, કોઇ સ્થળે મયુર-મયુરીનાં ટોળાં
ક્ષ ઉપર બેસી ટહુકા કરી રહ્યાં છે, કોઇ સ્થળે તેઓ પિચ્છાં પ્રસ-
ાવી કળા કરી જોનારનાં હૃદયમાં અનિર્વચનીય આનન્દ દાન કરી
હ્યાં છે, કોઇ સ્થળે કાચબાઓ અને મગરોનાં ટોળેટોળાં બાળકો
ાહિત સૂર્યના તાપ વડે પીઠને તપાવી રહ્યાં છે. કોઇ સ્થળે સારસ
ક્ષીઓ આહાર શોધી રહ્યાં છે, કોઇ સ્થળે બગલાંઓ મત્સ્ય વેધ
રી રહ્યાં છે, કોઈ સ્થળે પક્ષીઓ પાંખો ફફડાવતાં નાસો ગોસો રમી

રહ્યાં છે, વગેરે સ્વાભાવિક સુંદરતા દર્શન કરી તેઓ અત્યંત આનંદનો ઉપભોગ કરી રહ્યા છે. આ પ્રમાણે તેઓ ચાર માસ જળ-માર્ગે પ્રવાસ કરી આગ્રા સન્મુખ આવી પહોંચ્યા. હિંદુઓનું અધઃપતન અને મોગલોનો ઉદય જોઈ પ્રતાપના નેત્રમાં દ્વેષાગ્નિ સ્ફુર્યો. તેણે મનમાંજ કહ્યું:

"અહા ! કેવું દુર્ભાગ્ય ! જેનો દેશ, જેની જન્મભૂમિ, તેઓ આજે અન્નવસ્ત્ર વગર ટળવળે છે ! અને જેઓ બળવાન છે, જેણે દેશ જીત્યો છે, તેઓ વિલાસ વૈભવ ભોગવી રહ્યા છે ! સ્વતંત્રતાનું લીલા ક્ષેત્ર, વીરત્વનો સજીવ ફુવારો, પૃથિવીનું નંદન વન તેજ હિંદુસ્થાનની આજે કેવી શોચનીય દશા થઇ રહી છે ! હિંદુ જીવનને આજે કેવો દારૂણ શાપ લાગી રહ્યો છે ! હા ! ઇશ્વર ! આપની સૃષ્ટિમાં આવું કેમ થાય છે ? એ દુઃખનો ઉપાય શું નહિ હોય ? જીતનાર જીતાયલી જાતિને આટલી બધી તિરસ્કાર દ્રષ્ટિથી શા માટે જોતા હશે ? શું પતિત હિંદુઓનો—એ પતિત જાતિનો પુનરૂદ્ધાર નહિ થાય ? હવે શું એ જાતિ સિંહ સમાન બળવાન થઇ કદી મોગલ રાજ શક્તિ સ્હામે હથિઆરો નહિં ઉપાડી શકે ? શું સમગ્ર હિંદુઓ એક થઇ ગૃહ કલહ ભૂલી જઇ પોતાનો દેશ પોતે લેવા સમર્થ નહિ થશે ? ઉદય, અસ્ત, વૃદ્ધિ, ક્ષય, પ્રકાર, અંધકાર, એજ તમારો નિયમ છે. તો પછી હિંદુઓનુ ભાગ્ય-વિશેષ રૂપે-બંગાળા-જીવન એ નિયમ પ્રમાણે કેમ પરિવર્તન પામતું નથી ?"

પ્રતાપના નેત્રમાંથી દડ્ દડ્ અશ્રુધારા ચાલવા લાગી. શંકર અને સૂર્યકાન્તના મનમાં પણ એજ ભાવના ઉત્પન્ન થઇ રહી હતી. તેઓ પણ ક્ષણે ક્ષણે ઉંડા નિઃશ્વાસ નાંખી તે પરમાત્માના ચરણમાં પોતાની દુઃખવાર્તા નિવેદન કરતા હતા.

તેઓ આગ્રા નગરમાં ગયા. રાજા વિક્રમાદિત્ય તરફથી રહેતા કર્મચારીએ રાજકુંવરનું સન્માન કર્યું. એક સુંદર મહાલય તેમના નિવાસસ્થાન માટે નિર્માણ થયું. આટલા દિવસ પછી તેમનું વિચારમય જીવન કર્મમય જીવનમાં બદલાઇ ગયું. જે મોગલ શક્તિને બંગલામાંથી અંતર્હિત કરવાની ઇચ્છા હતી, તેનાં તેમને સાક્ષાત્ દર્શન થયાં.



# દ્વિતીય પરિચ્છેદ.

## પાદપૂર્તિ.

શુભ દિવસે, શુભ મુહૂર્ત જોઇ બહુ મૂલ્યવાન દ્રવ્ય લઇ પ્રતાપાદિત્ય શહેનશાહ અકબરના દરબારમાં ઉપસ્થિત થયા. માનવી ચક્ષુ વડે અત્યાર સુધી તેમણે દિલ્લીશ્વર અને તેમની પ્રતિમા સંબંધી ઘણું સાંભળ્યું હતું. આજ તે સર્વ ચર્મચક્ષુ વડે નિહાળ્યું. તે જોતાં મનમાં એક અભૂતપૂર્વ ભાવનાનો ઉદય થયો. કોઇ જોઇ શકે નહિ તેવી રીતે, ક્ષણ વારને માટે તેમનું શરીર કમ્પાયમાન થઇ ઉઠયું !

મોગલ કુલતિલક સ્વયં બાદશાહ અકબરનો દરબાર. બાદશાહ હિંદુ. મુસલમાન, બૌદ્ધ, જૈન, પારસી, ખ્રિસ્તિ વગેરે અનેક જાતિના વિદ્વાનોથી વિંટળાઇ સિંહાસન પર બેઠા છે. બાદશાહ વિશેષ ઉંચ ન હતા, પણ કંઇક ઠીંગણા હતા. શરીર રંગ ઉજ્વળ શ્યામવર્ણ, ચક્ષુ અને ભ્રમરો કૃષ્ણ વર્ણનાં હતાં. તેમનું શરીર સુદ્રઢ અને સુંદર, કપાળ વક્ષઃ ઉન્નત, બન્ને હાથ દીર્ઘ, નાકના ડાબા વિભાગ પર માંસનો ગોળ મસો થયેલો હોવાથી તેમના મુખની સુંદરતામાં વધારો થતો હતો. તેમનો શબ્દ સ્વર ગંભીર અને વાર્તાલાપ સુમધુર હતો. તેમને જોતાંજ

જણાતું કે: જાણે તેઓ ઐશ્વરિક શક્તિ સમ્પન્ન મહા પુરૂષ છે. બાદશાહને પોતાનું નામ લખતાં પણ આવડતું નહોતું* તેમ છતાં વિદ્વાન–પંડિતોના સહવાસથી તેઓ કવિ વિદ્વાનોના રચેલાં કાવ્ય–પદ આદિમાંથી નિપુણતા સહિત દોષ ગુણનું કથન કરી શકતા! અકબરશાહ એવા સુચતુર મનુષ્ય હતા કે જેથી તેમના હૃદયના ધાર્મિક–વિચારો ઘણા થોડા મનુષ્યોજ જાણી શકતા! તેઓ જે સમયે કપાળે તિલક કરી, હાથમાં માળા ધારણ કરી, બળેવને દિવસે હાથે રક્ષાબંધન કરી વિદ્વાન બ્રાહ્મણો સાથે શાસ્ત્ર ચર્ચા કરતા તે સમયે તેમને એક સાચા હિંદુજ ધારવામાં આવતા! વળી એક સમયે ગોવાથી કેટલાક પોર્ટુગીઝ પાદરીઓને સમ્માન–પૂર્વક આમંત્રણ કરી તેમને મુખેથી ખ્રિસ્તી ધર્મનાં મૂળ તત્વો શ્રવણ કરતા અને તેઓ હાથમાં માનપૂર્વક "ક્રૉસ" ધારણ કરતા, તે સમયે તેમને પક્કા ખ્રિસ્તી ધારવામાં આવતા!

પ્રતાપે શહેનશાહ અકબરની વિરાટ સભા જોઇ. તેમની કીર્તિ શ્રવણ કરી દરબારની ભવ્યતા નિહાળી. જનસાધારણની દ્રષ્ટિએ જેને સ્વર્ગની ઉપમા આપવામાં આવતી તે ઉચ્ચાશય, સ્વતંત્રતા પ્રિય, બંગવીર પ્રતાપાદિત્યની દ્રષ્ટિયે અન્યરૂપ જણાવા લાગ્યું! તેમણે જોયું કે: દરબારના મધ્ય વિભાગમાં ગોઠવેલા સિંહાસન ઉપરનું મણિ–મુક્તા જડિત છત્ર, હજારો હિંદુઓનાં રક્તવડે રચાયું છે! બાદશાહનું સ્વર્ણમય સિંહાસન, અગણિત નરનારીનાં ઉષ્ણ આંસુઓવડે તૈયાર થયું છે! અને જે વિજય મુકુટ મસ્તકે ધારણ કરી, બાદશાહ સમગ્ર ભારતના દણ્ડમંણ્ડના કર્ત્તા થયા છે તે મણિમય મુકુટ–સ્વતંત્રતાનું તે ઉજ્વલ પ્રમાણ–જોઇ પ્રતાપના હૃદયમાં દારૂણ દાવાનલ પ્રકટી ઉઠયો!

* બાદશાહ જહાંગીરે પોતાના જીવનવ્રતમાં અને કેથોલિક પાદરીઓ પોતાના ભ્રમણ વૃત્તાન્તમાં એ પ્રમાણે લખી ગયા છે.

મનના ભાવ મનમાંજ પ્રતાપે સમાવી–દબાવી રાખ્યા. મુખ ઉપર તેમાંનું યત્કિંચિત્ લક્ષણ જણાવા દીધું નહિ. પ્રતાપે પળવારમાં અતિતીવ્ર દ્રષ્ટિએ દરબારની શોભા અને પોતાના મનની વિકટ આભા જોઇ લીધી ! જોતાંજ સંપૂર્ણરૂપે સાવચેત થયા. સ્થિર–અચંચળ નેત્ર ચારે દિશામાં તેમણે નિરીક્ષણ કર્યું. બાદશાહના સિંહાસનથી થોડે વેગળે એક પછી એક આસનો ગોઠવ્યાં હતાં. યોગ્ય અધિકારીઓ માટે યોગ્ય સ્થાન નક્કી કરવામાં આવ્યું હતું. પ્રતાપે જોયું કે: મહામતિ ટોડરમલ, માનસિંહ અને બીરબલ જેવા હિંદુ અધિકારીઓ અભિમાનપૂર્વક દરબારમાં બિરાજી પરદેશી મોગલ બાદશાહનાં ગુણગાન કરી રહ્યા છે ! પ્રતાપની દ્રષ્ટિએ તો તેમને ધિક્કારજ આપ્યો ! તેમના જેવા હિંદુ બહાદુરોની સહાયતાવડેજ મોગલ રાજ્ય દિનપરદિન વૃદ્ધિ પામતું જાય છે ? જો એ પ્રમાણે હિંદુ રાજનો વિસ્તાર કરવામાં તેઓ સહાયતા કરે તો ? આ પ્રશ્ન તેના મનમાં ઉપસ્થિત થયો ! અન્ય અધિકારીઓ પછી પ્રતાપ માનપૂર્વક "કુર્નિસ" બજાવી બાદશાહ પાસે ઉભા રહ્યા. એક મુખ્ય સચિવે પ્રતાપનો પરિચય આપ્યો. બાદશાહે તેને ને યોગ્ય આદરસત્કાર કરી રાજકાયદો સમજાવી તેના આસને બેસવાની આજ્ઞા ફરમાવી.

તીક્ષ્ણબુદ્ધિ પ્રતાપે અતિ અલ્પ દિવસમાંજ મુખ્ય મુખ્ય અધિકારીઓ સાથે સ્નેહ સંબંધ સ્થાપી દીધો. તેમની સાથે મળી જઇ મોગલોની નીતિ–રીતિ, આચાર–પદ્ધતિ, સ્વભાવ–સંસ્કારનું બારીકાઇથી અવલોકન કરી લીધું. મોગલોનું મહત્વ અને ક્ષુદ્રત્વ ક્યાં છે તેનું સારી પેઠે અવલોકન કરી લીધું. એ પ્રમાણે તેમણે બાદશાહની સભામાં ભૂષણ સ્વરૂપ બિરાજતા બીરબલ, ટોડરમલ, માનસિંહ, ફૈજી, અબુલફજલ, એટલુંજ નહિં પણ કુમાર સલીમ સાથે પણ સારી પેઠે મૈત્રિ-

ભાવ સ્થાપન કરી લીધો. લોક–ચરિત્રમાં પ્રતાપ હમેશાં વિશેષ અ-ભિજ્ઞ હતો. વળી મનોસુખકર શબ્દોમાં વાર્તાલાપ કરી વાત કરનારનું ચિત્ત હરણ કરવું એ વિદ્યા તે બહુ સારી શિખ્યા હતા. તેમની સાથે જેણે વાર્તાલાપ કર્યો હશે તે પુનઃ વાર્તાલાપ કરવા લલચાયા સિવાય રહેશે નહિ. તેમના એ ગુણને પ્રતાપેજ તેઓ સર્વે અધિકારીઓમાં પ્રિય થઇ પડયા. તેઓ સર્વેમાં ભળતા અને તેમના મનોભાવ જાણી લેતા.

હવે માત્ર અકબરશાહ સાથે મેળાપ કરવાનું બાકી રહ્યું હતું. વિધાતાની ઇચ્છાથી તેમની એ મનેચ્છા પણ પૂર્ણ થઇ. ઇચ્છા પૂર્ણ થવી તો દૂર રહી પણ એક દિવસની એક સામાન્ય ઘટનાથી તેમણે બાદશાહના હૃદય ઉપર પ્રબળ અધિકાર જમાવ્યો. તેમ થવાથીજ તેમના સર્વે મનોરથ સિદ્ધ થયા.

ગુણગ્રાહી દિલ્લીશ્વર અકબરશાહ એક દિવસ મિત્ર–અમાત્ય સ-હિત બેઠા હતા. આસપાસ કવિ–વિદ્વાનો–ગુણીજનો બિરાજી કાવ્યા-લોચના કરી આનંદ ઉપભોગ કરી રહ્યા હતા. રાજકવિ ફૈજી અને અબુલફજલ નાના પ્રકારની કવિતાઓ અને ફારસી ગઝલો ગાઇ બાદ-શાહનું ચિત્ત રંજન કરી રહ્યા હતા. સભામાં બિરાજેલા અન્ય સભા-સદો કાવ્યરસમાં તરબોળ થઇ બન્ને કવિઓના મુખમાંથી નિકળતા કાવ્યો પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવતા હતા. આ અવસરે જેનામાં જેટલી વિદ્યા–બુદ્ધિ, જ્ઞાન અને રસાભિજ્ઞતા, તેટલા દરજ્જે તેઓ શબ્દ, કૌશલ્યથી, કિંવા નેત્ર–મુખ વિકારથી પોતાની કુશળતા દર્શાવ-વાનો લાગ ગુમાવતા નથી. કોઇ "વાહ, વાહ," કરીને, "કોઇ અદ્ભુત અચ્છા" કરીને, અને કોઇ માત્ર તાલ વખતે માથું હલાવી "હા–હા–હા–" કહીને પોતાની તે વિષયની ચતુરાઇ બતાવી આપે

છે! કવિતા ગવાઇ રહ્યા પછી સમસ્યાપૂર્તિ, પાદપૂર્તિ, વગેરે પણ ચાલવા લાગ્યું. એ દ્વારા પણ ગુણગ્રાહી બાદશાહ સભાસદોના ગુણની પરીક્ષા લેવા લાગ્યા. વિદ્વાનોની આજની સભામાં પ્રતાપાદિત્ય પણ હાજર હતા.

કેટલીકવાર પછી બાદશાહે પોતે એક ચરણ બોલી સભાસદોને તેની પાદપૂર્તિ કરવાની આજ્ઞા ફરમાવી. પ્રસંગોપાત તેઓ સમસ્યા પૂરણનું બહાનું કરી તેઓ સભાસદોની વિદ્યાબુદ્ધિની પરીક્ષા લેતા. આજે પણ તેવીજ પરીક્ષા લેવાની ઇચ્છાએ, હાજર રહેલા સભાસદોને સંબોધન કરી બોલ્યા કે:

"શ્વેત ભુજંગિની જાત ચલિ હૈ। આ સમસ્યા પૂર્ણ કરો જોઉં. એ ઉપરથી તમારી સર્વની વિદ્યા-શક્તિનો પરિચય થશે!"

સભાસદોમાંથી એક પછી એકે આડાં અવળાં ચરણો ગોઠવી સમસ્યા પૂર્ણ કરવા માંડી. કોઇની વ્યવહારિક જણાઈ, કોઇની તેથી ઉત્તમ જણાઇ, પરંતુ કોઇની કવિતા બાદશાહના મનને શ્રેષ્ઠ જણાઇ નહિ. તે તેમણે ઇસારતથી જણાવ્યું. સભાસદો પણ મનમાં તે સમજી શક્યા. કેટલીકવાર ગુપચુપ બેઠા પછી બાદશાહે દિલગીર થઇ કહ્યું:

"મ્હારી આ વિદ્યાશાળામાં શું કોઇ પણ એવો વિદ્વાન નથી કે જે આ સર્વ કવિતાઓ કરતાં ઉત્તમરૂપે અને સ્વાભાવિકરૂપે સમસ્યા પૂર્ણ કરે?"

બાદશાહના એ શબ્દો સાંભળી રસાભિજ્ઞ સર્વ પંડિતોએ સહસા અતિ નિસ્તબ્ધ ગંભીરભાવ ધારણ કર્યો. તે સાથે સર્વ પંડિતોનાં મુખ પણ કંઇક સુકાઇ ગયાં! સર્વ સભાસદો નીચું મ્હોં કરી પૃથિવી સ્હામે જોઇ રહ્યાં. થોડીવાર સુધી શાંતિ પ્રસરી રહી. પંડિતોની પંડિતાઇ શાંત થઇ ગઇ!

પરંતુ એકાએક આ શું ? સર્વ પંડિતોની પાછળથી એક તીક્ષ્ણ દ્રષ્ટિ સમ્પન્ન યુવક ઉઠી બાદશાહ પાસે કેમ આવે છે ? જુવો, જુવો! હવે તે બાદશાહની છેક નજીક આવી કુર્નિસ કરી નિર્ભય ચિત્તે, ખુલ્લે શબ્દ સ્વરે કંઇક બોલે છે. તેણે કહ્યું: "જહાંપનાહ ! જો આ સેવકને આજ્ઞા આપો તો આપની પાદપુર્તિ કરવાનો યત્ન કરે."

શાંતિનો ભંગ કરી યુવકે જે શબ્દો કહ્યા તે સાંભળી સર્વ સભાસદો તેના મુખ સ્હામે જોવા લાગ્યા ! આશ્ચર્ય પામવા લાગ્યા ! યુવકનું વિશાળ ભવ્ય કપાળ, પ્હોળું વક્ષઃસ્થળ, જાનુપર્યંત લટકતાબાહુ, ઉંચું શરીર, તેજસ્વી મુખમુદ્રા અનેક સભાસદોએ અત્યાર પહેલાં જોઇ હતી અને બાદશાહે પોતે પણ તે યુવકને પ્રથમ ઘણી વખત જોયો છે, પરંતુ તેના આજના વર્તનથી-કહો કે સાહસથી સર્વ તેના સ્હામે એકીટસે જોવા લાગ્યા. સર્વેએ તેનું મન આકર્ષણ કર્યું બાદશાહની સભાના સર્વ સભાસદો વિચારવા લાગ્યા કે: "શું આ યુવક વિદ્વાન કવિ પણ છે કે ? ધન્ય છે એને ! બીજા સભાસદો તો જનસમાજમાં વધારો કરી રહ્યા છે પણ આ યુવકે તો એના અત્ર નિવાસનું સાર્થકજ કર્યું છે !"

સર્વ સભાસદો વિસ્મય ભરેલે નેત્રે યુવકના મુખ સ્હામે જોઇ રહ્યા હતા.

બાદશાહે એક વખત યુવકને તેના માથાથી તે પગ સુધી નિહાળી લીધો. પછી ઉત્તર દીધો: "તમે ઘણી ખુશીથી મ્હારી પાદપૂર્તિ કરી શકશો." એમ કહી પુનઃ બાદશાહે કહ્યું; "મ્હારૂં એક ચરણ પુનઃ તમે સાંભળી લો."

"શ્વેત ભુજાંગિની જાત ચલી હૈં।"

બાદશાહની આજ્ઞા સાંભળી યુવક પ્રતાપનું અંતઃકરણ હર્ષથી પ્રફુલ્લ થયું. તેણે સરલ ભાવે, સુલલિત કણ્ઠ સ્વરથી કહ્યું: "સાંભળો જહાંપનાહ:-

शोवर कामिनी नीर निहारति रित भलि हैं ।
चिर मचोरके गठ पर वापिके धारेहु चलचली हैं ।
राय बेचारी आपन मनमें ऊपमा ऊचारि हैं ।
केछंग मरोरति श्वेत भुजंगिनी जात चली हैं । *

પ્રતાપના મુખમાંથી પાદપૂર્ણ કાવ્ય સાંભળી બાદશાહ અતિ પ્રસન્ન થયા. તેમણે એક વખત શાંત ચિત્તે સર્વ સભાસદોના સ્હામે દ્રષ્ટિ ફેરવી લીધી. જાણે તેઓ સર્વને ઠબકો દેતા ન હોય! પછી તેમણે મુક્ત કણ્ઠે કહ્યું: "યુવક! મ્હારી આ પંડિત–સભામાં આજે તમેજ વિદ્વાનનું આસન શોભાવ્યું છે. સર્વના કરતાં તમારૂં કાવ્ય ઉત્કૃષ્ટ, સુલલિત અને સ્વાભાવિક થયું છે. હું તમારા ઉપર બહુ પ્રસન્ન થયો છું. તમારા કાવ્યથી મ્હને બહુ સંતોષ થયો છે. આજથી તમે મ્હારી સભાના એક મુખ્ય સભાસદ ગણાશો."

ત્યાર પછી બાદશાહે સર્વ સભાસદોના દેખતાંજ યુવક પ્રતાપને બહુમૂલ્ય વસ્ત્રાલંકારો અર્પણ કરી તેમનું સન્માન કર્યું. બાદશાહ અકબર સરસ્વતીના પૂજારી હતા. વિદ્વાનો ઉપર તેમને બહુ પ્રેમ હતો. વિદ્વાનોને પોતાના રાજ્યમાં પોતાની પાસે રાખી સારો આશ્રય આપતા એટલુંજ નહિ પણ તેમને ઘણું માન આપતા. તેમનામાં ગુણની કદર હતી. તેમણે પ્રતાપનું સારી પેઠે સન્માન કર્યું.

આ બનાવથીજ યુવક પ્રતાપાદિત્ય બાદશાહનો વિશેષ પ્રિયપાત્ર

---

* રામ રામબસુના પુસ્તકમાંથી આ પાદપૂર્તિ કાવ્ય ઉતારવામાં આવ્યું છે. કાવ્ય હિંદી ભાષામાં છે અને તે એક બંગાલીએ શોધન કરી મેળવ્યું છે તેમાં કંઇક ભૂલ રહી હોય એ બનવા જોગ છે. કારણ કે ત્રીજા અને ચોથા ચરણના પ્રાસ વગેરે મળતા નથી.

થઇ પડ્યો. અકબ્બરશાહ પણ પ્રતાપને વિશેષ પ્રિય નેત્રે જોવા લાગ્યા. એ પ્રિય–દ્રષ્ટિમાંથીજ સ્નેહ, આસ્થા, વિશ્વાસ, શ્રદ્ધા, સહાનુભૂતિ, એ સર્વનો એક પછી એક જન્મ થયો. પ્રતાપે બાદશાહના હૃદય ઉપર ગાઢ આધિપત્ય સ્થાપન કર્યું. વિશેષ વિચક્ષણતા સાથે પ્રતાપે અકબરશાહનું જીવનચરિત્ર અધ્યયન કરવા માંડ્યું. અકબરશાહની અતિ સૂક્ષ્મ અને અગમ્ય રાજનીતિ, સમાજનીતિ, અને ધર્મનીતિનાં મૂળ તત્વો ધીમે ધીમે જાણી લીધાં. તે સાથે ચિર ઉચ્ચાભિલાષી વીરયુવક પ્રતાપ, જીવનની ચિર–આશા અને પ્રાણની દારૂણ તૃષા મટાડવાના ઉપાયો શોધવામાં પ્રવૃત્ત થયા !

તેમણે જોવા માંડ્યું કેઃ કઇ નીતિ અવલંબન કરવાથી અકબ્બરશાહ દુર્જય પઠાણોનો પરાજય કરે છે, કઈ નીતિપ્રમાણે વર્તન રાખી તે વિશાળ ભારતવર્ષનો શાસનદણ્ડ ચલાવી રહ્યા છે, કઇ નીતિના બળ વડે તે મુઠ્ઠીભર મોગલ સૈન્યવડે કોટી કોટી ભારતવાસીઓને પદદલિત કરી રહ્યા છે, પ્રતાપ એ સર્વ વિષય બહુ બારીકાઇથી અવલોકન કરવા કરવા લાગ્યા. પ્રતાપ જેમ જેમ મોગલરાજની શાસન–નીતિ સમજવા લાગ્યા તેમ તેમ તેમના સમજવામાં આવ્યું કેઃ "મોગલો એક પ્રકારના જાદુઇ બળવડેજ આ વિશાળ રાજ્ય ચલાવી રહ્યા છે." એ જાણ્યાથી તેમની સ્વતંત્રતા પ્રાપ્તિની ઇચ્છા બળવતી થઇ તેમને અધિક ઉદ્વિગ્ન કરવા લાગી. તેમના હૃદયમાં સ્વતંત્રતાદેવીએ પ્રબળ પ્રતાપ જમાવ્યો.





## તૃતીય પરિચ્છેદ.

### એક બાલિકા!

ક્રમે ક્રમે ત્રણ ચાર વર્ષ પર્યંત બાદશાહની સભામાં આવજા કરીને અને મુખ્ય મુખ્ય કર્મચારીઓ સાથે મિત્રતા બાંધીને ભારતશાસન સંબંધી તેમના અભિપ્રાય જાણી-સાંભળી-ખંડિયા રાજા અને સામાન્ય પ્રજાવર્ગ સંબંધી તેમના મનોભાવ જાણી, સર્વોપરિ ખુદ બાદશાહનું રાજનીતિ-ચક્ર સમજી લઈ, પ્રતાપાદિત્યે સારી પેઠે માહિતી મેળવી લીધી. તેમણે જાણી લીધું કેઃ રાજનીતિ એ બહુ વિષમ પદાર્થ છે. એ પદાર્થ પ્રાપ્ત કરવા માટે પ્રસંગોપાત અનેક પદાર્થની ઉપાસના પણ કરવી પડે છે. વળી રાજનૈતિક ક્ષેત્ર એ બહુ ભયંકર છે. વિશુદ્ધ મનુષ્યત્વ કિંવા ધર્મ-જીવન સહિત એ ક્ષેત્રમાં વિચરણ કરવાની કોઇને ઇચ્છા હોય તો તેના આલોક અને પરલોક બન્ને નષ્ટજ થશે! આ મોગલ કુલતિલક અકબરશાહ, જેનું નામ સમસ્ત જગતમાં વ્યાપી રહ્યું છે, જે પુરૂષ વિશાળ ભારતને એક આંગળીને ઇસારે ચલાવે છે, તેમની મૂલ નીતિ શી છે? યુદ્ધ અથવા સંધિ, વિગ્રહ, શાંતિ સ્થાપન અથવા રક્તપાત, વગેરે કઇ નીતિથી તેઓ કર્તવ્ય કરી રહ્યા છે? કઇ નીતિના બળવડે તેમણે બળવાન રાજપૂતો અને પઠાણ રાજ શક્તિને ચિરકાલને માટે ભારતવર્ષમાંથી દૂર નસાડી છે? અને કઇ નીતિના બળવડે હદ ઉપરાંત સ્વલ્પ શક્તિ-સમ્પન્ન હોવા છતાં પણ પ્રબળ પ્રતાપપૂર્વક ભારત-શાસન ચલાવવા

તે સમર્થ થયા છે? યુવક પ્રતાપે તે સર્વ જાણી લીધું છે. તેમણે એમ પણ જાણ્યું છે કે કૌશલ વિના, પ્રપંચનીતિ ચલાવ્યા સિવાય પોતાનો મનોરથ સિદ્ધ થશે નહિ. તેમણે એમ પણ જાણી લીધું કે: રાજનીતિ-ક્ષેત્રમાં બાલકના જેવું સરલ મન કિંવા સ્ત્રીના જેવું કોમળ હૃદય અથવા ધાર્મિક મનુષ્યના જેવું ધર્મ-જીવન લઇ વિચરણ કરવું એ તો વિટંબનાજ !

આ સર્વ નીતિ પ્રતાપાદિત્યના સમજવામાં આવ્યા પછી ધીમે ધીમે તેમણે એક મહાન રાજનૈતિક યુક્તિનો આશ્રય લીધો. એ યુક્તિથી સ્વયં અકબરશાહ ભૂલાવામાં પડયા ! પરિણામ આગળ જણાશે.

આ સમયે દૂરદર્શી પ્રતાપાદિત્યે પ્રાણોપમ બંધુ શંકરને લઇ તીર્થ પર્યટન કરવાને બહાને આગ્રાથી પ્રયાણ કર્યું અને દૂરદેશાવર પંજાબ, રાજપુતાના અને ગુજરાત વગેરે સ્થાનોની અવસ્થા અને મનુષ્ય-પ્રકૃતિ વગેરે જોઇ લીધું સૂર્યકાન્ત આગ્રામાં રહીનેજ મોગલોની નીતિ રીતિનું અવલોકન કરી રહ્યો હતો. આ સમયે સૂર્યકાન્તના જીવનમાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો.

મોગલો સહિત વિશેષ સંબંધમાં આવ્યો ત્યારથીજ સૂર્યકાન્તે અરબ્બી અને ફારસી ભાષાનો અભ્યાસ શરૂ કર્યો હતો, અને થોડા દિવસમાંજ તે ભાષાઓનું કંઇક જ્ઞાન પ્રાપ્ત પણ કર્યું હતું. હમણાં એ ભાષાઓનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તેણે આગ્રાના એક સુપ્રસિદ્ધ મૌલવી પાસે જઇ નિયમ પ્રમાણે અધ્યયન શરૂ કર્યું હતું.

તોરાબઅલિ નામક એક શિક્ષિત મોગલ આ સમયે આગ્રામાં નિવાસ કરતો હતો. અનેક હિંદુ અને મુસલમાનો, તોરાબ પાસે જઇ વિદ્યા શિક્ષા કરતા હતા. તોરાબ બુદ્ધિમાન અને સારો પુરૂષ હતો. વયે પ્રૌઢ હતો. તે અરબ્બી અને ફારસી ભાષામાં સુનિપુણ-પંડિત હતો.

તોરાબ અનેક સદ્‌ગુણની ખાણ હતો, પરંતુ તેના એક અવગુણે તેના સર્વ સદ્‌ગુણને માટી જેવા બનાવી દીધા હતા ! તોરાબ અત્યંત વિષયી હતો. ઉપરાંત તેનું ચિત્ત હમેશાં શંકાસ્પદ રહેતું. આ વિશ્વમાં તેને કોઇના ઉપર વિશ્વાસ નહતો !

કુલજાનિ નામક એક બાલિકા તોરાબના ઘરમાંજ નિવાસ કરતી. તોરાબ કહેતો કે એ બાલિકા તેને મળી આવી છે. બાળિકા કયે સ્થળેથી મળી છે, કેવી સ્થિતિમાં તેને મળી આવી છે તે તોરાબ કોઇને કહેતોજ નહિ ! કેવળ એક બન્ધુના વિશેષ આગ્રહથી તેણે એટલોજ ખુલાસો કર્યો હતો કે: "કોઇ એક લુંટારાએ આ બાલિકા મ્હને વેચાતી આપી છે."

તોરાબના મનમાં મ્હોટી આશા હતી કે: કુલજાનિ તરુણ-યુવતી થશે એટલે તેની સાથે લગ્ન કરીશું. તેના પ્રફુલ્લકમળ જેવા વદન ઉપર એક ચુંબન કરવાથી જીવન પર્યંતની મહેનત સફળ થશે. તેના રસભરિત સુંદર દેહાવયવો પ્રફુલ્લિત થતાં રૂપમાધુર્યનો અપૂર્વ લાભ મળશે. પ્રફુલ્લિત કોમળ-સુંદર કુસુમનો ભોગીભ્રમર થઇ મન-નેત્રની તૃપ્તિ કરીશું. અહા ! જે સમયે તે તરુણી સુંદરી થશે, જે સમયે વાદળી રંગના રેશમી ઓઢણામાંથી તેનો મુખ-ચંદ્ર પ્રકાશી મ્હારા હૃદયને આનંદ આપશે, જે સમયે હું તેના કોમળ શરીર ગાત્રનો સ્પર્શ કરીશ, અને જે સમયે તે મ્હારી સાથે આ પલંગપર બેસી સ્મિતહાસ્ય કરતી મ્હને પાનની પટ્ટી આપશે તે વખતે મ્હારા જેવો સુખી કોણ ગણાશે ? અહા ! તરુણ સુંદરીના ભોક્તાનું જીવન ધન્ય છે ! તેના પરવાળા સમાન રક્ત ઓઠ ઉપર મધુરૂં ચુંબન કરી મિષ્ટ મધુરતાનો આશ્વાદ ગૃહણ કરનારને ધન્ય છે ! અહા ! તેના સ્વર્ગીય પ્રેમનો લ્હાવો લેનારને ધન્ય છે !"

આ પ્રમાણે અનેક સુખની કલ્પના કરી તોરાબ મનમાં ને મન- માંજ આનંદ પામતો. તેને સુંદર સુંદર વસ્ત્રાલંકારો પહેરાવીને અને નાના પ્રકારના કાવ્યો સંભળાવીને તોરાબ અપાર આનંદ પ્રાપ્ત કરતો, પરંતુ ગમે તે કારણથી હો, કુલજાનિનું મન એક પણ દિવસ આ- નન્દ પામતું નહિ. સંસારમાં તોરાબને બીજું કોઇ સગું નહતું. દૂર સગાઇની એક વૃદ્ધ ડોસી તેના ઘરમાં રહેતી. તોરાબ તેને "અમ્મા" કહીને બોલાવતો. પ્રથમ તો કુલજાનિને તોરાબે તે "અમ્મા" પા- સેજ રાખી હતી, પરંતુ કુલજાનિ કોઇ પણ પ્રયત્ને મુસલમાનનું અન્ન ખાતી નહિ. તોરાબે તેને ઘણું ઘણું સમજાવ્યું પણ તે તેણે સાંભળ્યુંજ નહિ. અંતે તોરાબે પોતાના મકાનની જોડે એક ન્હાનુ ઘર ભાડે રાખ્યું અને ત્યાં એક બ્રાહ્મણ રસોઇઆ સાથે કુલજાનિને રાખી તેના આહારાદિનો બંદોબસ્ત કર્યો. વાંચક! ત્યારે આ બાલિકા કોણ? તે હિંદુ છે કે મુસલમાન?

તે હિંદુ હતી કે કોણ તે સંબંધી તોરાબ કોઇને કશું જાણવા દેતો નહિં. તેના મનમાં તો ઘણીયે આશા હતી કે આજ નહિ તો કાલે, કાલે નહિં તો બે ચાર કે છ મહિને પણ કુલજાનિ તેના ઉપર પ્યાર કરશે, કોઇ એક દિવસ પણ તે તોરાબને પોતાનું આત્મસમર્પણ કરશે. આટલો બધો પ્રેમ અને આટલો બધો યત્ન શું નિષ્ફળ થશે? ના, ના, હમણાં તે બાલિકા છે. હજી તેનામાં બુદ્ધિ નથી. હજી તેનામાં ઉંડો વિચાર કરવાની શક્તિ નથી. તરૂણવય થતાંજ તે બુદ્ધિ- માન થશે. તે આ જગતમાં મ્હને પોતાનોજ જાણશે. જે વખતે તેને મ્હારા પ્રેમની કિંમત સમજાશે, ત્યારેજ તે મ્હારા ઉપર પ્યાર કરશે. અરે! તે મ્હારા ઉપર પ્રાણ પાથરશે! નક્કી, નક્કી, તેમજ કરશે." પરંતુ મૂર્ખ તોરાબ! તે બધી વિદ્યા શિખ્યો હતો પણ પ્રેમ-દેવતાને પ્રસન્ન કરવાની કોઇ વિદ્યા શિખ્યોજ નહોતો!

આ સમયેજ સૂર્યકાન્ત તોરાબનો શિષ્ય થયો હતો. તે તોરાબ પાસે વિદ્યાભ્યાસ કરવા આવતો હતો. સૂર્યકાન્તનું તેજસ્વી મુખ, વિરોચિત દેહ, વીરત્વ મહિમા પરિપૂર્ણરૂપ, તેજસ્વીતા, તેનું સાહસ, ઉત્સાહ અને ચિત્તાકર્ષકરૂપ શ્રીએ તોરાબનું મન આકર્ષ્યું. સૂર્યકાન્ત તોરાબને ઘેર આવી વિદ્યાભ્યાસ કરતો. જે ઘરમાં કુલજાનિનો નિવાસ હતો તેજ ઘરના એક ઓરડામાં તોરાબ સૂર્યકાન્તને વિદ્યાભ્યાસ કરાવતો.

કારણ, કાર્ય અને કાલનું સંમેલન થયું. પ્રેમ સાથે ઇર્ષાનો સંયોગ થયો. સૂર્યકાન્તને જોઈ તોરાબના હૃદયમાં ઇર્ષાગ્નિ પ્રજ્વલિત થયો. શા કારણથી ? તે અમે હમણાં કહી શકીશું નહિં.

## ચતુર્થ પરિચ્છેદ.

### અત્યાચાર.

તોરાબઅલિએ કુલજાનિને પુષ્કળ વિલાસ વૈભવમાં રાખી હતી. મોગલ-રમણીઓ જે જે કિમતિ-શૉખિન-વસ્તુઓનો ઉપભોગ કરતી તે સર્વ કુલજાનિના નિવાસસ્થાનમાં સુસજ્જિત હતું. કુલજાનિને માટે તોરાબે કિમતિ મોગલ-પોષાકો ખરિદ્યા હતા. તેને માટે સુંદર વસ્ત્રો ઉપરાંત નિત્ય સુગંધી અત્તર ફુલેલ અને સુગંધીદાર પુષ્પમાળાઓ લાવવાની વ્યવસ્થા રાખી હતી. તોરાબના યત્નથી કુલજાનિ થોડું ઘણું લખતાં-વાંચતાં પણ શીખી હતી. અને તે ઉપરાત તે કંઇક ગાતાં પણ શીખી હતી. અહા ! તેનો કેવો વિણા જેવો મધુર સ્વર ! જ્યારે તે ગળામાં ને ગળામાં મધુરૂં ગાન ગાતી ત્યારે તોરાબ તો એમજ જાણતો કે જાણે બેહેસ્તની કોઇ હુરી ગાન

કરી રહી છે, અને તે પોતે જાણે બેહેસ્તમાં બેસી ગાન સાંભળી રહ્યો છે! આ વખતે તેના મનમાં સ્વર્ગીય આનંદ વ્યાપી રહેતો! હમણાં તે જરા મ્હોટી થઇ હતી. તેનું શરીર વિકાસ પામવા લાગ્યું હતું. તેના મુખ ઉપર સુંદરતાની મધુરી છટા ખીલી નીકળી હતી. તેના શરીર અવયવો, છાતીનો વિભાગ જરા જરા ઉપસવા–ખિલવાની તૈયારી કરી રહ્યા હતા–કહો કે યૌવન આગમનની આગમચેતી આપી રહ્યા હતા. તેના સુંદર ભરાવદાર ગુલાબી ગાલ રહામે જોઈ મધુલોલુપ ભ્રમરની પેઠે તોરાબનું મન ચુંબનની ઇચ્છામાં અધીરૂં થઇ રહેતું પરંતુ વખતે મનમાંને મનમાંજ કહેતો કે: “ હજી વાર છે. હજી થોડી વાર છે, હે મન! જરા સબુર કર! એક બે વર્ષમાં તો આ ખીલતી કળી પ્રફુલ્લિત પુષ્પનું ચિત્તાકર્ષકરૂપ ધારણ કરશે. તે વખતે તેનો સુગંધ–સ્વાદ લઇ તું તૃપ્ત થજે!” તોરાબ નિત્ય નિત્ય તેના શરીર–અવયવ સ્હામે જોઈ જોઈ અનેક વિચાર કરતો અને મનને સબુર કરવા શિખામણ આપતો. તે કહેતો કે: કાચી કળી ચૂંટવાથી મસ્તકને તૃપ્ત કરે એવી સુગંધ આવતી નથી. સ્વાદ પૂર્ણ આવતો નથી. ખિલવા દો. પછી એની વાત.”

તોરાબ તેના ઉપર ફિદા ફિદા થઇ રહ્યો હતો. કુલજાનિને સુખ આપવા માટે તેણે ધન ખર્ચવામાં પાછું વાળીને જોયું નહોતું પરંતુ કુલજાનિનું ચિત્ત તે કશા ઉપર ચોંટતું નહિં. તેના મનમાં લેશ પણ સુખ નહોતું. કવચિત્ કવચિત્ તોરાબે આણેલી વસ્તુઓનો ઉપભોગ કરતી છતાં તેનાં હસ્તથી નહી! મોગલના વિલાસી દ્રવ્યોનો ઉપભોગ કરવાની તેને ઇચ્છાજ થતી નહિં. કેટલીએ રાત્રિ તેણે પુષ્કળ અશ્રુપાત કરવામાં વિતાડી છે. કેટલીએ રાત્રિ તેણે અન્નજળ વગર–ભૂખે તરસે–પૃથિવી ઉપર આળોટવામાં કહાડી છે!

કુલજાનિની મનઃ સ્થિતિ તોરાબના જાણવામાં હતી, તેથીજ તેનું મન મેળવવા તે અનેક કષ્ટ સહન કરતો. અદ્યાપિ પર્યંત બાલિકાના ક્ષુદ્ર હૃદયમાં પ્રેમ–દેવતા ભર નિદ્રામાં પડેલા હતા. તેમ છતાં તોરાબ તેને ઉઠતાં બેસતાં કેટલીએ પ્રેમની વાર્તાઓ સંભળાવી, પોતાના પ્રેમનો પરિચય આપી, જીવનના સુખ–દુઃખના ઘાત પ્રતિઘાત સમજાવી, ક્રમે ક્રમે બાલિકાની આંખો ઉઘાડવા લાગ્યો. બાલિકા થોડા દિવસમાંજ તે બધું સમજી ગઈ. પ્રેમનાં અનેક રસીલાં દ્રષ્ટાંતો તેની પાસે વર્ણવ્યાથી કુલજાનિના કોમળ હૃદય–મંદિરમાં પ્રેમ–દેવતાનું આસન પથરાયું. પ્રેમ એ શું વસ્તુ છે અને તે કોના ઉપર કેવી રીતે કરી શકાય છે તે કુલજાનિના જાણવામાં–સમજવામાં આવ્યું. પ્રેમ કરવાથી કયા પ્રકારે આત્મ–દાન કરવું પડે છે અને પ્રેમના પૂજકે પ્રેમીજન માટે કેવી રીતે પ્રાણ વિસર્જન કરવા તે પણ તે સારી પેઠે શીખી ગઇ. કહો કે પ્રેમનો પાઠ તેને તોરાબની નિશાળમાંથી મળી ગયો છે!

કેટલાક દિવસ વીતી ગયા પછી સૂર્યકાન્ત તોરાબનો શિષ્ય થયો. તે સમયથીજ કુલજાનિના મનમાં એક નૂતન વિચારનો જન્મ થયો છે. ભલા સ્વભાવનો સૂર્યકાન્ત જાણતો નહતો કે તેની અજાણતામાંજ કોઇના બે વિશાળ નેત્ર તેના તરફ આકર્ષાયાં છે! તે જાણતો નહતો કેઃ તેની મૂર્તિ લઇને એક ક્ષુદ્ર બાલિકા, પોતાના જીવનના કેટલાએ સુખ દુઃખની રચના કરી રહી છે! બે ત્રણ વખત તોરાબની સમક્ષ સૂર્યકાન્ત અને કુલજાનિનો સાક્ષાત્કાર થયો હતો અને કાંઇક વાતચિત પણ તેની સમક્ષજ થઇ હતી. પરંતુ સ્વદેશપ્રેમી સૂર્યકાન્તના હૃદયમાં તે સમયે સ્વદેશની સ્વતંત્રતાનું સ્વપ્ન જાગ્રત થયું હતું. તે તેજ સ્વપ્નમાં મસ્ત બની રહ્યો હતો તેથી તેના મનમાં અન્ય કોઇ વિચારને માટે સ્થાનજ નહતું. મોગલ ગુરૂ તોરાબ પાસે પરભાષા શિખવા જતો તે પણ એ ઇચ્છા સફળ કરવા માટેજ!

શું સ્વપ્ન? કોણ જાણી શકે એમ છે કે: બંગાલીઓની સ્વતંત્રતા–સુખની આશા એ સ્વપ્ન નહિ તો બીજું શું? સ્વપ્ન હો કે ગમે તે પણ સ્વદેશ પ્રાણ, કર્મવીર સૂર્યકાન્ત, એ સ્વપ્નને સત્યજ માનતો હતો. તે તેમાંથી જરા પણ ડગે તેવો ન હતો.

પરંતુ કુલજાનિ મનમાં ને મનમાંજ સૂર્યકાન્ત ઉપર બહુ પ્રેમ રાખતી. તેના ઉપર પ્રાણથી પણ અધિક વ્હાલ રાખતી. ક્યાંથી શી રીતે એ પ્રેમે તેના હૃદયમાં ઘર કર્યું તે તો કોણ જાણે! ગમે તેમ પણ તેના હૃદયના પ્રેમ–આસનપર પ્રિય સૂર્યકાન્તની સુંદર–વીરમૂર્તિ અચાનક બિરાજી ગઇ હતી. અહા! અત્યારે તેનું મુખકમળ કેવું પ્રફુલ્લિત જણાય છે? શા કારણથી? તેતો તેનું મન જાણે. તે સૂર્યકાન્તને પોતાનો પ્રાણપ્રિય જાણતી હતી. સૂર્યકાન્તને એક દિવસ જોતી નહિ તો તેનું મન તેનાં દર્શન કરવા આકુળ વ્યાકુળ થઇ જતું! તે નિત્ય ચાતકની પેઠે આતુર નેત્રે બારીએ ઉભી ઉભી સૂર્યકાન્તના આગમનની વાટ જોતી. વેગળેથી સૂર્યકાન્ત આવતો જણાતો કે ચુપચુપ તે બારીની આડમાં ભરાઇ જઈ ફાટમાંથી તેને જોયાં કરતી. તે જ્યારે મકાનમાં આવી તારાબની પાસે બેસી પાઠ શીખતો તે વખતે તે વેગળી ઉભી ઉભી તૃષિત નેત્રે તેના મનોહર–સુંદર મુખ સ્હામે જોયાં કરતી. જોતાં જોતાં આત્મજ્ઞાન ભૂલી જતી. સ્તબ્ધ થઇ જતી. તેના રૂંવેરૂંવામાં સૂર્યકાન્ત–સૂર્યકાન્ત થઇ જતું. કહો કે તે સૂર્યકાન્તમય થઇ જતી!

તેમ છતાં સૂર્યકાન્ત કશું જાણતો નહિ. તે કશું સમજતો પણ નહિ. તેના મન–પ્રાણમાં તો સ્વદેશ–પ્રેમનો મંત્ર વ્યાપી રહ્યો હતો. તેણે તો માત્ર સ્વદેશ પ્રેમનીજ દીક્ષા લીધી હતી. તેને અનેક પ્રકારે સ્વદેશને સ્વતંત્ર બનાવવાની ઇચ્છા હતી. તેણે ભોગ–વિષય સુખને

તિલાંજલિ આપી હતી. તે હવે રમણી–નેત્રના કટાક્ષ સ્હામે કે તેના સુંદર રૂપ–માધુર્ય સ્હામે જૂવે કેમ ? તેને જે વસ્તુની ઇચ્છાજ નથી તેની તે ઉપાસના કરે શા માટે ? સ્વદેશ પ્રેમનું મન–પ્રાણ એવાંજ હોવાં જોઇએ. પાર્થિવ ભોગ–સુખમાં પડી રહેનાર મનુષ્ય જન–સમાજનું કલ્યાણ કરી શકતો નથી. જેણે સ્વદેશને માટે સન્યાસ્તવ્રત લીધું છે, જેણે સ્વદેશને સ્વતંત્ર બનાવવા માટે પ્રતિજ્ઞા કરી છે અને જેણે સ્વદેશની સ્વતંત્રતાનેજ જીવન–કર્તવ્ય માન્યું છે તે વીરપુરૂષો તુચ્છ–રમણી–ભોગ સુખ તરફ નજર સુદ્ધાં ફેંકતા નથી. તે તો સ્વદેશને માટે અનેક પ્રકારનાં કષ્ટો ભોગવવા તૈયાર હોય છે. તે તો અનેક પ્રકારનાં સુખોની લાલચને લાત મારી વેગળી ફેંકી દેવા શક્તિમાન હોય છે ! સૂર્યકાન્ત તેવોજ કર્મવીર પુરૂષ હતો. તે દ્રઢ વિચારનો દેશપ્રેમી–સન્યાસી હતો. કુલજાનિના ગુપ્ત પ્રેમનું તેને ભાનજ રહ્યું નહિ, પરંતુ શંકાશીલ તોરાબે કુલજાનિનાં નેત્ર–મુખ ઉપરથી સર્વ વાર્તા જાણી લીધી. જેણે હજારો પૃષ્ઠના ઉત્તમ ગ્રન્થો વાંચી નાંખ્યા હોય છે તેને ક્ષુદ્ર રમણી હૃદયરૂપી બે પૃષ્ઠનું પુસ્તક વાંચતાં વિલંબ કેટલો ? પ્રેમનું સ્થાન નેત્ર છે. નેત્ર જોતાંજ પ્રેમનું પાત્ર જાણી શકાય છે. એક, બે, ચાર કે છ દિવસમાં તો તે જણાયા વગર રહેજ નહિ ! તોરાબે કુલજાનિનો હૃદય–ગ્રન્થ વાંચી લીધો હતો. તેણે તેના પ્રેમ–દેવતાને જાણી લીધો હતો. તોરાબે કુલજાનિને એ સંબંધી પૂછપરછ કરી, પરંતુ તેણે તેમાંનું કશું કહ્યું નહિ ત્યારે તેણે તેના ઉપર અત્યાચાર કરવા માંડયા. એ અત્યાચાર સહન નહિં થવાથી એક દિવસ કુલજાનિએ મન ઉઘાડીને સર્વ વાત કહી દીધી.

કુલજાનિના પ્રેમ–દેવતાનું નામ જાણતાંજ તોરાબઅલિનું મર્મસ્થાન ભેદાઇ ગયું ! તેનું અંતઃકરણ છેદાવા લાગ્યું ! તેના મનમાં

અત્યંત કષ્ટ થયું. તેના રૂંવેરૂંવામાં સેંકડો વિંછીના ડંખની વેદનાનો અનુભવ થવા લાગ્યો ! વાત પણ સાચી છે. જેનો જેના ઉપર પ્રેમ હોય છે તે પ્રેમીને જ્યારે અન્ય પ્રેમી ચહાય ત્યારે અત્યંત કષ્ટ થાય છે. તેમાં પણ સ્ત્રી કરતાં પુરૂષને બહુ કષ્ટ થાય છે. તોરાબને માથે વિજળી પડી હોય કિંવા સર્પદંશ થયો હોય તેવી વેદના થઇ હતી. તે ડંખ–વેદના તેને અસહ્ય થઇ પડી હતી. કુલજાનિ પાછળ આટલો બધો ખર્ચ કરવા છતાં, આટલે આટલે પ્રકારે તેનું મન રાખવા છતાં અન્તે તેણે પોતાનો પ્રેમ બીજાનેજ અર્પણ કર્યો ? એજ તોરાબના મનમાં લાગી આવ્યું. હવે તે કુલજાનિને પ્રેમની નહિં પણ ઇર્ષાની નજરે જોવા લાગ્યો. તે તેને શત્રુ ધારવા લાગ્યો. ઉઠતાં, બેસતાં, વારેઘડીએ તે કુલજાનિ ઉપર અત્યાચાર કરવા લાગ્યો. તેનો તિરસ્કાર કરવા લાગ્યો. તેને નઠારી ગાળો દેવા લાગ્યો. તેને કોઇ પ્રસંગે મારવા પણ ધસતો ! તેમ છતાં પણ વળી આશા અભાગિણી તેના હૃદય સાગરમાંથી ડોકું ઉંચું કરી કોઇ વખત કહેતી કેઃ શા માટે એમ કરે છે? એનાપર પ્યાર કર. એકાદ દિવસ પણ તે ત્હારી થશે. વળી પાછો તે તેના વિશાળ–અણિઆળાં પાણીદાર નેત્ર, કમળસમાન સુંદર મુખ, ચળકતા લીસા ગુલાબી ગાલ, અને ભરાવાદાર છાતી, હાથ, કમર અને પગ તરફ નેત્રો ફેરવી પુનઃ તેના પ્રેમમાં લુબ્ધ થતો. પુનઃ સ્મિતહાસ્ય કરી તેને મીઠા શબ્દોદ્વારા પ્રેમ દર્શાવતો–તેને પ્રેમની વાર્તાઓ કરી સમજાવતો. પરંતુ કુલજાનિનું નારી હૃદય એકજ પ્રેમ–દેવને હૃદય–મંદિરમાં પધરાવી ચૂક્યું હતું. તેનાં નેત્રમાં એકજ પ્રેમ–દેવની મૂર્તિ અંકિત થઇ હતી. તેના મને એકજ પ્રાણને પ્રાણેશ્વર માની લીધો હતો અને તેના આત્માએ એકજ વિશુદ્ધ પ્રેમી આત્મા ઉપર દૃઢ શ્રદ્ધા રાખી હતી એટલે તે બદલાય તેમ નહતું.

કુલજાનિના હૃદયની એવી સ્થિતિ પ્રેમ-ઘેલા તોરાબના જાણવામાં નહતી. તેને તો દુષ્ટ આશાનો પ્રસંગોપાત એવોજ મોહન-મંત્ર ભણાવતી હતી કે: "વખતે કુલજાનિ ત્હારા ઉપર પ્રેમ રાખે પણ ખરી." એટલે તે તેને વિશેષ કષ્ટ આપી પોતાના ઉપર પ્રેમ રાખવા કહેતો પરંતુ તે સૂર્યકાન્તને કાંઇ પણ કહી શકતો નહિં. બાલિકા બિચારી મુગે મોઢે અનેક દુઃખ સહન કરતી! તેનો બીજો ઉપાય શો?

એક દિવસ તોરાબે કુલજાનિને અનેક કડવાં વચનો કહ્યાં. તેણે તેને બહુ કષ્ટ આપ્યું. તેણે તેના માતાપિતાને પણ અસંખ્ય ગાળો દીધી. કોમળ હૃદયની બાલિકાએ બહુ કષ્ટ સહન કર્યું, પરંતુ તેનું હૃદય અસહ્ય રીતે છુંદાવા લાગ્યું. જાણે તેમાં કોઈ અસંખ્ય સાંબેલા લઇ ઘમ્ ઘમ્ ઘા કરી રહ્યું છે!

તોરાબ-પાપિષ્ઠ તોરાબે અંતે તેને મુસલમાનનું અન્ન ખાવાની આજ્ઞા ફરમાવતાં કહ્યું:

"હવે ત્હને હિંદુ રાખવાનું કામ નથી. બધી વાત ભૂલી જા અને મ્હારી છેલ્લી વાત સાંભળ. મ્હારી સાથે લગ્ન કર તોજ સુખમાં રહેશે નહિતો એમજ સમજ કે ત્હારા ભાગ્યમાં અતિશય કષ્ટ લખેલું છે."

કુલજાનિ નીચું જોઇ રડયા કરતી હતી. તેણે રડતાં રડતાંજ કહ્યું: "તમે જે કહેશો તે સાંભળીશ પણ તમારૂં અન્ન હું કદી પણ ખાઇશ નહિં અને તમારી સાથે પરણીશ પણ નહિ."

આ શબ્દો સાંભળતાંજ તોરાબનું માથું ભમી ગયું. આટલા દિવસથી જે વૃક્ષના મૂળમાં જળસિંચન કર્યું છે, અનેક દુઃખ સહન કરી જે વૃક્ષને ઉછેર્યું છે તેનાં ફળ બીજો કોઇ ખાઇ જાય એ બનેજ કેમ? તોરાબે ગુસ્સામાં મ્હોં ચઢાવી કહ્યું:

" તું જે ખાય છે તે શું મ્હારૂં અન્ન નથી ? ત્હારા આગ્રહથી દયા કરીનેજ આટલા દિવસ એક બ્રાહ્મણ રસોઇઓ રાખ્યો હતો પરંતુ હવે નહિ. હવે હું ત્હારૂં કાંઈ પણ સાંભળીશ નહિ. મ્હારા આટલા બધા પ્રેમનું તેં યોગ્ય ઇનામ આપી દીધું છે ! હવે મ્હારો કોમળ સ્વભાવ કઠોર થયો છે! મ્હને કઠોર થતાં તેંજ શીખવ્યું છે! ત્હારે માટે મ્હેં કેટલો બધો ખર્ચ કર્યો છે તેનું ત્હને ભાન છે ? તું અજ્ઞાન–નિરાધાર હતી ત્યાંથી ત્હને પાળી પોષી મ્હોટી કરી અને અનેક પ્રકારનાં સુખ આપ્યાં તેનું આવું ફળ કે ? ત્હેં મ્હારા પ્રેમનો આવોજ બદલો આપ્યો કે ? ખુદા ત્હારો ન્યાય કરશે ? બસ, કુલજાનિ, ત્હેંજ મ્હારૂં સર્વ નાશ કર્યું છે ! ત્હારો મેળાપ ના થયો હોત તો હું આવો દુઃખી થાત નહિ ! ત્હારે માટે પૈસા ખર્ચ્યા તે પાણીમાં ગયા ! પૈસા ગયા અને સાથે સાથે તું પણ ગઈ! હવે રહ્યું શું ? ત્હારા રૂપમાં મુગ્ધ થઇનેજ આ પ્રૌઢ વયે મ્હેં લગ્ન કરવાની ધારણા રાખી હતી, નહિ તો આ બધા ગ્રન્થોનો ઢગલો મ્હારાં સર્વ સુખનો આધાર હતાં. હવે મ્હેં જાણ્યું કેઃ રૂપનો મોહ વિષ કરતાં પણ વિશેષ દુઃખદાયક છે. રૂપના મોહમાં પડનાર મનુષ્ય દીપક પાછળ ભટકતા પતંગની પેઠે એક દિવસ બળી મર્યા વગર, અતિ દુઃખી થયા વગર રહેતો નથી. રૂપના દાસ બનનાર મનુષ્યો જગતમાં સાચું સુખ કદી પ્રાપ્ત કરતા નથી. ત્હારા રૂપ ઉપર મોહ રાખ્યા કરતાં ખુદા ઉપર મોહ રાખ્યો હોત તો તે મ્હારાપર ક્યારનાયે પ્રસન્ન થયા હોત. હું અતિશય સુખી થયો હોત ! ખુદા ! ખુદા ! "

તોરાબે જોરથી કપાળ કૂટ્યું અને પૃથિવી સ્હામે જોઇ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. થોડીવાર પછી ઉસ્કેરાઇ જઇ બોલ્યોઃ " હજી પણ કહે કે તું " મ્હારી " થશે કે નહિં ? બો–લ–જલદી–બો–લ."

આ વખતે તે અર્ધો ઉભો થઇ જઇ કુલજાનિ સ્હામે ગયો. જુસ્સાને લીધે તેનું મુખ લાલ લાલ થઇ ગયું હતું. તેનાં નેત્રો ફાટી ગયા હતાં. તેનું શરીર થરથર કમ્પતું હતું.

કુલજાનિ અશ્રુપાત કરતી હતી. તોરાબના શબ્દો સાંભળી તે ડુસકાં ભરી રડવા લાગી.

તોરાબે પુનઃ કહ્યું: "કુલજાનિ ! હજી પણ વિચાર કર. તું જે યુવક ઉપર આટલો બધો પ્રેમ રાખે છે તે તો એમાંનું કશુંયે જાણતો નથી, અને હું આટલા બધા દિવસથી ત્હારા ઉપર કાયમનોવાક્ય-પૂર્વક પ્રેમ રાખું છું-અરે ! ત્હારો પ્રેમ મેળવવા માટે ત્હારો ગુલામ બની રહ્યો છું તેનો બદલો ત્હેં સારી પેઠે આપ્યો ! તમારા હિંદુઓ આવાજ સાચા છે કે ? હિંદુ રમણીઓ આવીજ કૃતઘ્ન હોય છે કે ? હિંદુઓ ઉપર જે ઉપકાર કરે છે તેને આવોજ બદલો મળે છે કે ?"

કુલજાનિ હજી પણ રડતાં રડતાં બધું સાંભળી રહી. તે રડયાજ કરતી હતી. તોરાબ બોલવા લાગ્યો:

"સાંભળ કુલજાનિ ! હવે તું કાંઇ છેક બાળક નથી. ત્હારૂં કલ્યાણ—અકલ્યાણ શેમાં છે તે તું સમજવા શક્તિવાન છે. જે હિંદુ યુવકને તું મનમાં ને મનમાં ચ્હાય છે તેનો હવે હું શત્રુ થયો છું. વળી એ પણ વિચારી જો કે: એ યુવક મુસલમાનીને કદી પણ ગ્રહણ કરશે નહિં, હું તેને સમજાવીશ કે: " તું મ્હારી પરણેલી સ્ત્રી છે! તેમ છતાં પણ જો ત્હેને તું ચ્હાશે તો ત્હને હું જીવથી મારી નાંખીશ."

હજી પણ કુલજાનિ કંઇ બોલતી નથી. તે મુંગે મોંઢે રડ્યા કરે છે.

તેને મુંગે મોઢે રડતી જોઇ તોરાબનો મિજાજ ગયો. ત્હેણે ગુસ્સામાં

ઉશ્કેરાઇ જઇ કહ્યું: " શું તું મરતાં બ્હીતી નથી ? શું ત્હારે મરવું છે ? "

આ વખતે કુલજાનિ બોલી. આટલા બધા દુઃખમાં પણ તે વિકટ હાસ્ય કરી રડતી રડતી બોખરે સ્વરે બોલી: " હિંદુની બાળાઓ મરતાં ડરતી નથી. "

તોરાએ દાંત પીસી કહ્યું: " એમ કે ? નાદાન છોકરી યાદ રાખજે કે ત્હારા એ શબ્દો માટે ત્હને પસ્તાવોજ થશે. હું ત્હારા પ્રેમદેવતાને મારી નાંખીશ, એટલે મ્હારો માર્ગ નિષ્કંટક થશે. ભલે તું બ્હીતી નહિ. "

કુલજાનિ કમ્પી ઉઠી. તેનાં રૂવાં ઉભાં થઇ ગયાં. હૃદય થરથરી ઉઠયું. આશ્ચર્ય ચકિત થઇ ધીમેથી બોલી: " શિષ્યની હત્યા ? "

તોરાએ કહ્યું: " શિષ્ય ગુરૂની હત્યા કરી શકે અને ગુરૂ શિષ્યની હત્યા કરે નહિં કેમ ? યાદ રાખજે કે: ક્રોધમા આવેલો મનુષ્ય ગુરૂશિષ્ય સંબંધી કશો વિચાર કરતો નથી. વળી તેમાં પણ પ્રેમનોપૂજક મનુષ્ય નિરાશ થાય છે ત્યારે તે તેનો બદલો લીધા વગર રહેતો નથી. પ્રેમ ભંગ થતાં કેટલાએ પ્રેમીજનોએ બદલો લઇ કેટલાંએ ખૂન કર્યાં છે તે તું જાણે છે ? યાદ રાખજે કે મ્હારો માર્ગ નિષ્કંટક કરવા માટે હું ગમે તે ઉપાય લઇશ. "

કુલજાનિ એક પણ શબ્દ બોલી નહિં તેતું હૃદય બોલી શકયું નહિં. તે મુગે મોઢે, અત્યંત કષ્ટ પામતી નીચે મોઢે પૃથિવી પલાળતી બેસી રહી. તેના હૃદયમાં જાણે હજારો વિંછીના ડંખની વેદના થવા લાગી ! આ વેદનાનું ઔષધજ ન હતું. "

તોરાબ બોલ્યો: "બસ, આજે ત્હારે મ્હારૂં અન્ન ખાવુંજ પડશે."

કુલજાનિએ રડતાં રડતાં દયામણે ચહેરે કહ્યું: " મ્હને ક્ષમા

કરો. જો કોઇ વખત તમારા ઉપર પ્રેમ રાખતાં આવડશે તો તમારી આજ્ઞા પાલન કરીશ. હમણાં મ્હને કાંઈ પણ કહેશો નહિં. ”

તોરાબના હૃદયમાં દુષ્ટ આશાએ પુનઃ ડોકું ઉંચું કર્યું અને બોલી “ વખતે ત્હારા ઉપર પ્રેમ કરે પણ ખરી. ”

તોરાબ કંઇક નરમ થયો. “ પ્રેમ ” નું નામ સાંભળતાંજ તેના મ્હોંમાં પાણી છૂટયું. તે દિવસે તે વિશેષ કાંઇ બોલ્યો નહિ. ચુપચુપ ત્યાંથી ચાલ્યો ગયો.

કુલજાનિએ બારણું બંધ કરી છૂટે મ્હોડે રડવા માંડયું. તે બોલવા લાગી: “ હે દયામય ભગવાન ! શું આ જગત્‌માં ત્હમે વ્યાપી રહ્યા છો ? શાસ્ત્રો કહે છે કેઃ તમે સર્વ સ્થળે બિરાજમાન છો. તમે પ્રાણી માત્રની અરજ સાંભળો છો, ત્યારે તમે મ્હારી અરજ કેમ સાંભળતા નથી ? શું ત્હમે આ સ્થળે પણ છો ખરા ? જો હો તો ઓ જગત્ નાથ ! મ્હારી અરજ સાંભળી મ્હારો ધર્મ બચાવો ! મ્હેં શાં પાપ કર્યાં છે કે જેથી મ્હને તમે આવી શિક્ષા કરો છો ? મ્હને અસહાયને સહાય કરો. દુઃખીનું દુઃખ ટાળો. મ્હારો ધર્મ બચાવો.”

ઘણીવાર રડવાથી મનુષ્યના હૃદયનો ભાર ઓછો થઇ જાય છે, ત્યાર પછી તેને નૂતન વિચારો સ્ફૂરે છે. કુલજાનિને પણ તેમ થયું. તેણે મનમાં ને મનમાંજ વિચાર કર્યો કેઃ

“ મ્હારા પ્રેમ રાખવાથીજ તોરાબ સુખી થતો હોય તો ભલે, મ્હારે શા માટે તેના ઉપર પ્રેમ ન રાખવો ? સૂર્યકાન્ત ઉપર હું પ્રેમ રાખું છું એ સત્ય, પરન્તુ તે માટે મ્હને કોઇએ કહ્યું નથી. તેમનાં મુખદર્શન થતાંજ મ્હારી મેળેજ તેમના ઉપર પ્રેમ રાખતાં શીખી છું. મ્હેં મ્હારી ઇચ્છાથીજ તેમને મ્હારા હૃદય–મંદિરમાં પ્રેમ–સિંહાસન ઉપર પધરાવી દીધા છે, અને તોરાબ ઉપર તો તેણે અનેક યત્ન કર્યા

છતાં પણ પ્રેમ કરી શકતી નથી. અરે ! તેના ઉપર મ્હને પ્રેમજ ઉત્પન્ન થતો નથી ! શું તેમાં મ્હારો અપરાધ છે ? ના, તોરાબના પૈશાચિક અત્યાચાર મનમાં યાદ આવતાંજ તિરસ્કારથી મ્હારા પ્રાણ ફડફડી ઉઠે છે ! એ પાપિષ્ઠ ઉપર પ્રેમ ઉપજે શી રીતે ? જેનું મ્હોં જોતાંજ તિરસ્કાર ઉપજે છે તેના ઉપર પ્રેમની આશા શી ? ઠીક છે. એ વાત હવે બોલીશ નહિ. મ્હારી મા ! મ્હારા ભાગ્યમાં વિધાતાએ કેવું દુઃખ લખ્યું હશે ? ઓ મા રે ! દુઃખી કન્યાને ભવસાગરમાં ધકેલી દઇ અંતે આત્મઘાતી થઈ ? ઓઃ ! તોરાબ ! ત્હારા અત્યાચારથી મ્હારી માતાએ આત્મઘાત કર્યો છે ! ઓ પાપી ! ઓ દુષ્ટ ! ત્હારા ઉપર શું હું પ્રેમ રાખું ? ત્હને હું ચ્હાઇશ ? શું તું મ્હારા પ્રેમની આશા રાખે છે ? ઓ મૂર્ખ ! ત્હને એટલુંયે જ્ઞાન નથી કે જેની માતા ઉપર ત્હેં અનેક અત્યાચાર કર્યા તેની કન્યા શું ત્હારા ઉપર પ્યાર રાખશે ? શું તે ત્હને ચ્હાશે ? હાય ! હાય ! માતાની સાથે હું પણ કેમ મરી ના ગઇ ? ઓ ભગવાન ! આટલું બધું દુઃખ ત્હેં મ્હારા ભાગ્યમાં લખ્યું છે ? ચિન્તા નહિ. હું દુઃખ સહન કરીશ પણ મ્હારો ધર્મ છોડીશ નહિ. હું ધર્મભ્રષ્ટ થઈશ નહિ.”

દીપક ઓલવાઇ ગયો. અંધકારવાળા ઘરમાં, અંધકારમય જીવન સહિત કચરાળી જમીન ઉપર પછડાઇ પડીને દુઃખી બાલિકા વિશ્વની વ્યથાહરણ કરનાર ઇશ્વરને પોતાના મનની વ્યથા નિવેદન કરવા લાગી.



## પંચમ પરિચ્છેદ.

### પ્રેમબંધન.

રાત્રિ વીતી. દિવસ ઉગ્યો. અંધકાર ગયો. પ્રકાશ થયો. આળસ ગયું, ચૈતન્ય આવ્યું. ભયંકરતા ગઇ. આનંદ છવાયો, પરંતુ તોરાબના મનમાં કશો ફેરફાર થયો નહિ. તેના મનમાં સૂર્યકાન્ત શૂળની પેઠે ખૂંચ્યા કરતો હતો. તે તેનેજ પોતાના સુખ-માર્ગનો કાંટો ધારતો હતો. જો તે શિષ્ય બની ઘેર શીખવા ન આવ્યો હોત તો કુલજાનિનો પ્રેમ-કળશ પોતાના ઉપરજ ઢળી જાત એવું માનવા લાગ્યો. "હવે શું કરવું? શી રીતે સૂર્યકાન્તનો કાંટો દૂર કરવો? સૂર્યકાન્તનું અપમાન પણ કેમ થાય?" વળી એવો પણ વિચાર કરવા લાગ્યો કેઃ "શા માટે તેને મ્હારા ઘરમાં આવવા દઉં? જેણે મ્હારી આશા છિન્નભિન્ન કરી નાખી સંસારમાં મ્હને દુઃખી દુઃખી કરી નાંખ્યો છે તેને શા માટે મ્હારા ઘરમાંથી હાંકી ન મૂકવો? જેણે મ્હારી પ્રેમદેવીને ઝુંટાવી લીધી, જેણે મ્હારા પ્રેમમંદિરમાં અગ્નિ સળગાવી તેને શા માટે મ્હારે વિદ્યા શીખવવી? જેણે મ્હારા સુખનો નાશ કર્યો અને જેણે મ્હારી પ્રાણેશ્વરીનું મન જીતી લીધું તેને શા માટે મ્હારે માન આપવું? નહિં. કદી નહિ. બસ, તેને મ્હારી નજર આગળથી વેગળો કરવો જોઇએ. એવા દુષ્ટ માણસનું મ્હોં જોવું વ્યાજબી નથી."

આવા આવા અનેક વિચારો કરી રહ્યો હતો તેજ સમયે સૂર્યકાન્ત ત્યાં આવી પહોંચ્યો. તોરાબે કહ્યું:

"હજી તમે કેટલા દિવસ આગ્રામાં રહેવાના છે। ?

તોરાબના મુખ ઉપર આજે આશ્ચર્યકારક ફેરફાર થયેલો જોઇને અને કાંઇ પણ કારણ વગર અચાનક આવો પ્રશ્ન થતો જોઇને સૂર્યકાન્ત પણ વિસ્મય થયો. તેણે ઉત્તર દીધો: "હજી નક્કી નથી. અમે સત્વર દેશમાં પાછા જઇશું એવો પણ સંભવ જણાતો નથી."

તોરાબે કપાળ ઉપર હાથ પછાડયો, પછી માથું ઝાલી બોલ્યો: "તમારા મિત્રો હમણાં ક્યાં છે ?"

સૂર્યકાન્ત: "પ્રતાપ અને શંકર હમણાં પંજાબ, રાજપૂતાના, ગુજરાત વગેરે સ્થાને પર્યટન કરી રહ્યા છે."

તોરાબ: "થોડા દિવસમાં તમે અરબ્બી અને ફારસી ભાષા ઘણી સારી રીતે શીખ્યા છો એ જોઇ મ્હને બહુ સંતોષ થયો છે."

સૂર્યકાન્ત: "એ આપની કૃપાનુંજ ફળ છે. આપની કૃપાથી માત્ર હું ભાષાજ નહિ પણ મોગલ સમાજની નીતિ-રીતિ પણ કંઇક શિખ્યો છું."

તોરાબ: "મોગલ-ચરિત્રમાં કંઇ વિશેષત્વ જણાયું છે કે ?"

સૂર્યકાન્ત: "ઘણાંજ થોડા મોગલોને બાદ કરતાં અનેક મનુષ્યોનાં ચરિત્રમાં વિલાસીતા, અને ઇન્દ્રિયપરાયણતા વિશેષ રૂપે જોવામાં આવે છે, ખુદાની આજ્ઞાઓ સાંભળવા છતાં મદ્યપાનની રેલછેલ ઉડે છે અને તેજ લોકો પાછા ન્યાયી હોવાનો દાવો કરે છે! અનેક મનુષ્યો પવિત્રતાનું નામ દઇ ભયંકર પાપ કૃત્યો કરી રહ્યા છે. બાદશાહ એ ખુદાનો અંશ-અરે અમારા હિંદુઓમાં તો તેને ઇશ્વર જેટલું માન આપીએ છીએ છતાં તેજ પ્રપંચી રાજનીતિ ગ્રહણ કરી-પાપકૃત્યોમાં યશાકલ બનેલા જણાય છે! માફ કરજો સાહેબ! મ્હારા આ સ્પષ્ટ મશગુલ ખોટું લગાડશો નહિં. મ્હને સત્ય કહેવાનીજ ટેવ છે! સમસ્ત રાજ્ય-

માં ભોગ-વિલાસ ઉંડી રહ્યો છે! તેમાં પણ મ્હોટા મ્હોટા ગણાતા માણસો કામ-કાંચનના દાસ બની રહ્યા છે! કામ-કાંચન માટે તેઓ કેવાં કેવાં પાપ કરે છે તે કહેતાં જીભ અચકાય છે! ખુદ બાદશાહ પોતે પણ કામાસક્ત છે ત્યાં પછી બીજાની શી વાત? દ્રવ્ય અને પદવી દાનનો લોભ આપી હિંદુઓની કન્યાઓ પરણવી એ કામના દાસ નહિં તો બીજું શું? મનુષ્યે અનેક ભોગ આપતે પણ સ્વધર્મ તજવો નહિ. ભલભલા મોગલ અમલદારો પણ ધર્મ ભ્રષ્ટ થયા છે ત્યાં બીજાની શી વાત? ભોગ-વિલાસમાં બાદશાહથી તે ન્હાના સુબા, અને કોટવાળો સુદ્ધાં ડૂબ્યા છે! જો કોઇ પણ દિવસ મોગલ-સામ્રાજ્યનો ધ્વંશ થશે તો ભોગ-વિલાસ અને ઇન્દ્રિય પરાયણતા તેનું એક મુખ્ય કારણ ગણાશે! નહિ તો મોગલો તેજસ્વી, ઉત્સાહી, રાજનીતિજ્ઞ અને રાજગુણથી ભૂષિત છે પણ સાધારણ-મોગલો ઘણાજ અત્યાચારી અને સ્વાભાવિક રીતેજ અતિ નિષ્ઠુર પ્રકૃતિના છે. તેમના મનમાં હિંદુઓ ઉપર તો દયા-માયા છેજ નહિ. બાદશાહની રાજનીતિનાં કેટલાંક સૂત્રો ઘણાં સુંદર છે. તેમનામાં હિંદુ-મોગલોને ન્યાય આપવાની નીતિ પસંદ કરવા યોગ્ય છે, પરંતુ હિંદુઓની કન્યાઓ પરણી સમગ્ર હિંદને વટલાવી નાંખવાની નીતિ તદ્દન અયોગ્ય છે! એમની સારી નીતિ સલીમ જાળવી રાખશે કે કેમ એ એક મ્હોટો પ્રશ્ન છે. બાદશાહની એ યુક્તિ સલીમ ભાગ્યેજ સમજશે, એટલુંજ નહિ પણ તેના પછીના બાદશાહ પણ એ નીતિ પ્રમાણે વર્તશે નહિ એમ ધારૂં છું. તેમ થવાથીજ તેમનું અધઃપતન થશે. બાદશાહની ધર્મનીતિ બહુ ઉત્તમ છે. કોઇને બળાત્કારે મુસલમાની ધર્મમાં દિક્ષિત કરવામાં આવતા નથી એટલુંજ નહિ પણ તેઓ પોતે હિંદુઓ સમક્ષ હિંદુ ધર્મ ઉપર આસ્થા બતાવે છે, કપાળમાં તિલક કરે છે, હિંદુ દેવદેવી-

ઓની સ્તુતિ કરે છે અને હિંદુ શાસ્ત્રોને માન આપે છે એજ તેમના સામ્રાજ્યનો પાયો સુદ્રઢ કરે એમ છે. અમારે એમને ધન્યવાદ આપ્યા વગર ચાલે તેમ નથી. એ પ્રમાણે જો બધા મોગલો વર્તતા હોય અને ભોગ-વિલાસ તથા ઇન્દ્રિયપરાયણતા છોડી દઇ યોગ્ય રીતે જીવન વ્યતીત કરતા હોય તો મોગલ સામ્રાજ્ય ચિરકાલ ટકી રહે. મોગલો કંઇક વિશેષ પ્રમાણમાં આજીવનના સુખ-દુઃખના વિચારોમાં ગુંથાયલા રહે છે. તેઓ શરીરના સુખને માટે બનતા યત્નો કરી રહ્યા છે. જાણે પરલોકમાં વિશેષત્વજ નથી એમ માનતા જણાય છે! તેઓ અધિક સ્વાર્થી જણાય છે, અને અન્ય મનુષ્યનું સર્વનાશ કરીને પણ પોતાનો માર્ગ નિષ્કંટક કરવા યત્ન કરતા જણાય છે! મનુષ્ય માત્ર સ્વાર્થી હોય એ ખરૂં પણ બીજાનું સર્વનાશ કરી પોતે સુખ પ્રાપ્ત કરવું એના જેવી નીચતા બીજી કઇ હોઇ શકે? પરમેશ્વર સર્વને પૂરતું અન્ન વસ્ત્ર આપે છે. જો અતિશય સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા ન રાખવામાં આવે તો પણ સત્યને માર્ગે, સરલ રીતેજ ઇશ્વર તેને સુખમાં રાખે છે એવાં અનેક દ્રષ્ટાંતો છે. તેમ છતાં પણ સુખ ઉપભોગ માટે અનેકનો ઉચ્છેદ કરવો, નિર્દોશના પ્રાણ હરણ કરવા એના જેવું મહાપાપ બીજું કયું હોય? મહત્વાકાંક્ષાની પણ હદ હોય છે, બીજાનું બગાડવું અને પોતાનોજ સ્વાર્થ સાધવો એ રાક્ષસી મહત્વાકાંક્ષાનો કયારે પાર આવે એમ છે? વળી એવી મહત્વકાંક્ષા રાખીને રાક્ષસો ચિરકાલ સુખી પણ કયારે થયા છે? રામાયણમાં રાક્ષસરાજ રાવણની વાર્તા તો કદાચ તમે સાંભળી હશે. તેના સુખ વિભવનો પાર નહોતો તેમ છતાં પણ તેને શ્રી રામચંદ્રનાં પત્ની સીતાજીનું હરણ કરી ઇન્દ્રિય સુખ મેળવવાની ઇચ્છા થઇ હતી, અને તે મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા માટેજ તેને પ્રાણ ગુમાવવા પડયા હતા! એવાં

અનેક દ્રષ્ટાંતો અમારા અને તમારા ઇતિહાસ ઉપરાંત ધર્મ શાસ્ત્રોમાં વાંચવા છતાં તેઓ ઇન્દ્રિય વિલાસિતા ત્યજતા નથી એ શું ઓછા દુઃખની વાત છે? વળી જે દેશના બાદશાહ છે, જેમણે પોતાના ઉચ્ચ ચરિત્રથી સર્વ જગતને ઉચ્ચ ઉન્નત-માર્ગે લઇ જવા જોઇએ તેજ ધર્મથી ભ્રષ્ટ થાય ત્યારે પછી તેને શું કહેવું? જેણે ધર્મ ત્યજ્યો છે તેની અવનતિ થઇ છે એ યાદ રાખવું. ધર્મરક્ષા એજ એક રાજ્યનો સુદ્રઢ પાયો રોપવાનો મૂળ મંત્ર છે."

તોરાબ: "તમે જે જે દોષ મોગલોમાં જોયા છે તે દોષો હિંદુઓમાં નથી?"

સૂર્યકાન્ત: "હિંદુઓમાં ક્વચિત્ હશે પણ મોગલો જેટલા નહિ. હિંદુઓ ધર્મથી ડગલે ડગલે બ્હીયે છે. તેઓ જો સ્વાર્થી હોત તો આટલું મ્હોટું વિશાળ હિંદુસ્થાન તમને સોંપી દેત નહિ. તેઓ એક સંપ કરી ગમે તેટલા ભોગે પણ તમોને હિંદુસ્થાનમાંથી હાંકી કાઢત! ત્રિશ કરોડ હિંદુઓમાં કેટલા મોગલો છે તેનો હિસાબ ગણી જૂઓ! વળી હિંદુઓના જેવો આત્મ ત્યાગ કરવાનું પૃથિવીની બીજી કોઇ પણ જાતિ જાણતીજ નથી. રાવણનું રાજ્ય લીધું તે સમયે શ્રી રામચંદ્ર પાસે કેટલી ધન સમ્પતિ હતી તે તમે કદાચ જાણતા હશો. તેઓ પાસે એક ફુટી બદામ પણ ન હતી છતાં લંકાનું વિશાળ રાજ્ય તેમણે રાવણના ભાઇ વિભીષણને અર્પણ કરી દીધું! કેમ! તમારા ઇતિહાસમાંથી કોઇ એવા દાનેશ્વરી રાજાનું દ્રષ્ટાંત બતાવી શકશો? જ્યારે ધન-સમ્પત્તિ હોય ત્યારે દાન કરનારા ઘણા નીકળે છે પણ જ્યારે દરિદ્રાવસ્થા હોય અને ધન-સમ્પત્તિ મળતાં તેનું દાન કરી દેવામાં આવે ત્યારે તેને સાચા ઉદાર મનુષ્ય કહેવામાં આવે છે! એનુંજ નામ સ્વાર્થ ત્યાગ, એનુંજ નામ ઉદારતા!" ધર્મને માટે

હિંદુઓએ જે આત્મ ત્યાગ કર્યા છે તે સર્વત્ર સુપ્રસિદ્ધ છે."

તોરાબ: "હિંદુઓ પોતાની બડાઇ કરતાં ક્યારે બંધ થશે?"

સૂર્યકાન્ત: "મોગલો ભલે તેવો વિચાર કરે, પરંતુ જેણે હિંદુ–ચારિત્ર્યનો ઉંડો અભ્યાસ કર્યો છે, તેઓ જાણે છે કે મ્હારા કથનમાં કેટલું સત્ય છે."

તોરાબ વિશેષ વાદવિવાદમાં નહિ ઉતરતાં તેને આસન પર બેસવાનું કહી ત્યાંથી ઉઠી અન્યત્ર ચાલ્યો ગયો.

સૂર્યકાન્ત એક ચિત્તે પોતાનો પાઠ ભણવા લાગ્યો. એટલામાં એકાએક કોઇ ત્હેના સ્હામે આવી ઉભું રહ્યું.

સૂર્યકાન્તે ઉંચું જોયું તો પેલી અપૂર્વ સુંદરી, બાલિકા મૂર્તિનાં દર્શન થયાં. કુલજાનિએ અત્યાર પહેલાં ઘણો અશ્રુપાત કરેલો હોવાથી તેની આંખોના ખુણા પર હજીયે સુકાયલા આંસુના ડાઘા પડ્યા હતા. તેનાં નેત્રની પાંપણો ધોળી ફ્દક થઇ રહી હતી. તેના મુખ ઉપરથી ચળકાટ જતો રહી ફિક્કાસ છવાઈ રહી હતી. સુંદરતાના અપૂર્વ નમુનાને જોઇ સૂર્યકાન્ત સ્મિત હાસ્ય કરી સ્નેહપૂર્વક બોલ્યો: "કુલજાનિ! શું તમે રડ્યાં હતાં કે?"

કુલજાનિનાં મુખ ઉપર પણ જરા હાસ્ય ફરક્યું પણ અંતઃકરણમાં અત્યંત પ્રસન્નતા પ્રસરી હતી. તેણે ઉત્તર દીધો: "હું તો રોજ રડું છું, ઘણુંયે રડું છું. એમાં પુછવા જેવું શું છે?"

સૂર્યકાન્તે આશ્ચર્ય પામી પુછ્યું: "શું તમે રોજ રડો છો? શા માટે રડો છો? હું તે શી રીતે જાણું? જાણું તો પણ મ્હારો ઉપાય શો?"

કુલજાનિ: "વધારે વાત કરવાનો વખત નથી. તોરાબ હમણાંજ આવી પહોંચશે. એક બે વાત કહેવાનું મન થયું છે. સાંભળશો ખરા કે?"

સૂર્યકાન્તઃ "તમે કોણ છો તે હું જાણતો નથી. જે કહેવું હોય તે સુખેથી કહો."

કુલજાનિઃ "મોગલ તોરાબ અતિ પાપિષ્ઠ નરાધમ છે. એનો વિશ્વાસ કરશો નહિ. હું તમારા ચરણ શરણમાં આવી છું. તમે મ્હારો ઉદ્ધાર કરો."

સૂર્યકાન્ત કાંઇ પણ સમજી શક્યો નહિ. તે માત્ર કુલજાનિના મુખ સ્હામે જોઈ રહ્યો. બન્નેએ એક બીજાના સ્હામે જોયાં કર્યું. કાંઇ બોલવાને ઇચ્છા હોવા છતાં એમાંથી કોઇ કાંઇપણ બોલી શક્યું નહિ. કુલજાનિ સુંદર મુખ નીચું કરી નેત્રમાંથી આંસુની ધારા પાડવા લાગી. મોતીના દાણા જેવાં અશ્રુબિંદુ હારબંધ પૃથિવી ઉપર પડી તેને પલાળવા લાગ્યાં.

સૂર્યકાન્ત વિશેષ કાંઇ નહિ સમજવા છતાં પણ એટલું જ સમજ્યો કેઃ "આ બાલિકાને કોઇક પ્રકારનું દુઃખ છે ખરૂં. એ બિચારી મન મૂકીને મ્હને બધું કહી શકતી નથી."

સૂર્યકાન્તે સાહસ કરી કહ્યુંઃ "કુલજાનિ! હું હિંદુ છું. દરિદ્ર યુવક છું. મ્હારે હાથે જો તમારૂં કોઇ રીતે કલ્યાણ થતું હોય તો તે પ્રમાણે કરવા તૈયાર છું. તમને શું દુઃખ છે તે કહો."

કુલજાનિ નેત્ર લુછતી ગદ્ ગદ્ કણ્ડે બોલીઃ

"મ્હને આ નરકમાંથી બચાવો. તેમ કરવાથી કદાચ તમને દુઃખ ભોગવવું પડશે."

સૂર્યકાન્તઃ "ઉદ્ધાર કરૂં? વિપદ ભોગવવી પડશે? એ બધું શું કહો છો તેની સમજ પડતી નથી."

કુલજાનિઃ "તોરાબ તમારો પ્રાણ-વધ કરશે?"

સૂર્યકાન્તઃ "પ્રાણવધ? મ્હારો અપરાધ શો?"

કુલજાનિ આમ તેમ જોવા લાગી. છેવટે નીચું મસ્તક કરી બોલી: "તોરાબ એમ જાણે છે કે: હું તમને ચ્હાઉં છું. હું તમારા ઉપર પ્રેમ રાખું છું એજ તમારો અપરાધ!"

બાલિકાના હૃદયમાં સમુદ્ર મન્થન થવા લાગ્યું. તેના હૃદયમાં એક તરફ પ્રેમ અને બીજી તરફ ભય, બન્નેનું તોફાન ઉઠયું.

સૂર્યકાન્તે ભ્રમરો ચઢાવી પૂછ્યું: "એ વાત સત્ય છે કે?"

કુલજાનિએ ધીમે ધીમે એક નિઃશ્વાસ મૂકયો અને મુખ નીચું રાખી પૃથિવી સ્હામે જોઇ રહી. સૂર્યકાન્તને સમજતાં વિલંબ થયો નહિ કે: એ બાલિકા તેના ઉપર પ્રેમ રાખે છે–તે તેને ચ્હાય છે.

એ સમયે ક્ષણવારમાં તો સૂર્યકાન્તના મનમાં અનેક વિચારો ઉદય પામ્યા. તે મનમાંજ વિચારવા લાગ્યો: "એ મ્હારા ઉપર પ્રેમ રાખે છે તેથીજ એ નિત્ય બારીમાં ઉભી ઉભી મ્હારા આવવાની વાટ જોતી હશે કે? એટલા માટેજ એ મ્હને જોવા આતુર થઇ રહે છે કે? એટલા માટેજ તે મ્હને જોતાંજ સ્મિતહાસ્ય કરી જાણે મ્હને નમન કરતી હોય તેમ મસ્તક અને નેત્ર નીચાં ઢાળે છે કે? અહો! પ્રેમ–દેવતા! ધન્ય તમારી લીલા! તમે જેના હૃદય–મંદિરમાં પ્રવેશ કરો છો તેને એજ રંગ રસથી તરબોળ કરી દો છો. તેને પોતાના પ્રેમી સિવાય અન્ય કશું પ્રિય લાગતું નથી. તે જાગૃત કે સ્વપ્ન, સર્વ અવસ્થામાં પોતાના પ્રેમીનાં દર્શનનેજ ઝંખે છે. અહા! પ્રેમ! તે. જગતનાં કેટલાં હૃદયમાં પ્રવેશ કરી તેમનાં મસ્તક ભમાવી નાંખ્યાં છે? તે. જગતનાં કેટલા હૃદયમાં પ્રવેશ કરી પ્રેમીઓને વિરહાગ્નિમાં પ્રજાળી મૂકયા છે? તેં જગતનાં કેટલાં હૃદયમાં પ્રવેશ કરી મિલન–આશામાં અનેક રાત્રિના ઉજાગરા કરાવ્યા છે! તેં જગતનાં કેટલાં હૃદયમાં પ્રવેશ કરી પ્રેમી–ઉભયને સંકટના પર્વતો ઉપરથી ગબડાવી

પાડ્યા છે! અરે રે! આ એક નાજુક કલિકા! હજી તો બિચારી અર્ધ ખિલી છે, હજી તો તે યુવાવસ્થામાં પ્રવેશ કરે છે એટલામાંજ એના હૃદયમાં પ્રેમદેવતાએ ઘર કર્યું છે! પ્રેમ એ શું છે? એનો ધર્મ શો છે? એ બિચારી કુલજાનિ જાણતી હશે કે? એ પ્રેમનો મહિમા શી રીતે જાણે? ત્યારે એના હૃદયમાં પ્રેમ–દેવતા ભરાયા શી રીતે? સત્ય છે કે એ મ્હને ચ્હાય છે. એ મ્હારા ઉપર અત્યંત પ્રેમ રાખે છે! એ મ્હનેજ પોતાનો પ્રિય માને છે. હવે સમજવામાં આવ્યુઃ એના નેત્રનું માધુર્ય હવેજ સમજાયું. એના સ્મિતહાસ્યનું કારણ હવે લક્ષ્યમાં આવ્યું. એ મ્હને જોતાંજ સંકોચાઇ જતી હતી, મ્હને જોતાંજ આનંદ–પ્રફુલ્લ બનતી હતી તે હવેજ જાણવામાં આવ્યું."

સૂર્યકાન્તે કુલજાનિના લજ્જા–પ્રેમથી ભરેલા મનોહર સુંદર મુખ સ્હામે જોયું. તે વિસ્મય પામ્યો. અહા! કેવું સુંદરરૂપ!

એક ઉંડો નિઃશ્વાસ મૂકી સૂર્યકાન્તે કહ્યુંઃ

"કુલજાનિ! મ્હારો શિક્ષક તોરાબ તમારો શો સગો થાય?" કુલજાનિ શરમાતાં શરમાતાં, નીચું જોઇ પગ હલાવતી બોલીઃ "કાંઇ નહિ."

સૂર્યકાન્તઃ "કાંઈ નહિ? ત્યારે સાંભળો! હું આટલા દિવસથી અહિં આવું છું છતાં તમને કદી કોઇ પ્રશ્ન પૂછ્યો નથી. પરંતુ આજે તમને કંઇક પૂછવાની ઇચ્છા થાય છે. તોરાબ તમારો કંઇ પણ સગો થતો નથી ત્યારે તમે એના ઘરમાં ક્યા સંબંધથી રહો છો?"

કુલજાનિઃ "સંબંધ? હિંદુ સાથે મુસલમાનનો સંબંધ?"

વેગળેથી તોરાબે જોયું કેઃ સૂર્યકાન્ત કોઇના મુખ સ્હામે જોઇ કાંઇ સાંભળી રહ્યો છે. ત્યાર પછી તેણે જોયું કેઃ કુલજાનિ ઉતાવળે પગલે તે ઓરડામાંથી બહાર ચાલી જાય છે!

સૂર્યકાન્તનો પાઠ સમાપ્ત થયો હતો. તે નિયમ પ્રમાણે પોતાને ઘેર ચાલ્યો જતો હતો. તોરાએ તેને કહ્યું: "સૂર્યકાન્ત! હમણાં થોડા દિવસ મ્હારે ઘેર આવશો નહિ. હું એક અગત્યના કામમાં રોકાવાનો છું."

તોરાએ કુલજાનિને બૂમ પાડી. કુલજાનિ કમ્પતે શરીરે, લથડતે પગે આવી તેના સ્હામે ઉભી રહી. અનેક ક્ષણ પર્યંત કોઇ કાંઇ બોલ્યું નહિ, અન્તે મ્હોટા ગંભીર સ્વરે તોરાગ બોલ્યો:

"કુલજાનિ! ત્હારૂં સદ્‌ભાગ્ય કે હમણાં મ્હારા હાથમાં કાંઇ હથિયાર નથી! નહિં તો આ ક્ષણેજ ત્હારા બે કટકા કરી નાંખત! ઓહો! શું કહું? તું હમણાં ને હમણાંજ મ્હારા મ્હોં આગળથી દૂર ચાલી જા! એક દરિદ્ર હિંદુ ઉપર ત્હારો આટલો બધો પ્રેમ? તેથીજ તું તેના પ્રેમની ભિક્ષા માંગતી હતી કેમ? કેટલા બધા દિવસ ત્હને એવો લાગ મળ્યો હશે? હિંદુ છોકરીઓ આવાં કર્મ કરે અને પાછી પતિવ્રત–સત્યવ્રતની બડાઇ હાંકે! એકાંતમાં વાતો કરવાનો લાગ મળ્યો તેથીજ ત્હને તેના ઉપર પ્રેમ કરવાની તક મળી! અહા! શું કરૂં? મ્હારા શરીરમાં અગ્નિ પ્રકટી રહ્યો છે."

અતિશય ક્રોધના આવેશમાં પૃથિવી ઉપર પગ પછાડતો તોરાગ તે ઘરમાંથી ચાલ્યો ગયો.

કોણ કહી શકશે કે: તોરાગનો પદાઘાત લક્ષ્યભ્રષ્ટ થયો હશે?





## ષષ્ઠ પરિચ્છેદ.

### પ્રેમયાચના.

" ફુલ ! ફુલબિબિ ! ફુલજાનિ ! "

ફુલજાનિએ ઉત્તર દીધો નહિ, તે રડયા કરતી હતી.

" ફુલજાનિ ! હું આવ્યો છું. દરવાજો ખોલ."

ફુલજાનિ છાનીમાની રડયા કરતી હતી. તે ઉઠી નહિ. તેણે જવાબ પણ દીધો નહિ. બારણા બહાર ઉભેલા માણસે પુનઃ બૂમ પાડી. દરવાજાની સાંકળ ઠોકી. બારણાં ખખડાવ્યાં તો પણ ફુલજાનિ ઉઠી નહિ. આવનાર માણસ બહાર ઉભો રહ્યો. થોડીવાર એ પ્રમાણેજ વીતી.

શુકલપક્ષની પંચમી. અંધકારને ઠેલી ધીમે ધીમે ચંદ્ર ઉદય પામતો હતો. ધીમે ધીમે સ્નિગ્ધ જ્યોત્સ્ના–કિરણો પ્રસારી જગતમાં ચંદની વહેંચતો હતો. જે અંધારા ઓરડામાં, કચરાળી પૃથિવી ઉપર પડી ફુલજાનિ આલોટતી રડતી હતી. તેજ ઓરડામાં એક જાળીયામાંથી ચંદ્રનો થોડો પ્રકાશ એકાએક પ્રવેશ કરી અંધકાર દૂર કરવા લાગ્યો. ચાંદનીએ ફુલજાનિના આંસુથી ભરેલાં નેત્ર ઉપર પડી આંસુનાં ટીપાંને ઉજ્વળ મુક્તાફળના રૂપમાં બદલી નાંખ્યાં ! ફુલજાનિ સોળ વર્ષની અપૂર્વ સુંદરી હતી. તેના મુખ ઉપર ચંદ્રનાં કિરણો પડવાથી એક અપૂર્વ શોભા થઇ રહી હતી. તેના રૂપવડે ઓરડામાંનો અંધકાર દૂર થઇ અજવાળું થયું હતું. તેના ઉપર વળી ચંદ્રનો પ્રકાશ. બે પ્રકાશ જાણે એકત્ર થઇ અપૂર્વ સુંદરતા ધારણ કરી રહ્યા છે !

કુલજાનિ ધીમે ધીમે બેઠી થઇ. આંખો લૂછી નહિ. મ્હોં અને કપાળ ઉપર માથાના વાળના ગુંછમાં વિખરાઇ પડયાં હતાં તે પણ તેણે ખસેડયાં નહિ. ચોળી વગરના હૃદય-પ્રદેશ ઉપરથી ખસી ગયેલું લુગડું પણ ઢાંકયું નહિ. તેના નેત્રમાંથી આંસુ ઝરતાં હતાં. ઉંડા શ્વાસ લેવાથી તેની છાતી ઉછળ્યા કરતી હતી. કુલજાનિ એકો ટસે બારીએ ઉભી માર્ગ સ્હામે જોયા કરતી હતી.

ચારે દિશામાં ચાંદનીનો પ્રકાશ પથરાઇ રહ્યો છે તે જાણે જગત્ ઉપર રૂપેરી ચાદર પાથરી ન હોય તેવું સુંદર દેખાતું હતું. એ પ્રકાશમાં, રસ્તામાં ઉભા રહી જુવો તો ખરા જાણે કોઇ સુચતુર કારીગરે એક વિષાદ-પ્રતિમા ઘડી તે અંધારા ઘરમાં સંતાડી રાખી ન હોય!

બહાર ઉભેલા માણસે પ્રેમભરેલે સ્વરે પુનઃ બૂમ પાડીઃ " કુલ-કુલબિબિ-મ્હારી કુલજાનિ ! ઉઠ-દરવાજો ઉઘાડ હું આવ્યો છું."

આ વખતે કુલજાનિ ચમકી! અત્યાર સુધી તેણે તેના શબ્દો સાંભળ્યા નહોતા. હમણાં તે નેત્ર લુછતી લુછતી દોડી અને ઉતાવળે બારણાં ઉઘાડી દીધાં.

તોરાબે ઘરમાં પ્રવેશ કર્યો. તેણે પુછ્યુંઃ

" ઓરડામાં દીવો કેમ સળગાવ્યો નથી? બહુ વાર થઇ તેં જવાબ કેમ દીધો નહિ?"

કુલજાનિએ કાંઇ પણ ઉત્તર નહિ દેતાં દીવો સળગાવ્યો.

તોરાબ બોલ્યોઃ " કુલ! તું રડતી હોય એમ જણાય છે. આ અંધારા ઓરડામાં કાદવ-કચરાવાળી ભીની જમીન ઉપર પડી રહી રડતી હતી કે?"

કુલજાનિએ એક નિઃશ્વાસ મૂકી કહ્યુંઃ " ના."

તોરાબઃ " વારૂ, જોઉં, ત્હારૂં મ્હોં જોઉં. એક વાર મ્હારા સ્હામે

જો તો.” ફુલજાનિએ સારી પેઠે આંખો લુછી હતી. તોરાબના સ્હામે જોતાં જોતાં કપાળ ઉપર પડેલાં વાળના ગુચ્છ ઉંચા ચઢાવવા લાગી, પરંતુ હજી પણ બે આંસુનાં ટીપાં આંખના ખુણામાં સંતાઈ રહ્યાં હતાં, તે એકાએક ટપ્ ટપ્ કરતાં ગાલ પર સરી પડયાં ! જાણે બે ઝીણાં મોતી ગાલની વચમાં ઠરી ગયાં ન હોય !

એ જોઇ તોરાબનું મન ગળી ગયું. તેના ઝાંખા પણ સુંદર કરૂણ–મુખ સ્હામે જોઈ તેના હૃદયમાં કરૂણા ઉત્પન્ન થઇ. તેણે ઝીણાં આંસુ સારતી બાલિકાના બે હાથ ઝાલી પ્રેમ ભરિત સ્વરે કહ્યું:

“ ફુલજાનિ ! મ્હારી વાત સાંભળ. જો, હું મનુષ્ય છું. ત્હને આટલું બધું દુ:ખ આપું છું ખરો પણ તે જોઇ મ્હારૂં હૃદય ચિરાઇ જાય છે. ત્હને દુ:ખ આપીને હું સુખી થતો નથી. હું કાંઇ કસાઇ નથી. બીજાને દુ:ખ દઇને જે હર્ષ પામે તે કસાઇજ કહેવાય. ત્હને મ્હારા વચન ઉપર વિશ્વાસ બેસશે કે નહિ તેતો હું જાણતો નથી પરંતુ સાચું માનજે કે: ત્હને કષ્ટ આપ્યા પછી હું એકાંતમાં જઇ મ્હારાં છાતી માથાં કુટું છું ! ત્હારા ઉપર અત્યંત પ્યાર છે તેથીજ ત્હારા પ્રેમની ભિક્ષા માંગું છું, અને એટલું દાન તું નથી કરતી માટેજ ત્હને કષ્ટ આપું છું. ત્હારા પર પ્રેમ છે તેથીજ મ્હને ઇર્ષા અને અભિમાન થાય છે. નહિ તો એવો કોણ દુષ્ટ માણસ હોય કે જે ત્હને દુ:ખ દઇને, કઠોર વચનો કહી ત્હને ત્રાસ આપીને પોતે સુખી થાય ? તું વિચાર તો કર કે ત્હારે માટે મ્હેં કેટલું કષ્ટ સહન કર્યું છે ! ત્હારો પ્રેમ પ્રાપ્ત કરી સુખી થવા મ્હેં કેટલા પૈસાની ખુવારી કરી છે ! જે સમયે તું એક ન્હાનકડું વૃક્ષ હતી તે વખતે ત્હને અનેક પ્રકારનાં સુખ આપવા રૂપી જળ સિંચન કરી આજે ત્હને એક સુંદર વૃક્ષ બનાવ્યું છે. એ વૃક્ષ ઉપર આજે સુંદર–મધુર–ફળો આવ્યાં છે.

ત્યારે શું હું તે ફળનો ભોક્તા નહિ થઉં કે? શું મ્હારાં વાવેલાં વૃક્ષનાં ફળ કોઇ બીજો ખાઇ જાય કે? ફુલ્લજાનિ! તુંજ વિચાર કર કે એ કેમ બને? અરેરે! તું એ બધું ભૂલી ગઈ કે? ત્હને મ્હારા પ્રેમની પરીક્ષા નથી કે?"

ક્હેતાં ક્હેતાં તોરાબના શરીરમાં રોમાંચ થયો. તેનાં રૂંવાંડાં ઉભાં થઇ ગયાં. નેત્રમાંથી જ્વાળા નીકળવા લાગી. શરીર ગરમ ગરમ થઇ ગયું. તોરાબે ગદ્ ગદ્ કણ્ઠે કહ્યું:

"ફુલ્લજાનિ! ત્હને નજરે જોતાં મ્હને કેટલું સુખ થાય છે—હું કેટલો આનંદ પામું છું તેનું ત્હને ભાન હોય એમ જણાતું નથી. આજે આઠ વર્ષથી ત્હને મ્હારી પાસે રાખી છે. એ આઠ વર્ષ મ્હેં કેવા સુખમાં, કેટલા ઉમંગમાં અને કેટલી આશામાં વિતાડયાં છે—હાય! તે કોણ જાણે છે? નિત્ય ત્હારા મનોહર મુખનાં દર્શન કરી હું કેવી કેવી સુખ-કલ્પના કરતો હતો તે કોણ કહી શકે એમ છે? ફુલ! તે તો મ્હારૂં હૃદયજ જાણે છે. મનુષ્ય શું મનુષ્યના હૃદયની વ્યથા સમજી શકે છે કે? ના, ના, તે તો સ્વાર્થના દાસ છે!"

ફુલ્લજાનિ ધીમે સ્વરે બોલી: "ત્હમે મ્હને ચ્હાઓ છો તે હું જાણું છું."

તોરાબ: "હું ત્હને ચાહું છું? શું હું ત્હારા ઉપર પ્યાર રાખું છું? ના, ના. જુઠ્ઠી વાત. હું ત્હને ચ્હાતો નથી. સાચો પ્રેમ મ્હારામાં કયાંથી હોય? જો ત્હને ચ્હાતો હોત તો મ્હારા એ રોગનું ઔષધ પણ હોતજ!"

આ વખતે તોરાબના નેત્રમાંથી જળ પડવા લાગ્યું! આંસુ ભરેલે નેત્રે, ગદ્ ગદ્ કણ્ઠે તે પુનઃ બોલ્યો:"

"અહા! મ્હારો રોગ! તેની ગતિ કોણ જાણી શકે? હું

ત્હને અતિશય કષ્ટ આપું છું! પ્રેમ કર્યા પછી કોઇ પ્રેમી પોતાના પ્રિયજનને આ પ્રમાણે ચાણ્ડાલની પેઠે દુઃખ દઇ શકે કે? ત્હારૂં આ સુંદર મુખ! જેને જોતાંજ સર્વ દુઃખ ભૂલી જવાય–હાય! એ સુંદર મુખને મલિન કરી–એ મુખનું હાસ્ય દૂર કરી કોણ નિષ્ઠુર મનુષ્ય રાક્ષસના જેટલું કષ્ટ આપી શકે?"

કુલજાનિઃ "ત્યારે હવે કષ્ટ આપશો નહિ."

તોરાબ છાનોમાનો આંસું પાડવા લાગ્યો. અપૂર્વ સુંદરી કુલજાનિને આપેલાં કષ્ટ યાદ આવવાથી તેના હૃદયમાં દારૂણ દુઃખ થવા લાગ્યું. તે રડતાં રડતાંજ બોલ્યોઃ

"સત્ય છે, હું અત્યારે કસાઈ જેવોજ બન્યો છું, મનમાં જે હોય છે તે બોલી નાંખું છું, પરંતુ મ્હારો સ્વભાવ કાંઈ એવો નથી. નક્કી માનજે કુલ. ત્હારા રૂપની જ્વાળાએ મ્હારી નસેનસમાં દ્વેષાગ્નિ સળગાવી મૂક્યો છે. લોકો ત્હારા સુંદર મુખ સ્હામે જોઇ વિસ્મય પામે છે. ત્હારા અપૂર્વ સુંદર મુખ–ચંદ્ર સ્હામે જોઇ આત્મજ્ઞાન ભૂલી જાય છે, તે જોઈ મ્હારા મનમાં અદેખાઇ ઉત્પન્ન થાય છે. હું તે જોઇ સહન કરી શકતો નથી. તેથીજ ત્હને કોઇ ન જૂવે તેમ–ગુપ્ત રીતે સંતાડી રાખી છે. હાય કુલજાન! ત્હને ખબર નથી કે તું એક ન્હાનકડી બાલિકા હોવા છતાં પણ તેં મ્હારા જેવા વૃદ્ધના અંતઃકરણમાં કેવાં તરંગ ઉપજાવ્યાં છે! જગતનો સાર જે ઇસ્લામ ધર્મ, તે પણ હું ભૂલવા બેઠો છું! નહિ તો શું આ કંઇ પ્રેમ કરવાનું વય છે! પ્રેમને માટે તો સમાન વય જોઇએ તે હું જાણું છું પણ કુલ! મ્હારી કુલ! મ્હારૂં વૃદ્ધ શરીર ત્હારી સુંદરતા જોઇ તરૂણ બન્યું છે! ત્હારા ઉપર ફિદા ફિદા થઇ રહ્યો છું. ત્હારા પ્રેમનો ભિખારી બન્યો છું. ત્હારા પ્રેમનો ગુલામ બન્યો છું. ત્હારા રૂપનો લોલુપ ભ્રમર બન્યો છું, અને

ફુલ! ખુદાની પ્રતિજ્ઞા લઇ કહું છું કે દીપક ઉપર પ્રેમ–મોહિત થ-ચેલા પતંગીયાની પેઠે હું ત્હારી સુંદરતા ઉપર દિવાનો બન્યો છું. એક વખત મ્હારા હૃદય સ્હામે જો. હવે તું કોઇ બીજાનાં નેત્ર સ્હામે જોઇશ નહિ. નેત્રોમાં તો વિજળીનો પ્રવાહ વહે છે. કોણ જાણે છે કે ત્હારાં નેત્રની વિજળી કોના નેત્રની વિજળી જોડે મળી એકત્ર થશે! કોણ જાણે છે કે ત્હારૂં હૃદય કોણ ખેંચી શકશે? કોણ જાણી શકે છે કેઃ ત્હારા હૃદયનો પ્રેમ કોણ જીતી શકશે? તું બીજા કોઇની સ્હામે જોતી નહિ, નહિ તો કોઇ ત્હને નયન--બાણુ મારી વિંધી નાંખશે! તું વિ-રહ વ્યથામાં સપડાશે–જોજે તું કોઇ બીજાની સ્હામે જોતી નહિ હો."

ફુલજાનિઃ "સારૂં, બીજા કોઇનાં નેત્ર સ્હામે નહિ જોઉં."

તોરાબે જોરથી એક નિઃશ્વાસ મૂક્યો અને બોલ્યોઃ "આટલાં બધાં કાવ્યો ભણ્યો, આટલી બધી વિદ્યા શિખ્યો, પરંતુ હાય! મ્હારી દારૂણ હિંસા–વૃત્તિ તો મટી નહિ. ત્યારે એ વિદ્યા શા કામથી? જે વિદ્યા ભણવાથી મનુષ્ય કામ, ક્રોધ, મોહ, લોભ, અને ઇર્ષા ત્યજતાં શીખે નહિ તે વિદ્યા શા કામની? જે વિદ્યાથી મનુષ્ય રૂપનો દાસ બનતાં અટકે નહિ તે વિદ્યા શા કામની? જે વિદ્યાથી એક મનુષ્ય અન્ય મનુષ્યને કષ્ટ આપતાં અટકે નહિ–પારકાને દુઃખે દુઃખી થાય નહિ તે વિદ્યા શા કામની? જે વિદ્યાથી મનુષ્ય "**અનલહક**" નું ખરૂં તત્વ સમજે નહિ, તે વિદ્યા શા કામની? ખુદા! ખુદા! ધિક્કાર છે મ્હારી વિદ્યાને! મ્હોટા મ્હોટા કાવ્યના ગ્રન્થો લખી પ્રેમનો મ-હિમા ગાયો, મ્હોટા મ્હોટા ગ્રન્થો લખી પારકાને માટે સ્વાર્થત્યાગ–આત્મત્યાગ–કરવાનો બોધ આપ્યો, મ્હોટા મ્હોટા ગ્રંથો લખી જગ-તનાં પ્રાણી માત્ર એક ખુદાનાં સંતાન છે તેથી તે સર્વ એક બીજાના ભાઇ સમાન છે, એમ કહી તેમના ઉપર પ્યાર રાખતાં શીખવ્યો તે

બધું નિરર્થકજ છે ! મ્હારા ઉપદેશ પ્રમાણેજ હું ના વતુ તો પછી મ્હારી વિદ્યાને ધિઃક્કાર નહિ તો બીજું શું ? અહો ! આ જગતમાં મ્હારા જેવા કેટલા દંભી કવિયો, કેટલા મિથ્યાવાદી લેખકો હશે ? સત્ય છે. કવિઓ અને લેખકો દંભી અને મિથ્યાવાદી હોવાથીજ જગતમાં દુઃખ–તાપ જણાય છે ! કવિઓ અને લેખકો એ તો કુદરતના ન્યાયાધિશ છે. એ ન્યાયાધિશોજ જૂઠું–અસત્યવાદી હોય ત્યાં ન્યાયની આશા કેવી ? ઓ ન્યાયાધિશો ! ત્હમારી એવી આશ્ચર્યકારક લીલા હોવાથીજ જગતમાં અનેક કષ્ટ પથરાઇ રહ્યાં છે ! ખુદા ! પરવરદિગાર ! તું એમને સદ્‌બુદ્ધિ આપ ! તું એમના મનમાં સત્યજ્ઞાન ઉતાર. તું એમને સન્માર્ગે દોર કે જેથી તેમનાં વિશુદ્ધ ચરિત્રનું અવલોકન કરી અન્યજનો પણ તેવાંજ બને ! ”

થોડીવાર તે ઓઠે આંગળી લગાડી વિચારમાં પડયો. તેમ છતાં તેનાં નેત્ર ફુલજાનિના સુંદર વદનકમળ સ્હામેજ હતાં. તે તેના રૂપ–માધુર્યનુંજ પાન કરી રહ્યાં હતાં. સહસા તેણે પૂછ્યું:

“ ફુલ ! ખુદાએ શા માટે ત્હને આટલું બધું સુંદર રૂપ આપ્યું ? ત્હારા રૂપનો અગ્નિ લઇ ત્હેં શા માટે મ્હારા જેવા દરિદ્રની ઝુંપડીમાં પગ મૂકયો ? ત્હારામાં સ્વાભાવિક રીતેજ સુંદરતા તો હતી તે ઉપરાંત–અરે રે ! મ્હેં ત્હને વળી કાવ્ય અને સંગીત શીખવી સુંદરતામાં બમણી વૃદ્ધિ કરી, ત્હારા જેવી શોભામયી–અમૃતમયી લલનાના રૂપ માધુર્યનો સ્વાદ ચાખવા કોને ઇચ્છા નહિ થાય ? ”

તે એકી ટસે ફુલજાનિનાં બદામની મિંજ જેવાં સફેદ વિશાળ નેત્ર સ્હામે જોઇ રહ્યો. થોડીવારે બોલ્યો:

“ જો, કેવું સુનીલ સુંદર આકાશ જણાય છે ? કેવી મધુર ચાંદની વડે પૃથિવી સ્નાન કરી રહી છે. વેગળે સુધી નજર ફેંક. વૃક્ષના મસ્તક ઉપર રૂપેરી ઢોળ ચડતાં તેનાં પાંદડાં, પુષ્પ, ફળો કેવાં સુંદર

જણાય છે? જોતો ખરી. હ્વણે પેલી યમુના નદી ઉછળતી ઉછળતી કેવી મધુર લીલા વિસ્તારી રહી છે? બધું સુંદર, બધું શોભામય છે, તું પણ કેટલી બધી સુંદર છે? એ સૌંદર્ય–સાગરની વચમાં હું ડૂબી રહ્યો છું!"

"પરંતુ શું કરૂં? હું એ સાગરમાં ગોથાં ખાઈ રહ્યો છું. જ્યારથી પેલા હિંદુ યુવકને આ ઘરમાં સ્થાન આપ્યું છે ત્યારથી મ્હારૂં સુખ–શાંતિ સર્વ ચાલ્યાં ગયાં છે. ત્યારથી મ્હારા હૃદયમાં દાવાનળ સળગી રહ્યો છે. જો હું પ્હેલાં આવું જાણતો હોત તો એવું કામ પણ કરત નહિ. હવે શું કરૂં? સાચું કહે કે: તું કોને ચ્હાય છે? ત્હારો પ્રેમ ત્હેં કોને અર્પણ કર્યો છે?"

કુલજાનિ કાંઇ પણ બોલી નહિ. તોરાબ બોલ્યો:

"વિદ્યા ભણવા માટે તે હિંદુ મ્હારી પાસે આવે છે. એના જેવો મેધાવી બુદ્ધિમાન–બીજો કોઇ શિષ્ય મ્હારી પાસે આવ્યો નથી. અનેક કારણને લીધે તે મ્હને બહુ પ્રિય થઇ પડ્યો છે. પરંતુ હું જાણતો નહતો કે પરિણામે હાય! તેજ મ્હારો શત્રુ થઇ પડશે! તેણેજ મ્હારી સર્વ આશા નિર્મૂળ કરી મ્હને જીવતો બાળી મૂક્યો છે! અત્યારે તો હું જીવતો મૂવા જેવો છું. સાંભળ કુલ! અત્યારે તો મ્હારી વિદ્યા, બુદ્ધિ, રૂપ, ગુણ, સર્વ ગયું છે! અત્યારે તો દારૂણ દ્વેષાગ્નિવડે હું બળી રહ્યો છું. તેના ઉપર મ્હને અતિશય દ્વેષ ઉપજ્યો છે. હું વૈરનો બદલો લીધા સિવાય રહેનાર નથી. યાદ રાખજે કુલ! હું પક્કો મોગલ બચ્ચો છું. મ્હારા પેટમાં અનેક બકરાં–ઘેટાંનું માંસ ગયું છે! અમે લોકો જીવની હિંસા કરતાં જરાયે ડરતા નથી! અમને એવા જીવની હિંસા કરતાં જરાયે દયા આવતી નથી! ભલે તમે હિંદુઓ ડર્યા કરો! અમે એવા જીવોને ગળે ઝટ છરી ફેરવી તેના પ્રાણ

લઇએ છીએ ! તમે દાળ ખાઉ ર્ડ્યા કરો પણ અમે તો તુર્ત પ્રાણ લઇએ એવા છીએ ! હું મ્હારા શત્રુ ઉપર બદલો લઇશ. હું બદલો લીધા વિના રહીશ નહિ. મ્હારા હૃદયનો ઇર્ષાગ્નિ કોને કોને બાળી ભસ્મ કરશે તે હમણાં શી રીતે કહી શકાય ? હું એટલુંજ કહું છું કે: મ્હારા હૃદયમાં ભયંકર અગ્નિ છે એ તો સત્યજ. કુલજાનિ ! ત્હારા રૂપનો અગ્નિ ઓલવી નાંખ—ઓલવી નાંખ. હું મ્હારા મન—મંદિરમાં ત્હારી રૂપ—જ્યોતિને પધરાવી તેનું પૂજન કરીશ. ત્હારૂં બાહ્ય-રૂપ—સ્થુળ શરીર—રૂપ ઓલવાઇ જશે તો મ્હારા હૃદયનું શાંતિ—સુખ મ્હને પુનઃ મળશે. ઓ ખુદા ! મ્હને તેવું શાંતિ—સુખ આપો. અરેરે! તેવો દિવસ કયારે આવશે ?”

તોરાબનું સર્વ કથન કુલજાનિના સમજવામાં આવ્યું નહિ. પરંતુ તેના મુખ ઉપર કરૂણા રસની છાયા જોઇને, તેના મનનું કલ્પાંત જોઇને, તેના હૃદયની વ્યથા જોઇને, તેના અંતઃકરણમાં બહુ કષ્ટ થયું. તેના મનમાં કંઇક દયા પણ ઉત્પન્ન થઇ.

પરંતુ દયા એ એક વસ્તુ છે અને પ્રેમ એ બીજી વસ્તુ છે. દયા અને પ્રેમમાં ફરક છે. તે બન્ને જૂદાં છે. કહેવાની અગત્યની નથી કે: તોરાબના આટલા બધાં સંભાષણથી કુલજાનિના હૃદયમાં તેના ઉપર પ્રેમ ઉપજ્યો નહિ. ઉલટું તે જેમ જેમ તેના પ્રેમની ભિક્ષા માંગવા લાગ્યો તેમ તેમ તેના ઉપર તેને તિરસ્કાર ઉપજ્યો. તેનો પ્રેમ તો સૂર્યકાન્ત જીતી ગયો છે. સૂર્યકાન્તને જોયો તે દિવસથી અજાણપણેજ તે કુલજાનના હૃદય મંદિરમાં બિરાજી ગયો છે. ત્યારથીજ કુલજાનિનો પ્રેમનો તેજ અધિકારી થયો છે. તેણેજ કુલજાનિનું મન આકર્ષી લીધું છે. તેના નેત્રની વિજળીએ કુલજાનિનાં નેત્રની વિજળીનું આકર્ષણ કરી લીધું છે. તે સમયથીજ કુલજાનિનું મન પરવશ થયું છે.

તે જાગૃત અને સ્વપ્નમાં પોતાના પ્રાણેશ્વર સૂર્યકાન્તનાંજ દર્શન કરી રહી છે. સમસ્ત જગતમાં સૂર્યકાન્ત સિવાય તેને કોઇ પ્રિય નથી. જેમ ગુલાબના અત્તરની સીસી ઢોળાઇ જતાં તેનો સુગંધ ચારે દિશામાં પ્રસરી જાય છે અને તે સુગંધ માટે કોઇને ખબર આપવાની આવશ્યકતા હોતી નથી તેમ સૂર્યકાન્તના આવવાથી એકાએક પ્રણય-પરિમલ એકાએક ચારે દિશામાં પ્રસરી જઇ સર્વ સુગંધ ફેલાઇ ગઇ હતી. તે સુગંધ-જાળમાં ભાન ભૂલી જઇ એક પ્રાણી સપડાઇ ગયું! બાલિકા કુલજાનિએ તે સુગંધથી મોહ પામી સૂર્યકાન્તને આત્મ સમર્પણ કર્યું! સૂર્યકાન્તે તેના નસેનસમાં પ્રેમ નિસો ભરી દીધો! એ નિસો કોઇ પણ રીતે ઉતરે તેમ નહતો. તેનો કોઇ વૈદ્યજ નહતો. વૈદ્ય હતો માત્ર સૂર્યકાન્ત!

મૂર્ખ તોરાબે, રમણી-હૃદય પિછાણ્યા વગર, પ્રેમની આશામાં કુલજાનિ ઉપર અત્યાચાર કરવા માંડયો હતો! એ બેવકુફ! શું પ્રેમ એ કાંઇ બજારની વસ્તુ છે! શું પ્રેમ એ કાંઈ વેચાતો મળે એમ છે? શું પ્રેમનું કાંઇ મૂલ્ય છે? જો તે વેચાતો મળે એમ હોત તો સુંદરતાના ઘણા દાસ સંસાર-બજારમાં ફરતા ફરે છે! ભલભલી સુંદરીઓના પ્રેમને વેચાતો લઇ શકે એમ છે! પણ ના, ના, મૂર્ખ! તેનું મૂલ્યજ નથી! વિશુદ્ધ પ્રેમ આગળ મ્હોટી મ્હોટી રાજધાનીઓ ડૂબી જાય તો પણ શું થયું? વિશુદ્ધ પ્રેમ આગળ કરોડો રૂપિયાનાં ઝવેરાતો વેચી નાંખવામાં આવે તો પણ શું થયું? તે કાંઈ સાચા પ્રેમની કિંમત નથી. સાચા પ્રેમને બદલે હિરા, માણેક, મુક્તા જેવાં જવાહીર નિરર્થક છે! સાચા પ્રેમનો બદલો કાંઇ દ્રવ્યથી વળે તેમ નથી. તે પ્રેમ મેળવવાને તો તેવુંજ પ્રેમી હૃદય જોઇએ. બન્ને પ્રેમીના હૃદયમાં પરસ્પર સમાન પ્રેમ-દેવતા જાગૃત થવા જોઇએ.

તોજ પરસ્પર પ્રેમ બંધાય છે! એક વખત પ્રેમ–ગાંઠ પડયા પછી તે કદી પણ તૂટતી નથી. વિશુદ્ધ પ્રેમની એજ રીત છે. પ્રેમને માટે તો પ્રેમીજનો આત્મસમર્પણ કરવા તૈયાર હોય છે. પોતાના પ્રેમીને સુખ આપતાં પોતાનો દેહ ત્યજવામાંજ તેઓ સુખ માને છે–પ્રેમીને આનંદ આપવો એજ પ્રેમીનો ઉદ્દેશ્ય હોય છે–પ્રેમીને માટે પ્રાણદાન કરવું એજ પ્રેમીનો ધર્મ હોય છે. પાગલ તોરાબ! તું કોનો પ્રેમ ચ્હાય છે? શું એક હિંદુ બાલિકા ત્હારા ઉપર વિશુદ્ધ પ્રેમ રાખશે? શું તે ત્હારા કઠોર અત્યાચારને બદલે ત્હને પ્રેમ વેચશે? શું તેની માતા ઉપર કરેલા અત્યાચારો તે ભૂલી જશે? શું તું ત્હેને ધર્મભ્રષ્ટ કરી તેનો પ્રેમ મેળવવા ચ્હાય છે? અરે દિવાના! પરાણે પ્રિત તે થતી હશે કે? એ તો બધા ખુશીના સોદા છે. એ તો બધી ઇચ્છાની વાત છે. જો કુદરતી રીતેજ ત્હારા ઉપર તેને પ્રેમ ઉપજ્યો હોત તો જુદી વાત છે, પણ આ તો તું તેને સતાવી દુઃખી કરી પરાણે પ્રિત બાંધવા ચ્હાય છે તે કદી બને ખરૂં કે? કોઇએ પરાણે પ્રિત મેળવી હોય એવું ત્હારા કોઇ કાવ્યના ગ્રંથોમાં ત્હેં વાંચ્યું છે કે? એવકુફ! પ્રેમને જીતવા માટે તો અધિકાર જોઇએ. તોજ તે પ્રેમ મળે છે! ત્હારા જેવા અનેક અક્કલહીણ મનુષ્યો સુંદર સુંદરીઓના પ્રેમને માટે ભટકતા ફરે છે; પરંતુ પરિણામે તે ચિંથરેહાલ થતા જણાયા છે! એક, બે અને ત્રિજા નેત્ર–મિલનમાં તો પ્રેમ જીતાઇ જવોજ જોઇએ. એક, બે અને ત્રિજી વાતચિતમાં તો પ્રેમીજનોનું હૃદય પ્રેમ–ગાંઠથી ગંઠાઈ જવુંજ જોઇએ. એથી વધુ વાતચિત કે મિલન થયું અને પ્રેમીજનના મુખમાંથી પ્રેમ વાર્તા ન સંભળાઇ કે તેના નેત્રમાં પ્રેમનાં દર્શન ન થયાં તો બસ, પછી તેનો પ્રેમ મળવાની આશા છોડી દેવી! પ્રેમ મેળવવા માટે કાંઇ લોભ–લાલચની આવશ્યકતા નથી. તે તો કુદરતી

રીતેજ ઉત્પન્ન થાય છે. તે તો સમાન વય, સમાન સુંદરતા, અને સમાન ગુણશીલમાંથી એક અથવા વધુ વસ્તુમાં લુબ્ધ થઇ જાય છે. પ્રેમનો કાંઇ નેમ નથી. એક સુંદર રમણીનો પ્રેમ કોના ઉપર ઢોળાશે તે કહી શકાય નહિ ! તોરાણનાં કાવ્યો અને ગ્રન્થોમાં તે સંબંધી કશું લખ્યું નથી. તેથીજ તે ભૂલ્યો ! તેથીજ તેણે પોતાના કિંમતી વખતની અને પૈસાની બરબાદી કરી ! તેણે સહજે કુલજાનિનો પ્રેમ મેળવ્યો નહિ ત્યારે તેના ઉપર અત્યાચાર કર્યા. તે નિષ્ઠુર વચનો બોલી કુલજાનિનું હૃદય ભેદી નાંખતો ! તે મૂર્ખ સમજતો નહતો કે કુલજાનિ બાલિકા હોવા છતાં પણ તે એક રમણી હતી. રમણી-હૃદયનું પ્રણય-રહસ્ય તોરાબની વિદ્યા-બુદ્ધિથી અગમ્ય હતું. તેણે કાવ્યો સંભળાવીને, અનેક યત્ન કરી જેનું મન જીતી લેવાનો યત્ન કર્યો હતો. તે સરલ કુલજાનિએ કોણ જાણે શા કારણથી તેના ઉપર અભાવ દર્શાવી તેના હિન્દુ શિષ્યને આત્મ-દાન કર્યું હતું !

તેમ ન હોત પ્રતાપના મિત્ર, સ્વદેશ પ્રેમી સૂર્યકાન્તના હૃદયમાં પ્રેમનાં તરંગોનું તોફાન ઉત્પન્ન થવાનો અવસરજ ન હતો. તેનું હૃદય તો સ્વદેશ પ્રેમના તરંગોથી ઉછળી રહ્યું હતું ત્યાં વળી પ્રેમનું સ્થાન કેવું ? સ્વદેશ પ્રેમીઓને રમણીનો પ્રેમ કેવો ? તેમના જેવા સ્વદેશપ્રેમી સન્યાસીઓને રમણીના રૂપનો મોહ કેવો ?

તોરાબે કુલજાનિને અનેક વચનો કહ્યાં, અનેક રીતે તેણે તેને પ્રેમનો ધર્મ-મર્મ સમજાવ્યો, અનેક રીતે પ્રેમનો ઉપદેશ આપ્યો, ભાવી સુખની કેટલીએ કાલ્પનિક-છબીઓ બતાવી પરંતુ તેનાથી કશું વળ્યું નહિ ! કુલજાનિના હૃદય-મંદિરના જે સ્થાનમાં સૂર્યકાન્તની મનોહર પ્રતિમા બિરાજી હતી ત્યાં તોરાબને સ્થાન મળ્યું નહિ ! તેના સર્વે યત્નો વ્યર્થ ગયા !

તોરાબ નિરાશ થઇ એક ઉંડો નિઃશ્વાસ નાંખી ચાલ્યો ગયો. કુલજાનિ પણ થોડી ક્ષણને માટે હા—આ—શ કહી, દ્વાર બંધ કરી શય્યામાં શયન કરી ગઇ!

## સપ્તમ પરિચ્છેદ.

### ભાગ્યદેવિની પ્રસન્નતા.

પ્રાતઃકાલનો સમય હતો. સૂર્ય ભગવાને જગત્‌માંથી અંધકાર આલસ્યને દૂર કરી પ્રાણી માત્રના હૃદયમાં નવીન પ્રકાશ–ચૈતન્ય પ્રેરી દીધું હતું. પક્ષીઓ મધુર સ્વરે કલરવ કરી રહ્યા હતાં. પ્રકૃતિદેવીએ પોતાની લીલા શરૂ કરી દીધી હતી. પવનદેવે બગિચાનાં પુષ્પોમાંથી સુમધુર સૌગંધ ચોરી લઇ પ્રાણી માત્રને તૃપ્ત કરવા માંડયાં હતાં. રાજમાર્ગ ઉપરથી અનેક મનુષ્યો અનેક કથાવાર્તા કરતાં આવ જા કરી રહ્યાં છે.

સૂર્યકાન્ત–સ્વદેશ ભક્ત સૂર્યકાન્ત–પ્રાતઃસમયે બારીએ ઉભો ઉભો આસપાસ બગિચાની શોભા નિહાળી રહ્યો છે. પ્રાતઃકાલના મધુર પવનદેવે તેના મસ્તકને શાંત–મધુર બનાવી દીધું છે. તેના મનમાં પ્રતાપ અને કુલજાનિના વિચારો ઘોળાયા કરે છે. એટલામાં એક મનુષ્યે આવી આડીઅવળી વાતો કર્યા પછી તેનો શિક્ષક તોરાબ વિદેશગમન કરી ગયો છે એવા સમાચાર કહ્યા. ક્યાં ગયો છે? શા માટે ગયો છે? ક્યારે પાછો આવશે તે કોઇ કહી શકતું નથી. તે મનુષ્ય એટલાજ સમાચાર આપી ચાલ્યો ગયો છે પરંતુ સૂર્યકાન્તના હૃદયમાં તે એક પ્રકારનો વિચાર–બિજ વાવતો ગયો છે.

કુલજાનિની કરૂણુ પ્રાર્થના સૂર્યકાન્ત ભૂલ્યો ન હતો. તેણે ગરીબડે મુખે તે દિવસે જે શબ્દો કહ્યા હતા તે તેના હૃદયમાં કોતરાઇ ગયા હતા. પરંતુ વીરપુરૂષના વીરહૃદયમાં તે સમયે પ્રેમ–પ્રણયનો લેશ પણ સંસર્ગ થયો ન હતો. માત્ર સ્વદેશ, સ્વજાતિ અને જનની જન્મભૂમિ, એજ તેના હૃદયમાં સર્વદા જાગૃત હતાં. મોગલોના અત્યાચારમાંથી દેશને મુક્ત કરી, દેશનો–જાતિ બંધુઓનો–ઉદ્ધાર કરવો, એ વિચારમાંજ વીર સૂર્યકાન્તનું હૃદય પૂર્ણ હતું. તેના હૃદયરૂપી દુર્ભેદ્ય, અજેય દુર્ગમાં તે સમયે મદનના ફુલશર કાંઇ કરી શક્યાં નહિ!

ત્યારે શું કુલજાનિને તે ભૂલી ગયો હતો? શું તેણે કુલજાનિની વિજ્ઞપ્તિ પ્રત્યે દુર્લક્ષ્ય કર્યું હતું? ના. હિંદુ વીરપુરૂષો, દુઃખીઓના મિત્ર થયા છે, તેઓ નિરાધારના આધાર બન્યા છે, તેઓ અસહાયના સહાયક બન્યા છે, જે કરૂણ પ્રાર્થના સાથે કુલજાનિ સૂર્યકાન્તના શરણમાં ગઈ છે તે, ગમે તે કેમ ન હોય, આત્મશોણિતને બદલે પણ તેનું રક્ષણ કરવા તે તૈયારજ હતો! શરણાંગતનું રક્ષણ કરવું એજ હિંદુ વીર પુરૂષોનો ધર્મ મનાય છે. શરણાગત સાથે વિશ્વાસઘાત કરી તેનું સર્વ નાશ કરવું એ હિંદુ વીર પુરૂષોનો ધર્મ નથી. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે શરણાંગત વિજાતિય કે વિધર્મિ કાં ન હોય. તેને માટે પણ આત્મદાન કરવા હિંદુ વીરો તૈયાર થયા છે તેથીજ સૂર્યકાન્ત કુલજાનિને ભૂલ્યો નહતો. તેની કરૂણ પ્રાર્થનાને પણ ભૂલ્યો નહતો. સૂર્યકાન્તે અનેક પ્રકારે યત્ન કર્યા છતાં તોરાબ અને કુલજાનિનો પત્તો લાગ્યો નહિ. તેણે ઘણો શોધ કર્યો–તે આસપાસ ઘણું ફર્યો–ભટક્યો, પરંતુ તે બન્ને મળ્યાં નહિ. તે સમયે તેના મનમાં એવો વિચાર થયો કેઃ કદાચ દુષ્ટ મોગલ–તોરાબે કુલજાનિનો વધ કર્યો હશે કે કાંતો તેને કોઇ દૂર દેશાવર લઇ ન્હાસી ગયો હશે!

કુલજાનિએ કહ્યું હતું કે: " મોગલો સાથે હિંદુનો વળી સંબંધ કેવો ? ત્યારે શું કુલજાનિ હિંદુ છે? તે સાચી હિંદુ હશે ? અરેરે ! કયા દુર્ભાગીનું એ કન્યા–રત્ન આવા દુરાચારી–વિષયી–દુષ્ટ મોગલના હાથમાં સપડાયું હશે ?

સૂર્યકાન્તે કેટલાક દિવસ પર્યંત એવાજ વિચારનું સેવન કર્યું. ત્યાર પછી એ વિચારો તેના હૃદયમાંથી ધીમે ધીમે લોપ થવા માંડયા.

બીજી તરફ પ્રતાપ બહુ દેશ ભ્રમણ કરી, શંકર સહિત પુનઃ આગ્રામાં આવી પહોંચ્યા. તે સમયે ત્રણે બંધુ એકત્ર થઇ અત્યંત ઉત્સાહ સહિત મોગલ રાજ્યનો ધ્વંસ કરી બંગાલાને સ્વતંત્ર–રાજ્ય બનાવવાના વિચારમાં ગુંથાયા. બંગાલામાંથી મોગલોના અત્યાચારની શાંતિ કરવાની સલાહ મસલત ચલાવવા લાગ્યા. કયે પ્રકારે બંગાલામાં હિંદુ રાજ્ય પ્રચલિત થઇ દુઃખી દરિદ્રી હિંદુ પ્રજાનાં દુઃખ દૂર કરી શકાય તેનો ઉપાય શોધવા લાગ્યા. સુચતુર અકબરશાહે જેવી રાજ–નીતિ ગૃહણ કરી છે, તેવીજ જો તેના પુત્રો ગૃહણ કરે તો મુસલમાન રાજ્ય ભારત વર્ષમાંથી ઘણા વર્ષે પણ નષ્ટ થાય નહિં. હિંદુઓ સાધારણ રીતે ધર્મભીરૂ, અને અત્યંત શાંતિપ્રિય છે. સમ્રાટે હિંદુ ચરિત્રનું અધ્યયન કર્યા પછી તેઓ અર્ધા હિન્દુ બન્યા છે અને તેમણે હિંદુ કન્યા સાથે લગ્ન કરી હિંદુ હૃદયમાં જે પ્રકારનું આધિપત્ય પ્રાપ્ત કર્યું છે તે પ્રમાણે તેમની સંતતિ પણ જો તેજ માર્ગ ગ્રહણ કરે તો ભારતીય રાજન્ય વર્ગ થોડા સમયમાંજ મોગલ સંસર્ગથી દુષ્ટ નહિ થાય એની ખાત્રી શી ? હિંદુ કુલાંગાર બિહારીમલે* રા-

* બિહારીમલ, એ માનસિંહનો પિતામહ અને ભગવાનદાસનો પિતા હતો. રાજપૂતોમાંથી એણેજ પ્રથમ અકબરશાહની સભામાં આવી સમ્રાટને કન્યાદાન કર્યું અને પાંચ હજારી મનસબનું પદ મેળવ્યું ! એના

જમાન પ્રાપ્ત કરવા માટે જે પ્રકારનું દ્રષ્ટાંત બતાવ્યું છે, તેનાથી ઉલટું ભારત ગૌરવ રવિ મહાભાગ પ્રાતઃ સ્મરણીય પ્રતાપસિંહે ભીમ-પરાક્રમ પૂર્વક મોગલ સૈન્ય સાથે ચિતોડનું રક્ષણ ના કર્યું હોત—જો તેમના દ્રષ્ટાંતથી ઉશ્કેરાઇ—સ્વદેશપ્રેમમાં રંગાઇ જઇ મેવાડવાસીઓએ ભરવવિક્રમ દર્શાવી દેશની સ્વતંત્રતા માટે યુદ્ધ ન કર્યું હોત તો આજે રાજપૂતાના અપવિત્ર થાત ! બિહારીમલ વગેરેના દૃષ્ટાંતનું દુષ્ટ ફળ ધ્વંસ થાત નહિં. હવે કયે ઉપાયે બંગદેશને સ્વતંત્રતાનું લીલા-નિકેતન બનાવી શકાય, કયે પ્રકારે બંગાલીઓના હૃદયમાં સ્વ-તંત્રતાની કોમળ-મનોહર મૂર્તિ અંકિત કરી, તેઓને જન્મભૂમિને માટે સ્વાર્થપરિત્યાગ કરવાના વ્રતવડે દીક્ષિત કરી શકાય, એ વિચારની સિદ્ધિને માટેજ ત્રણે બંધુઓ ચિન્તામગ્ન થઇ રહ્યા હતા.

વાંચકોના જાણવામાં હશે કે યશોહરના રાજકીય—વિષયો સંબંધી સર્વ ભાર હમણાં પ્રતાપના હાથમાંજ હતો. બુદ્ધિમાન પ્રતાપે કોણ જાણે શાએ વિચારથી આજ ચાર વર્ષથી યશોહરના રાજ-કરમાંથી એકપાઇ પણ બાદશાહને આપી નથી, રાજકર્મચારીઓએ બે ચાર વખત એ સંબંધી પ્રતાપાદિત્યને પૂછ્યું હતું. પરંતુ પ્રતાપે તેનો સ્પષ્ટ ખુલાસો કર્યો ન હતો. તેણે મોઘમમાંજ કહ્યું હતું કે: "કોણ જાણે શું કારણ હશે ? રાજકર પહોંચવામાં વિલંબ તો થયો છે એમાં શંકા નહિ. કદાચ હવે સત્વર આવી પહોંચશે." આ પ્રમાણે કહી

પુત્ર ભગવાનદાસે પોતાની કન્યા સલિમ સાથે પરણાવી અમિર—ઉલ-ઉમરાનું પદ અને પાંચહજારી મનસબદારી લીધી હતી. એ બધા પુરૂષો વર્તમાન જયપુર રાજવંશના વિશેષ પ્રતિષ્ઠિત પુરૂષો હતા ! ઇતિહાસ જ્યાં સુધી વિદ્યમાન રહેશે ત્યાં સુધી એ સર્વ કુલાંગારોની કુળ-કલંક વાર્તાની સાક્ષી પુરશે !

ખોટા વાયદા કરી મ્હોડાની મિઠાશથી કર્મચારીઓને ખુશી રાખી ઘણો વખત વિતાડી દીધો. અન્તે ન છુટકે કર્મચારીઓએ એ વાત બાદશાહને કાને નાંખી. બાદશાહે પ્રતાપને બોલાવી એ સંબંધી ખુલાસો પુછ્યો. પ્રતાપે ઉત્તર દીધોઃ—

"જહાંપના! હું પણ એનું ખરૂં કારણ જાણી શકતો નથી. કદાચ રાજ્યમાં કોઈ પ્રકારનું તોફાન ઉઠયું હશે. કદાચ યોગ્ય અમલદારોની ગેરહાજરીમાં પ્રજા-શાસનને બદલે પ્રજાપીડન થયું હશે. તેથીજ પ્રજાએ સંપ કરી મહેસુલ આપવા ના પાડી હશે. અથવા તો અમારા પિતા-કાકાને બળહિન જાણી તેમણે તેમનું અપમાન કર્યું હશે."

બાદશાહ પોતાનાં વિશાળ નેત્રવડે પ્રતાપનાસ્હામે જોઇ તેની વાત સાંભળી રહ્યા હતા. તેમણે કહ્યું: "કેમ વારૂ? તમારા પિતા અને કાકા, એ બન્ને શું અમારૂં કામ કરવા તદ્દન નાલાયક છે કે?"

પ્રતાપે જોયું કે, માછલું જાળમાં સપડાયું છે. એટલે તેણે મનમાં ને મનમાંજ કહ્યું: "ખરો સમય આવી પહોચ્યો છે. હે અન્તર્યામી દેવતા! મ્હને ક્ષમા કરજો. આ વખતે હું એક વિચિત્ર રાજદ્વારી પ્રપંચ રમીશ. પિતાજી! આ અધમ સન્તાનનો અપરાધ ક્ષમા કરજો. સાત કરોડ બંગાલી બંધુઓના સુખને માટે તમારૂં અપમાન લક્ષ્યમાં લેશો નહિ! અનેકનું કલ્યાણ થતું હોય તો એકને અપમાન આપવું એ તો રાજનીતિ છે. રાજદ્વારી પ્રપંચોમાં કોણ પિતા અને કોણ પુત્ર?" પ્રતાપે તુર્ત ઉત્તર દીધો.

"હા, જહાંપના! આપનું અનુમાન સત્ય છે. મ્હારા પિતા અને કાકા એ બન્ને હમણાં વૃદ્ધ થયા છે. પિતાજી તો થોડા દિવસથી રાજકાર્ય તદ્દન છોડી દઇ ઇશ્વર ભજનમાંજ ગુંથાઇ ગયા છે. મ્હારા

કાકા થોડું ઘણું રાજકાર્ય ચલાવે છે. તેમ છતાં તેઓ શા કારણથી આપ નામદારનો રાજ-કર મોકલતા નથી?' ગમે તેમ હો, હું પણ ચુપ બેસી રહ્યો નથી. મ્હારો જીવ પણ એ માટે તલપાપડ થઇ રહ્યો છે. નિયમિત્ત રીતે કર આવવોજ જોઇએ. નહિ ભરાવાનું કારણ જાણવા માટેજ મ્હેં યશોહર માણસ મોકલ્યું છે. તેમ છતાં આપ નામદારનો જે હુકમ હોય તે આ દાસ નીચે મસ્તકે ઉઠાવવા તૈયાર છે."

બાદશાહ થોડીવાર સુધી ચુપ બેસી રહ્યા પછી બોલ્યાઃ

"પ્રતાપ! જો તમે મ્હારો રાજ-કર નિયામતરૂપે સંગ્રહ કરી મ્હને મોકલી શકો તો હું તમનેજ યશોહરના રાજા બનાવું. વૃદ્ધ મનુષ્યના હાથમાં રાજ્યભાર રહે તે મ્હને પસંદ પણ નથી. તમે ઉત્સાહશીલ નવીન યુવક છો. તમારા વિવિધ ગુણ જોઇ હું તમારા ઉપર મુગ્ધ થઇ રહ્યો છું. મ્હને આશા છે કેઃ યશોહરનો રાજ કાર્યભાર તમે ગ્રહણ કરી ત્યાં ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત કરશો."

પ્રતાપની ભાગ્યદેવી પ્રસન્ન થઇ. ધીરજનાં ફળ મીઠાં છે એ કહેવતનું તેને સ્મરણ થયું. તેને જે જોઇતું હતું તે અનાયાસે મળી ગયું. પ્રતાપે અકબરશાહના પ્રશ્નનો ઉત્તર દઇ નમ્રતાપૂર્વક કહ્યું; "એ તો આપ નામદારનો આ દાસ ઉપર જેવો પ્રેમ! થોડા દિવસની મ્હને મુદત આપો. આપની કૃપાનો લાભ લઇ મ્હારાથી બનશે તેટલા યત્ન કરી આપ નામદારને સમસ્ત રાજ-કર મોકલી આપીશ."

અકબરશાહે પ્રતાપની પ્રાર્થના કબૂલ કરી. તેમણે પ્રતાપને છ માસનો સમય આપ્યો. સુચતુર પ્રતાપે ત્રણ માસમાંજ બાદશાહને આપવાનો રાજ-કર રાજકોષમાં ભરી દીધો. પ્રતાપની કાર્ય દક્ષતા જોઇ બાદશાહ બહુ સંતોષ પામ્યા. પુષ્કળ રાજ-કરમાંથી બાદશાહે પ્રતાપને ત્રણ લાખ રૂપિયા ભેટ આપ્યા, અને એક આજ્ઞાપત્ર સાથે

તેમને યશોહરના "રાજા" બનાવી બંગાલા તરફ મોકલવાનો નિશ્ચય કર્યો.

ચતુર પ્રતાપે કહ્યું:

"જહાંપના! ધનનો લોભ કોને થતો નથી! મ્હારા પિતા અને કાકા ગમે તેટલા વૃદ્ધ થયા છે, તેઓ ઇશ્વર-ભજનમાં ગુંથાયા છે તેમ છતાં મ્હને મળેલા આ રાજસમ્માનથી તેઓ અસન્તુષ્ટ થાય અને યશોહરનું રાજ-સિંહાસન મ્હને ન આપે એ બનવા જોગ છે. જહાંપના! મનુષ્યનો સ્વભાવ એવોજ હોય છે. તેમાં વળી મ્હારા કાકા સાથે મ્હને થોડા દિવસથી કંઇક અણબનાવ ચાલે છે."

"મ્હને મળેલા રાજમાનથી જોકે તેને અસંતોષ ન થાય તો પણ તેના પુત્રોને તો અવશ્ય અસંતોષ થાય અને તે મ્હારામાં ભાગ પડાવવા તત્પર થાય એમાં સંદેહ નથી. વખતે મ્નેહ રાજ-સિંહાસન લેવા જતાં અનેક વિઘ્નો ઉપસ્થિત પણ કરે. આવા અનેક વિષયોનો વિચાર કરી હું આપને પ્રાર્થના કરૂં છું કે આપ આ દાસ સાથે થોડુંક સૈન્ય મોકલો. સૈન્ય-બલ હશે તો હું નિર્વિઘ્ને યશોહરનું રાજ સિંહાસન પ્રાપ્ત કરી ત્યાંનું રાજ્ય ચલાવી શકીશ."

બાદશાહે ધાર્યું કેઃ પ્રતાપનું કથન યોગ્ય છે. તેમણે ઉત્તર દીધો: "થોડું સૈન્ય શા માટે? તમારી સાથે હું બાવીશ હજાર રણકુશળ અને બળવાન લશ્કર મોકલું છું. સાંભળો, માત્ર યશોહારમાંજ નહિં નહિં પણ બંગાલાનાં અન્ય કેટલાંક સ્થાનોમાં હજી પણ ટંટા ફિસાદ થાય છે, અને ન્હાના સરખા બળવા પણ થાય છે. રાજ્યભ્રષ્ટ પઠાણો હજી પણ હિતાહિતનું જ્ઞાન ભૂલી જઇ, પ્રાણની માયા મમતાનો ત્યાગ કરી, મ્હારા રાજ્યમાં અશાંતિ-અગ્નિ સળગાવી રહ્યા છો...તમે યોગ્ય પુરૂષ છો, તમે વીર છો, તમે બુદ્ધિમાન છો, તમારી સાથે

પુરતું સૈન્ય હશે તો તમે બંગદેશનું શાસન નિર્ભય ચિત્તે ચલાવી શકશો. તમે પૂર્ણ ઉત્સાહ સહિત યશોહર ગમન કરો. ખુદા તમારૂં કલ્યાણ કરશે. તમને સ્વદેશ જવા માટે સર્વ બંદોબસ્ત કરાવી આપું છું. "

આટલા દિવસ પછી વિધાતાએ દુઃખી બંગ ભૂમિ સ્હામે મ્હો ઉચું કરી જોયું છે. આટલા દિવસ પછી પ્રતાપના જીવન-યજ્ઞનું મહા આયોજન તૈયાર થવા લાગ્યું છે. આટલા દિવસ પછી દુઃખી-દરિદ્રી બંગાલીઓનાં ભાગ્ય ઉઘડવાની તૈયારી થઇ છે !

## અષ્ટમ પરિચ્છેદ.

### જન્મભૂમિમાં પ્રત્યાગમન.

બાદશાહ અકબરને " દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા " કહી તેમના ઉપર જેઓ અચલ ભક્તિ-શ્રદ્ધા રાખતા હતા-અકબરશાહનું નામ દેતાંજ જેઓ અજ્ઞાન-અચેતન થઇ જાય છે તેમની ભક્તિ-વિશ્વાસ સર્વથા અયોગ્ય ન હતો. મહારાજ પ્રતાપાદિત્યના અભ્યુત્થાન સમયે, અકબરશાહના પ્રથમ રાજત્વ સમયે, બંગદેશની અવસ્થા જોઇએ તેવી સુખશાંતિપ્રદ ન હતી. અકબરશાહે તે સમયે વિશેષ બુદ્ધિપ્રયોગ કરીને હિંદુ અને મુસલમાનને એકત્ર કરવાનો-એક સ્નેહસૂત્રમાં ગાંઠવાનો યત્ન કર્યો હતો. તે સમયે બંગાળાનાં અનેક સ્થાનોમાં અત્યંત અરાજકતા અને અતિશય પીડન-અત્યાચાર પ્રવર્તી રહ્યો હતો. એવું પીડન અને અત્યાચાર થવાનું એક કારણ એ હતું કે: પઠાણો ભવિષ્યમાં કોઇ પણ પ્રકારે મસ્તક

ઉંચું કરી શકે નહિ, પરંતુ રાજ્ય જવાથી અસંતુષ્ટ થયેલા, અપમાન પામેલા, સ્વતંત્રતા ગુમાવવાથી દુઃખી થયેલા પઠાણોને જેર કરવા જતાં આ એજ નિષ્ઠુર મોગલ રાજકર્મચારીઓ અનેક સમયે અનેક નિર્દોષ હિંદુ પ્રજાનું સર્વ નાશ કરતા હતા! મોગલો એવી કલ્પના કરી બેઠા હતા કેઃ રાજભ્રષ્ટ પઠાણો સાથે અનેક બંગીય પ્રજા અને હિંદુ-રાજાઓ ગુપ્ત રીતે જોડાયા છે, અને તેમની સહાયથીજ પઠાણો સ્હામે થાય છે. જોકે તેમની એ કલ્પના તદ્દન મિથ્યા હશે એમ પણ કહી શકાય નહિ પરંતુ સત્ય જાણવાની યુકિતથી અપરિચિત એવા, વિજય ગર્વથી ફુલી ફાળકો થયેલા, અહંકારની સાક્ષાત્ મૂર્તિ જેવા મોગલ રાજકર્મચારીઓ, શાંતિને ચહાનાર, સભ્ય અને રાજભકત પ્રજાને અતિશય પીડા આપતા. સત્ય સ્થિતિ જાણવાની તેમનામાં બુદ્ધિજ ન હતી, તેથીજ તેઓ એવા અત્યાચારો કરી નિર્દોષને ત્રાસ આપતા. તેઓ તેમનાં ઘર લૂંટી લેતા, પ્રસંગે તેમના ઘરને અગ્નિ લગાડી દેતા, કોઇ સ્થળે તેમનાં દેવાલય અપવિત્ર કરતા! એવા અનેક પૈશાચિકકાણ્ડ કરી મોગલ-રાજકર્મચારીઓ સુખનો અનુભવ કરતા! એ સિવાય અનેક સમયે અન્યાય કરી અને અતિશય કર નાંખી તેમને વિપદગ્રસ્ત કરવામાં પણ તેઓ આઘું પાછું જોતા નહિ. એમ હોવાથી તે સમયે બંગીય પ્રજા અકબરશાહના ભારત-રાજ્ય શાસનથી સંતુષ્ટ નહોતી. તેમ છતાં પાછલા ત્રાસદાયક મુસલમાન અને પઠાણ રાજાઓ કરતાં તેઓ અકબરશાહને "નહિ મામા કરતાં કાણા મામા સારા" એમ કહેતા!

લોક-ચરિત્ર સમજવા શકિતમાન એવા તીક્ષ્ણ બુદ્ધિના પ્રતાપાદિત્યે, બંગ પ્રજાના મનની એ સ્થિતિ પ્રથમથીજ કેટલેક અંશે જાણી લીધી હતી. ત્યાર પછી જ્યારે બાદશાહની કૃપાથી બાંગ્રિશ

હજાર સૈનિકોના અધિપતિ થઇ તેઓ જન્મ ભૂમિ તરફ પાછા ફરતા હતા તે સમયે શંકર અને સૂર્યકાન્ત સહિત અતિ સૂક્ષ્મભાવે તેઓ એ વિષયની સત્યાસત્યતા સંબંધી નિર્ણય કરવા પ્રવૃત્ત થયા. તેમાં તેમણે જોયું કે બંગદેશને જો મોગલોના ત્રાસદાયક રાજઅમલમાંથી મુક્ત કરાવવાનો પ્રયત્ન થાય તોજ સમગ્ર દેશ અંતઃકરણપૂર્વક પોતાને સહાયતા કરે એમ છે. પ્રતાપે જોયું કે બંગ–હિંદુઓ ઉપર મુસલમાન અને મોગલોના આટલા બધા હુમલા અને અત્યાચાર થયા છતાં પણ તેમનું રક્ત પાણી જેવું થયું નથી! તેઓ સહનશીલ છે ખરા પરંતુ તેમના મનમાંથ સુખની આશાએ દેશવટો લીધો નથી! હજી તેમને સુખની ઇચ્છા છે ખરી !"

બંગ–પ્રજાની એવી મનઃસ્થિતિ જોઇ પ્રતાપાદિત્યને ઉત્સાહ વધ્યો. તેમના મનમાં સાહસ કરવાનો નિશ્ચય થયો. આટલે બધે દિવસે તેમણે જાણ્યું કેઃ સમગ્ર ભારત વર્ષને સ્વતંત્ર નહિ કરી શકાય તો પણ સમસ્ત બંગાલને તો નિશ્ચય સ્વતંત્ર કરી શકાશે. યત્ન કરવો જોઇએ. "યત્ન કરવાથી રત્ન પ્રાપ્ત થાય છે." ત્યાંજ ત્રણે અભિન્ન–હૃદયના બંધુઓ, પ્રતાપ, શંકર, અને સૂર્યકાન્તે પૂર્ણ આનંદ અને ઉત્સાહથી પરસ્પરને આલિંગન કર્યું, શંકરે આનંદભરિત કણ્ઠે કહ્યું:—

"પ્રતાપ! શું પેલી વાત યાદ આવે છે કે? આજથી પાંચ વર્ષ ઉપર નિઃસહાય સ્થિતિમાં, દિલગીરી ભરેલે વદને, આ બે મિત્રો સાથે, ક્વચિત્ આશામાં અને ક્વચિત્ નિરાશામાં હાસ્ય અને રોદન સહિત તમે જન્મ ભૂમિથી એક પ્રકારે દેશનિકાલ થયા હત તેનું સ્મરણ થાય છે કે? અને આજે? આજે આપણી કેવી સ્થિતિ છે? આજે આપણે કેટલી આશા અને કેટલા ઉત્સાહ સાથે જન્મ ભૂમિનાં

દર્શન કરવા તૈયાર થયા છીએ ? ભગવાનનો કેવો અપૂર્વ મહિમા છે ? તેજ તમે, તેજ બે દરિદ્ર મિત્રો સાથે—આજે વિપુલ લશ્કર સાથે લઇને, પ્રચણ્ડ તેજપૂર્વક અને મહાન ઠાઠમાઠથી યશોહરના સિંહાસન ઉપર બિરાજવા પધારો છો !"

ભગવત્-પ્રેમિક શંકરના નેત્રમાંથી બે બિંદુ અશ્રુ ઝીણા મુક્તાફળની પેઠે સરી પડ્યાં. એ સમયે સૂર્યકાન્તે પણ મુક્ત કણ્ઠે કહ્યું:

"હજી 'મહારાજાધિરાજ થવાનું ઉચ્ચ સમ્માન બાકી છે. આશા છે કે, ભગવાનની કૃપાથી તે પદ પણ સત્વર પ્રાપ્ત થશે."

પ્રતાપાદિત્યે કૃતજ્ઞ અન્તરે પ્રેમ પૂર્વક કહ્યું:

"શંકર અને સૂર્યકાન્ત સિવાય પ્રતાપ શું કરી શકે એમ છે ? મ્હારૂં ક્ષુદ્રનું ગજું કેટલું ? આપની સહાયતા વિના મ્હારાથી કંઇપણ બને તેમ નથી. ભાઇ ! ઉપર ભગવાન્ અને નીચે તમે બે પ્રાણોપમ સુહૃદ મિત્રો છો. મ્હારી સિદ્ધિ—અસિદ્ધિ, એ ત્રણના ઉપરજ આધાર રાખે છે એમ નક્કી જાણશો."

શંકર: "ભાઇ ! અમારો ધર્મજ છે કે: અમારા દેશ બંધુઓને દુઃખમાંથી મુક્ત કરવા. જે મનુષ્ય જનની જન્મભૂમિનું ઋણ ફેડતો નથી, જે મનુષ્ય જનની જન્મ ભૂમિનું દુઃખ જોઇ રહે છે તેના જેવો કુલાંગાર બીજો કોણ હોય ? મા જન્મભૂમિને—તેનાં સંતાનોને સુખી કરવા માટે દરેક યત્નો કરવાજ જોઇએ. ભાઇ ! તમે નિઃસ્વાર્થપણે બંગ સંતાનોનું કલ્યાણ કરવા બહાર પડશો તો અમે તો શું પણ સમસ્ત બંગ-પ્રજા તમને સહાય કરશે."

× × × × ×

પ્રતાપાદિત્યે યશોહર તરફ પ્રયાણ કર્યું. એ સમાચાર યશોહરના આબાલવૃદ્ધ, વનિતાને કાને પહોંચતાં તેમને અપાર આનંદ થયો.

વિક્રમાદિત્ય અને વસન્તરાય પણ એ સમાચાર સાંભળી સુખી થયા. દૂરદર્શી રાજા વિક્રમાદિત્યે ભવિષ્યનો વિચાર કરીને પ્રથમથીજ સ્નેહાસ્પદબંધુ વસન્તરાયને વડિલોપાર્જિત મિલ્કતમાંથી કેટલોક અંશ આપી દઈ તેના તેમને માલિક બનાવી દીધા હતા, અને તેમના નિવાસને માટે એક વિશાળ રાજમહાલય પણ અર્પણ કરી દીધું હતું !

યથા સમયે પ્રતાપાદિત્ય વિશહજાર લશ્કર સહિત યશોહર આવી પહોંચ્યા. નગરથી થોડે વેગળે લશ્કરી છાવણી તંબુઓ ઠોકી સૈન્યને સુસજ્જિત કરી સૌથી પહેલાં તેમણે નગરને ઘેરો ઘાલ્યો. ત્યાર પછી રાજકોષ હસ્તગત કર્યો. વિના વિઘ્ને, વિના મહેનતે અને વિના રક્તપાતે તેમનું એ કાર્ય પરિપૂર્ણ થયું. તેમના પિતા રાજા વિક્રમાદિત્ય કિંવા વસન્તરાયે કોઇએ તેમના એ કાર્યમાં હસ્તક્ષેપ કર્યો નહિ. ઉલટું કેટલાક રાજકર્મચારીઓને લઇ પ્રતાપ સાથે સાક્ષાત્કાર કરવા તેઓ પ્રતાપની છાવણીમાં ગયા.

પિતા અને કાકાનું આ કૃત્ય જોઈ પ્રતાપને મનમાં ને મનમાં બહુ લજ્જા આવી. તે અપરાધીની પેઠે અતિ વિનીત ભાવે બે હાથ જોડી પિતા અને કાકાની સ્હામે જોઇ ઉભા રહ્યા. વિક્રમાદિત્ય અને વસન્તરાયે પ્રતાપને કાંઇ પણ ઠબકો આપ્યા સિવાય તેના મંગલ કામના કરી. એમ થવાથી પ્રતાપ વિશેષ લજ્જિત થયો !

પ્રતાપે પિતા અને કાકાને નમ્ર ભાવે પ્રણામ કરી તેમની ચરણરજ મસ્તકે ચઢાવી કહ્યું:

"આશીર્વાદ આપો કે જેથી મ્હારી દીર્ઘકાલની આશા ફળિભૂત થાય. એક પ્રાર્થના કરૂં છું કે: મ્હારા કોઇ પણ કાર્યમાં આપ વિઘ્ન નાંખશો નહિ. આપ જાણો છો કે—રાજ નીતિનો માર્ગ બહુ અટપટો અને વિઘ્નથી ભરેલો છે. તેથીજ મ્હેં યુક્તિ-કૌશલ કરીને—આપની

વિરૂદ્ધ કેટલાંક આચરણ કરીને, બાદશાહની આટલી બધી કૃપા મેળવી છે. એવી યુક્તિ ના રચી હોત તો મ્હારા જીવનની ઉચ્ચ આકાંક્ષા હું મટાડી શકત નહિ. મ્હારી તે આકાંક્ષા બે દિવસ પછી તમે જાણી શકશો. મ્હને આશા છે કે મ્હારો ઉદ્દેશ્ય જાણી લઇને, મ્હારા ઉચ્ચ લક્ષ્યનો વિચાર કરીને આપ મ્હારો કોઇ અપરાધ ગ્રહણ કરશો નહિ. સન્તાન એ તો પિતા અને કાકા પાસેથી ક્ષમા મેળવવા યોગ્યજ હોય છે!"

પ્રતાપના મુખમાંથી નીકળેલા ઉપરોક્ત કપટ રહિત શબ્દો સાંભળી વિક્રમાદિત્ય અને વસન્તરાયે-બન્નેએ પ્રતાપને હૃદય પૂર્વક ક્ષમા આપી.

વિક્રમાદિત્યે સ્નેહપૂર્વક કહ્યું: "ભાઇ! આશીર્વાદ આપું છું કે તું સન્માર્ગે જઇ, ચિરજીવી થઇ રાજધર્મનું પાલન કરજે. અમે ત્હારા કાર્યમાં વિઘ્ન નાંખીશું નહિ. હવે અમારે કેટલા દિવસ જીવવું છે? ઓ દિનબંધુ દયામય ભગવાન! અમને હવે ભવસિંધુથી પાર ઉતાર."

વિક્રમાદિત્યે પુનઃ કહ્યું: "પ્રતાપ! તેં ત્હારા જે ગુણ વડે બાદશાહને સંતોષ ઉપજાવી આવું ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું છે તે જોઇ મ્હને અત્યંત આનંદ થયો છે. એક સત્પુત્ર પિતાના કરતાં અત્યધિક ગુણવાન નીકળે અને તે પિતા કરતાં વિશેષ માન-પદ મેળવે તે જોઇ પિતાનું હૃદય આનંદ-પ્રફુલ્લ થયા વિના કેમ રહે? પરંતુ ભાઇ! અમારા વૃદ્ધની એક શિખામણ એજ છે કે: વાસનાનો અંત નથી. એ વાક્ય મનમાં રાખી, દુષ્કૃત્યોથી દૂર રહેજે અને હરિ-પાદ-પદ્મમાં મતિ રાખી જીવન-યાત્રા નિર્વાહ કરજે. જીવનમાં ભોગ-વિષયની વાંચ્છના રાખી રક્તપાત કરનારા લોભી રાજાઓનું કલ્યાણ થયું નથી. સ્વાર્થને મહત્વ આપી જે રાજાઓએ પ્રજાનું રક્ત-અનેક કરને બહાને

ચૂસી લીધું છે તે રાજાઓનાં નામ નિશાન રહ્યાં નથી! પ્રજાને સુખે સુખી અને તેને દુઃખે દુઃખી થવું એજ રાજાનો ધર્મ છે. પ્રજા એ રાજાની સંતતિ સમાન છે. તેની વ્યાજબી માંગણીઓને માન નહિ આપવાથી રાજ્યમાં અસંતોષાગ્નિ પ્રસરે છે અને પરિણામે એ અગ્નિ ભલભલા રાજ્યને બાળી ભસ્મ કરી નાંખે છે! ભાઈ! ઇતિહાસ પુરાણમાં એવા ઘણા રાજાઓનાં દ્રષ્ટાંત વાંચવામાં આવે છે માટેજ કહીએ છીએ કેઃ પ્રજારૂપી ગાયનું મિષ્ટ દુધ પાન કરવું હોય તો તેને સારો ખોરાક આપી તેનું મન આનંદ પ્રફુલ્લ રાખજે. જો તેમ નહિ કરે તો તે ત્હને કદી પણ દુધ આપશે નહિ. વળી પ્રજા ઉપર અનેક પ્રકારના કર નાંખી તેનું લોહી ચૂસવાની નીતિ ગ્રહણ કરતો નહિ. તેની આર્થિક સ્થીતિ જોઇને કર–ભાર નાંખજે. માત્ર રાજાની તિજોરી ભરાય અને ભોગ–વિલાસ માટે લખલૂટ ખર્ચ કરવામાં ટૂટ ન પડે એ વિચારથીજ કર–ભાર નાંખીશ તો યાદ રાખજે કે એજ પ્રજા એક દિવસ ત્હારા વિરૂદ્ધ બંડ ઉઠાવશે! જીવને જોખમે પણ તે ત્હારા સ્હામે લડશે, અને પરિણામે ત્હારૂં રાજસિંહાસન નષ્ટભ્રષ્ટ થશે! પુનઃ કહીએ છીએ કેઃ પ્રજાને સન્તાન–સંતતિ જાણી તેનું પાલન કરજે અને તેને આનંદમાં રાખજે. ભગવાન ત્હારૂં કલ્યાણ કરો. એજ અશીર્વાદ."

પ્રતાપ શાંત ચિત્તે મસ્તક નીચું નમાવી પિતાનો ઉપદેશ સાંભળતો હતો. વસન્તરાયે કહ્યુંઃ "હા, ભાઇ! મ્હોટા ભાઇ જે શિખામણ આપે છે તે પ્રમાણે વર્તવાથીજ ત્હારૂં કલ્યાણ થશે. રાજાઓને રાજમદ, ધનમદ, અને જનમદ થાય છે તે સમયે તેઓ કોઇની શિખામણ માનતા નથી, પણ જેમણે એવી શિખામણો માની નથી અને ઉદ્ધતાઇ કરી પ્રજાને અનેક પ્રકારે પીડા આપી છે તેનું કલ્યાણ થયું

નથી. તેવા આસુરી બુદ્ધિવાળા રાજાઓનો રાજમદ ક્ષણમાં ઉતરી ગયો છે! ભાઇ! એક વખત રાજમદમાં છકેલા રાજા પ્રજાપીડન કરે છે ખરા, પણ જ્યારે તેનાં કડવાં ફળો આવે છે ત્યારે તેમનો રાજમદ ઉતરી જાય છે. પરંતુ પાછલી બુદ્ધિ શા કામની? ભાઈ! શાંતિમય જીવન ગાળવું એજ અમને પ્રિય છે. તું પણ શાંતિપ્રિય થઇ મનનો સંયમ કરજે. વાસનાનો પાર નથી. એક પછી એક વાસનાઓ આપી મનને ઘેરી લે છે. અને મનને અશાંત બનાવી દે છે. માટેજ તું શાંતિપ્રિય થજે. થોડામાંજ સંતોષ માનજે. "થોડા સો મિઠ્ઠા" એ કહેવતનું સ્મરણ કરજે. આપણા શાસ્ત્રકારોએ સર્વત્ર કહ્યું છે કે:

"न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥"

પ્રતાપાદિત્યે કાકા વસન્તરાયની શિખામણ પણ અવનત મસ્તકે સાંભળી લીધી. મુખેથી તેમણે કાંઇપણ ઉત્તર દીધો નહિ. માત્ર એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો!

---

## નવમ પરિચ્છેદ.

### ઉડિષ્યા વિજય.

યશોહરનો શાસન–દણ્ડ–ભાર ગ્રહણ કરીને પ્રતાપાદિત્યે અતિ અલ્પ દિવસમાંજ રાજકીય સર્વ કાર્યો દક્ષતાપૂર્વક ચલાવવા માંડયાં. તેમની ઉત્તમ શાસન–નીતિને લીધે યશોહરનાં આબાલ, વૃદ્ધ, વનિતા સંતોષ–આનંદ પામી તેમનાં ગુણગાન ગાવા

લાગ્યાં. સર્વ મનુષ્યો અંતઃકરણપૂર્વક તેમનું દીર્ઘાયુ અને સર્વ સિદ્ધિ માટે ઇશ્વર પ્રાર્થના કરવા લાગ્યા. યશોહર નગરી સ્વાભાવિક રીતેજ ફળદ્રૂપ અને અન્નાદિ વડે પરિપૂર્ણ હતી. પ્રતાપાદિત્યે બુદ્ધિ–કૌશલ–પૂર્વક તે ફળદ્રૂપ સ્થાનને બમણું ફળદ્રૂપ બનાવ્યું. સૌથી પહેલાં તેમણે ટુંકા પગારનું મ્હોટું સૈન્ય તૈયાર કર્યું અને સુંદર વનના અનેક સ્થાનમાં નહેરો ખોદાવવાનું શરૂ કર્યું. એ ઉપરાંત સ્વાદિષ્ટ જળવાળાં અનેક સરોવરો તૈયાર કરાવ્યાં. અરણ્યનો ઘણો ભાગ સ્વચ્છ કરાવી ત્યાં સુંદર ખેતરો બનાવ્યાં. કેટલેક સ્થળે જળની બહુ તંગી હતી ત્યાં નદીઓ બનાવી. અર્થાત્ સમસ્ત જીલ્લામાં અન્ન જળની તંગી હતી તે દૂર કરી સર્વત્ર અન્નજળનો સુકાળ કરી દીધો. એમ થવાથી રાજ્યમાં સર્વત્ર, ધનવાન કે નિર્ધન સર્વમાં, સંતોષ ફેલાયો. સંતોષ એજ રાજ્યની શ્રી અને સમૃદ્ધિ વધારે છે. પ્રતાપના રાજ્યમાં તે બન્ને અલંકારો શોભાયમાન થઇ રહ્યા.

એ થઇ રહ્યા પછી પ્રતાપે યશોહરની આસપાસ–ચારે દિશામાં સુવિશાળ કિલ્લા ચણાવવાનું શરૂ કર્યું. એ કિલ્લા બહુ દ્રઢ અને અજિત હતા. શત્રુની બંદુકની ગોળી કે તોપના ગોળા તેને સહજમાં ભેદ કરી શકે એમ નહોતું. તે પછી યુદ્ધને માટે ઉપયોગી થઇ પડે એવી જળ–નૌકાઓ તૈયાર કરાવી. કારણ કે તે સમયે બંગાળામાં પોર્ટુગીઝ જળ–લુંટારાઓનું બહુ જોર હતું.

સૈનિક–નિવાસ ઉપર પ્રતાપની હમેશાં તિક્ષ્ણ દ્રષ્ટિ રહેતી. સૈનિકોને કોઇ પ્રકારે કષ્ટ ન થાય, સૈન્ય તેમાં જે પ્રકારે હમેશાં શાંતિપૂર્વક નિવાસ કરી શકે તે વિષયમાં પ્રતાપ જરા પણ અલક્ષ્ય કરતા નહિ. સૈનિકોને સુખ મળે તેવા યત્નો કરવા તેઓ સદા તત્પર રહેતા. જોત જોતામાં તેમની પાસે બમણું સૈન્ય વૃદ્ધિ પામ્યું.

ત્યાર પછી પ્રતાપાદિત્યે કોઇ મહાન યુદ્ધ વખતે ઉપયોગી થઇ પડે તેટલા માટે પુષ્કળ પ્રમાણમાં ગોળા, ગોળીઓ, તોપો, બંદુકો, દારૂ, તીર, ધનુષ્ય, લાઠી, તરવાર વગેરે અસ્ત્ર-શસ્ત્રનો સંગ્રહ કરવા માંડયો. એ કાર્ય માટે પોતાની રાજધાનીમાં એક કારખાનું પણ સ્થાપવામાં આવ્યું. એટલુંજ નહિ પણ મદન, સુંદર, સુખા અને પ્રચણ્ડ તેજસ્વી બુદ્ધિવાન, ફિરંગી રોડા વગેરે કેટલાક યુદ્ધ કુશલ, મહા પરાક્રમશાલી સેનાપતિઓ નીમ્યા. કયે ઉપાયે, કયી યુકિત કુશલતાથી સમગ્ર બંગદેશ મોગલોના વિકાળ મુખમાંથી ઉદ્ધાર પામે, કયે ઉપાયે હિંદુઓના દેશમાં પુનઃ હિંદુ રાજ્ય સ્થપાય અને તેઓ સ્વતંત્ર રીતે રાજ્ય ચલાવી શકે તે સંબંધી નિત્ય શંકર અને સૂર્યકાન્ત સાથે વિચારો કરવામાંજ પ્રતાપાદિત્યનો સમય વ્યતીત થતો. તેમના મનમાં એ ચિન્તા બળવાન થઇ રહી હતી.

પ્રાણેશ્વરી પદ્મિની આ સમયે પતિદેવતાને વિશેષરૂપે ઉત્સાહ અને સાહસ પ્રેરવા લાગી. એ મહા સતીના તેજસ્વિતાપૂર્ણ આંતરિક ઉત્તેજનથી પ્રતાપ સ્વકાર્યમાં ઘણા આગળ વધ્યા હતા.

આ સમયે રાણી પદ્મિનીના ગર્ભમાંથી એક પરમ લાવણ્યમયી રાજકન્યાનો જન્મ થયો. એ કન્યાનું નામ બિંદુમતિ પાડયું.

સ્વતંત્રતા પ્રિય પ્રતાપ જે સમયે પોતાના જીવન-યજ્ઞના મહા આયોજનમાં રચ્યા હતા તે સમયે તેમના ધર્મપ્રાણ પિતા આ લોક તજી પરલોકમાં સિધાવી ગયા. તેમણે પિતાનું શ્રાદ્ધ અને બ્રહ્મ ભોજનાદિ કાર્ય અતિ શ્રદ્ધાપૂર્વક કર્યું હતું. તે કાર્યથી પરવાર્યા પછી પ્રતાપે પુનઃ પોતાની રાજ-આકાંક્ષા પરિપૂર્ણ કરવામાં લક્ષ્ય પરોવ્યું.

બંધુ શંકર અને સૂર્યકાન્ત સાથે સલાહ-મસલત ચલાવી તેમણે નક્કી કર્યું કેઃ " સૌથી પહેલાં દેશી રાજાઓને અને ન્હાના ન્હાના

જમીનદારોને હાથમાં લેવા જોઇએ. કારણકે મોગલો સાથે શત્રુતા થયા પછી કોઇ વિશ્વાસઘાત કરી આપણા વિરૂદ્ધ આચરણ કરે નહિ. તે સંબંધી પ્રથમથીજ સાવચેત રહેવું જોઇએ."

પ્રતાપે પ્રથમ ઉત્કલ—દેશવાસીઓની રાજશક્તિનો પરિચય લેવાનો વિચાર કર્યો. તે સમયે ઉત્કલના હિંદુ રાજાઓ તદ્દન વીર્યશૂન્ય અને સ્વતંત્રતાનું રક્ષણ કરવાથી વિમુખ નહતા. પ્રતાપે વિચાર્યું કેઃ સમગ્ર ઉડિષ્યાને હાથમાં લઇ શકાય તો મહાન ઉદ્દેશ્યનો મ્હોટો ભાગ સિદ્ધ થયેલો ગણાય.

પિતાના શ્રાદ્ધ પછી તીર્થગમનનું બહાનુ કરી તેમણે શુભ દિવસે, શુભ મુહૂર્તમાં ઉડિષ્યા તરફ પ્રમાણ કર્યું. સાથે અલ્પ સંખ્યક સૈન્ય લીધું. તેઓ અલ્પ સંખ્યામાં હોવા છતાં સાચા વીર, સાહસી, રણનિપુણ અને મૃત્યુના ભયથી રહિત હતા. શંકર અને સૂર્યકાંત એ સૈન્યના સેનાપતિરૂપે નિમાયા.

ભગવદ્દભકત વસન્તરાયે પ્રતાપને ભલામણ કરી કેઃ જો બની શકે તો ઉડિષ્યાના જાગ્રત દેવતા "ઉતકલેશ્વર" નામક શિવલિંગ અને "ગોવિન્દદેવ" નામક વિષ્ણુમૂર્તિ તેમને માટે યશોહર લેતા આવવી. પ્રતાપે પુણ્યવાન્ કાકાની મનઃ કામના પરિપૂર્ણ કરવાનું આશ્વાસન આપ્યું.

ઉડિષ્યાની આંતરિક સ્થિતિ જોઇ પ્રતાપે જાણી લીધું કેઃ "આ સર્વ રાજાઓને વશીભૂત કરી શકાય તો પોતાની મનકામના પૂર્ણ થાય." પ્રતાપે કોઇને સ્વપ્રતાપ બતાવી, કોઇને લોભ બતાવી પ્રપંચી નીતિનો ઉપયોગ કર્યો. તેમાં મોગલોના શત્રુ પઠાણોએ પ્રતાપની તાબેદારી કબલ કરી, તેઓ તેમને શરણે ગયા. મોગલો—વિરૂદ્ધ તેમને સહાય કરવા માટે તેઓ પ્રતિજ્ઞાબદ્ધ થયા. પ્રતાપે જગન્નાથક્ષેત્રમાં પુણ્ય—

કૃત્ય સમાપ્ત કર્યા પછી ઉડિષ્યાના જનબળની પરીક્ષા કરવા પ્રવૃત્ત થયા.

તેમણે યુકિત રચી. ઉડિષ્યાના મધ્ય ભાગમાંથી “ઉત્કલેશ્વર” શિવલિંગ અને “ગોવિન્દદેવ” ની મૂર્તિ કબજામાં લઇ લીધી.

એ દારૂણ દુઃખદ સમાચાર સાંભળી ધર્મનિષ્ઠ ઉત્કલ નિવાસીઓ ભાન ભૂલી ગયા! તેમણે ભીમ–વિક્રમવડે પ્રતાપ ઉપર હુમલો કર્યો. પરંતુ તીક્ષ્ણ બુદ્ધિના પ્રતાપે અદ્‌ભૂત કૌશલ રચી ઉત્કલ નિવાસીઓને પરાજિત કર્યા.

એ સાંભળી સમગ્ર ઉડિષ્યાનો રાજન્ય વર્ગ ડોલાયમાન થઇ ગયો. તે સર્વેએ એક સંપ કરી અતિશય પરાક્રમવડે પુનઃ પ્રતાપ ઉપર હુમલો કર્યો, પરંતુ આ વખતે તેમનો યત્ન નિષ્ફળ ગયો! અસાધારણ યુદ્ધ કૌશલવડે પ્રતાપે આ સમયે પણ વિજય પ્રાપ્ત કર્યો.

ઉત્કલ નિવાસી રાજન્ય વર્ગ નિરાશ થઈ સૈન્ય સામન્ત સહ મન્ત્ર મુગ્ધની પેઠે પ્રતાપના મુખ સ્હામે જોવા લાગ્યા! તેમના મનમાં દ્રઢ નિશ્ચય થયો કેઃ પ્રતાપ દૈવી શકિત–સમ્પન્ન–માતા ભવાનીનો વર–પુત્ર છે. નહિ તો આટલું મુઠ્ઠીભર સૈન્ય લઇને કેવી રીતે તે અગણિત રણકુશલ ઉત્કલી સૈન્યને પરાજિત અને મરણ શરણ કરે? સર્વે રાજાઓ કાંઇ પણ વાદવિવાદ કર્યા વગર પ્રતાપને શરણે થયા. મહાનુભવ પ્રતાપાદિત્ય પણ તેમની સાથે એક મિત્રની પેઠે વ્યવહાર કરવા લાગ્યા.

આ પ્રમાણે થોડી મહેનતે ઉડિષ્યાને સંપૂર્ણરૂપે સ્વાધિનમાં લઇ પ્રસન્ન–પ્રફુલ્લ ચિત્તે વીરબાહુ પ્રતાપાદિત્યે સ્વદેશ તરફ ગમન કર્યું. તેમના એ અદ્‌ભૂત વિજયની વાર્તા સાંભળી સમગ્ર બંગદેશ એક પ્રકારના અભૂત પૂર્વ આનંદમાં મગ્ન થઇ રહ્યો. આટલા બધા દિવસ પછી બંગાલીઓના નિર્જીવ મન–પ્રાણમાં સજીવતાનાં લક્ષણ જોવામાં

આવ્યાં. આટલા બધા દિવસ પછી બંગાલીઓની સ્વતંત્રેચ્છા પુનઃ બળવતી થઇ. બંગાલીઓ જાણી શકયા કે: એક સાચા આગેવાન વગર તેઓ આટલા દિવસથી મરણ તોલ થઇ રહ્યા છે. ઇશ્વરે તેમના ઉપર કૃપા કરીનેજ એક આગેવાન મોકલી દીધો છે. " આગેવાન વગર લશ્કર આંધળું " કહેવાય છે તે ખોટું નથી ! હવે બંગાલીઓ જીવિત જાતિની પેઠેજ જગતમાં યશસ્વી થશે."

ઉડિષ્યા અને ઉત્કલ વિજયની વાર્તા સાંભળનાર પ્રત્યેક બંગાલીજનો સ્વદેશપ્રાણ પ્રતાપાદિત્યની મંગલકામના કરવા લાગ્યા. તેમને ધન્યવાદ આપવા લાગ્યા.

---

## દશમ પરિચ્છેદ.

### પત્નીને ભેટ.

વિજયાનંદથી પ્રફુલ્લિત થઇ, પુષ્કળ ધન રત્નાદિ સમ્પતિ લઇ વિજયપતાકા ફરકાવી, વિજય ગાન ગાતા ગાતા રાજા પ્રતાપાદિત્ય સૈન્ય સહિત સ્વદેશમાં પધાર્યા. તેમના આગમનથી સમગ્ર યશોહર આનંદ પામી નૃત્ય કરવા લાગ્યું. ગૃહસ્થોના દ્વાર આગળ આંબા અને આસોપલ્લવના મંગળમય તોરણો બંધાયાં. નગરમાં સ્થળે સ્થળે પુષ્પની માળાઓ લટકી રહી છે. નગરમહિલાઓ મંગલ ગીત ગાઇ શંખધ્વનિ કરી રહી છે. સ્થળે સ્થળે વાજીંત્ર નાદ થઇ રહ્યો છે. પ્રતાપાદત્યની સ્વારી નગરમાંથી રાજમહાલયમાં જતી હતી. તે સમયે પ્રત્યેક ઘરમાંથી તેમના મસ્તક ઉપર પુષ્પ વૃષ્ટિ થવા ગાગી છે. નગરના અનેક સ્થાનમાં વિજય તોરણો

ઉભાં કર્યાં હતાં. તેના ઉપર નૌબત વાદ્ય વાગતાં હતાં. વિશાળ રાજ-માર્ગ પુષ્પમાળાઓ અને અનેક મનુષ્યના સમાગમથી અપૂર્વ સુશો-ભિત થઈ રહ્યો હતો. ચાર ઘોડાની ઉત્તમ ઘોડાગાડીમાં બેઠેલા પ્રતા-પાદિત્યની આસપાસ અનેક શસ્ત્રધારી સૈનિકો ચાલતા હતા. પ્રતા-પાદિત્યના સ્મિતહાસ્ય ભરિત મુખનાં દર્શન કરી પ્રજાવર્ગ આનંદ પામતો તેમને નમન કરતો હતો. પ્રતાપ પણ પ્રજાવર્ગને બે હાથે નમન કરતા મસ્તક નમાવી તેમને પ્રતિઉત્તર આપતા હતા. આ સમયે વિજયી સેનાના મનમાં આનંદ સમાતો નહતો. સર્વના મુખ ઉપર આશા, ઉલ્લાસ અને આનંદ જણાતો હતો. એ આનંદનું વર્ણન થાય તેમ નથી.

આ પરમ પુણ્યમય શુભ મુહૂર્ત સમયે પ્રતાપે સૌથી પહેલાં ઉત્કલેશ્વરનું શિવલિંગ અને ગોવિંદદેવની મૂર્તિ પુજ્યપાદ કાકાશ્રીનાં નેત્ર સમક્ષ મૂકી ભક્તિપૂર્વક તેમને પ્રણામ કર્યા. અનેક પવિત્ર પૂજા-રી બ્રાહ્મણો દ્વારા એ બન્ને મૂર્તિઓ યત્નપૂર્વક યશોહર લાવવામાં આવી હતી.

પ્રતાદિત્યનો વિજય જોઈ વસન્તરાયે કીર્તિમાન્ ભત્રિજાને આલિં-ગન દઈ આશીર્વાદ આપતાં કહ્યું કે:

"પુત્ર! ત્હારૂં જીવન અને ત્હારૂં તીર્થગમન સાર્થક થયું છે. ત્હેં આજે મ્હને જે બે અમૂલ્ય રત્નો અર્પણ કર્યાં છે તેની તૂલના થાય તેમ નથી. વત્સ! મ્હારો આશીર્વાદ છે કે: તું સર્વત્ર જય પ્રાપ્ત કરજે અને ચિરંજીવી થજે. પ્રભુ ત્હને સર્વ કાર્યમાં યશ આપશે."

રાજા વસન્તરાયે ઉપરોક્ત બન્ને દેવ મૂર્તિઓની શાસ્ત્રોક્ત વિધિ–વિધાન અનુસાર મ્હોટા ઠાઠમાઠથી પ્રતિષ્ઠા કરાવી. આ સમયે ભાગ્યશાળી પ્રતાપે પણ સ્વપ્નમાં મળેલી આજ્ઞા પ્રમાણે યશોહરના

મધ્ય ભાગમાં " યશોહરેશ્વરી કાલી દેવીની " મૂર્તિની પ્રતિષ્ઠા કરી અને જનસમાજદ્વારા " ભવાનીના વર પુત્ર " નું વિશેષણ મેળવ્યું. એ પ્રતિષ્ઠા કરવામાં પુષ્કળ દ્રવ્ય ખર્ચાયું હતું અને મહાન સમારંભ કરવામાં આવ્યો હતો.

એ સર્વ શુભ કાર્ય સંપન્ન કર્યા પછી એક દિવસ સતી પદ્મિનીએ હાસ્ય ભરેલે મુખે પતિદેવ પ્રતાપને કહ્યું કે: "નાથ ! આટલા દિવસ પછી દાસીનું વચન ફળિભૂત થયું છે ! હવે આ દાસીને શું ઇનામ આપો છો ? લાવો, ઇનામ આપો."

પ્રતાપે પણ હસતાં હસતાં ઉત્તર દીધો: " પ્રાણપ્રિયે ! તમને ઇનામ મેળવવાની ઇચ્છા છે ? ત્યારે તો લ્યો–સાંભળો, આ તમારો સેવક જન્મોજન્મ તમારા બન્ને બાહુની વચમાં કેદી બની રહેશે ! બસ, થયું. સતી દેવીને માટે એથી વિશેષ ઇનામ જગત્માં બીજું હોય એવું મ્હારા જાણવામાં નથી. આજથીજ હું તમારો કેદી ! કહો હવે કાંઇ બીજું ? "

એમ કહી કુસુમ સમાન કોમળ, પ્રાણેશ્વરી, સૌંદર્ય પ્રતિમાવત્ પદ્મિનીને તેમણે પ્રેમપૂર્વક આલિંગન કર્યું, અને ગુલાબના પુષ્પ જેવા કોમળ ગાલ ઉપર મધુરાં ચુંબનની વૃષ્ટિ કર્યા પછી કહ્યું:

" ચંદ્રાનનિ ! હુંજ તમારો થઇ ગયો છું ત્યાં પછી બીજું ઇનામ તે વળી શું હોય ? સતિ ! તમારી આશ્વાસન વાણીનો પ્રથમ અંશ સફળ થયો છે. હવે બાકી રહેલો અંશ ફળતાં વાર શી ? કહો જોઉં, કેટલા દિવસ પછી મ્હારી મનો કામના સંપૂર્ણરૂપે પરિપૂર્ણ થશે ?"

પદ્મિની: " અધિક વિલંબ નથી. મા યશોહરેશ્વરી પોતાનો માર્ગ પોતાની મેળેજ શોધે છે. તેની ઇચ્છા અવશ્ય પરિપૂર્ણ થશે. હમણાં થોડો સમય તે તમારી પૂજા ગ્રહણ કરશે, એમ મ્હારૂં મન કહે છે. "

એજ સમયે એક પ્રફુલ્લ કમળ સમાન મુખવાળી, કાલું કાલું બોલતી બાલિકા ત્યાં આવી પ્રતાપને ગળે વળગી પડી. મધુર મુખ ચંદ્રમાંથી બોલી: "પિતાજી! બધાંને કાંઇ કાંઇ ઇનામ આપ્યું પણ મ્હને તો કશું આપ્યુંજ નહિ કે?"

પ્રતાપે બાલિકાનું મુખ-ચુમ્બન કરી તેના જેવાજ કાલા સ્વરમાં કહ્યું: "બધાંને શું આપ્યું બ્હેન? અને તને શું ના આપ્યું?"

"કેમ વારૂ? યુદ્ધમાંથી આવી ભાઇને તરવાર આપી, માતાજીને આ કાલીના હાથનું કંકણ આપ્યું અને-હું તો બાલક તેથી મ્હને તો ફક્ત "ચુંબન" આપ્યું કેમ!"

કન્યાના બે ગાલ ઉપર થોડાંક ચુંબનો કરી હસતાં હસતાં પ્રતાપે કહ્યું: "વારૂ બ્હેન! ત્હારે શું જોઇએ છે તે કહે જોઉં?"

એ સાંભળી હાસ્ય કરી લાડ કરતી, પિતાની મુછના વાળ ખેંચતી, તેમના મુખ ઉપર હાથ ફેરવતી બાલિકાએ કહ્યું: "મ્હારે શું જોઇએ તે હું શું જાણું? તમેજ કહોની કે મ્હારે શું જોઇએ?"

પ્રતાપ: "ત્યારે એક ન્હાનું સરખું હરણ જોઇએ છે કેમ બ્હેન?"

કેટલાક દિવસ ઉપર એક વખત બિન્દુએ હરણ સાથે રમવાનો વાયદો કર્યો હતો. તેણે કહ્યું હતું કે: "હું આ હરણ જોડે રમીશ." તે પ્રતાપે ધ્યાનમાં રાખ્યું હતું.

બિન્દુએ હસીને ઉત્તર દીધો: "હરણ? વારૂ, તેજ અપાવજો."

પ્રતાપ: "આજેજ લાવી આપીશું બ્હેન."

બિન્દુએ એક વખત માતાના મુખ સ્હામે જોયું. માતાએ હાસ્ય ભરિત મુખે આશ્વાસન પૂર્ણ નેત્રે જણાવ્યું કે: "હા, આજેજ મળશે."

તે દિવસે પ્રતાપની એક સાળી તેમને ઘેર આવી હતી. પદ્મિની કરતાં તે વયમાં ન્હાની હતી. ભગિની અને ભગિની-પતિ-બન્ને હસતી

પૂતળી સ્વરૂપ બિંદુને લઇ આનંદ–ઉત્સવ કરતાં હતાં. તે જોઇ તેને પણ આનંદ કરવાનું મન થયું. તે પણ બ્હેન-બનેવીની પાસે જઇ બિંદુને રમાડતી બોલીઃ " વારૂ બ્હેન, કહે જોઉં. તું ત્હારા પિતાને ચ્હાય છે કે ત્હારી માતાને ?"

આ પ્રશ્ન સાંભળી બિંદુ વિચારમાં પડી ગઇ. માસીના પ્રશ્નનો શો ઉત્તર દેવો તે તેને સૂઝયું નહિ. થોડી વાર સુધી તે માતાના મુખ સ્હામે જોઇ રહી. તેણે જોયું કે મા, સ્મિત હાસ્ય કરે છે. તેણે વસ્ત્રમાં ઢંકાયલાં માતાના સ્તન સ્હામે જોયું. તેણે જોયું કેઃ બન્ને સ્તન જરા જરા કમ્પી રહ્યાં છે. ત્યાર પછી પિતાના મુખ સ્હામે જોયું. તેણે જોયું કેઃ પિતા હાસ્યવદને તેના સ્હામે એકીટશે જોઇ રહ્યા છે. બિંદુએ માતા પિતાની વચમા ઉભાં રહી માતાના સ્તન ઉપર હાથ મારી, પિતાની મૂછ જરા ખેંચી માસીને ઉત્તર દીધો કેઃ " બન્નેને."

આવો મ્હો રખો ઉત્તર સાંભળી હસતી પૂતળી બિન્દુને માસીએ બાથમાં ઘાલી બન્ને ગાલે ચુંબન કર્યાં. બિંદુ ત્યાંથી છુટી માતાના ખોળામાં બેઠી એટલે માતાએ હાસ્ય ભરિત મુખે બન્ને ગાલે ચુંબન કર્યાં. બિંદુ ત્યાંથી પિતાના પ્રેમની પરીક્ષા લેવા પિતાની પાસે ગઇ. એટલે તેમણે તેને બાથમાં ઘાલી બે ગાલે ચુંબનો કર્યાં. બિંદુ હસવા લાગી. તેની સાથે ત્રણે જણ ઉચ્ચ સ્વરે હસવા લાગ્યાં.

બિંદુની માસીએ આનંદ પૂર્ણ સ્મિત મુખે ભગિની પતિને કહ્યુંઃ " રાય મહાશય ! રાજત્વ કહો, અથવા દેશ–જય કહો, આના સિવાય બીજું સુખજ નથી. ગૃહધર્મ એજ મનુષ્યનો શ્રેષ્ઠધર્મ છે. મ્હને કોઇ કોઇ વખત મનમાં એવું થાય છે કેઃ યુદ્ધ કરતી વખતે તમે તમારો મન–પ્રાણને કયા પ્રકારના લોઢાનું બંધન બાંધો છો ? નહિ તો પલક વારમાં મનુષ્યને તમે મારી શકો શી રીતે ?"

પ્રતાપે જરા હાસ્ય કર્યું. બિંદુની માસીએ પુનઃ કહ્યું:

"બિંદુનું કોમળ મુખ મનમાં ચિતરી રાખવા છતાં શું લોકોને મારતાં કાપતાં તમને જરાયે દયા-માયા નથી ઉપજતી? અરેરે! જેવાં તમારાં બાળક તેવાંજ તેમનાં! તે મરણ પામે તો તેમનાં બાળક રખડી ના મરે કે? તેમનાં વૃદ્ધ માતાપિતા કે પત્નીની શી વ્હલે? તમે તેમને શાં ગાંસડાં પોટલાં બંધાવી દો છો? યુદ્ધમાં જીતો તો તમને લાભ તેમાં લડનાર સિપાહીઓને શો લાભ? અરેરે! તમારા જેવા નિર્દય બીજા કોણ હોય? દેશ જીતો તેમાં ધન-પૃથિવીનો લાભ તમને અને પ્રાણ ખોનારને કશો લાભજ નહિ! પ્રભો! પ્રભો! અમારાથી તો એ જોઇ શકાયજ નહિ ને! તરવારના ઝટકા, બંદુક તોપોના ધડાકા, લડનારાઓના શરીરમાંથી નીકળતી રક્તની ધારાઓ, પૃથિવી ઉપર પડતા સિપાહીઓની ભુમરાણ, તેમના મરતી વખતના આર્તનાદ, એ બધું કેમ જોઇ શકાય? અરેરે! જ્યાં લોહીની નદી વહી રહી હોય, જ્યાં માંસ-હાડના ઢગલા થઇ રહ્યા હોય ત્યાં નજરજ કેમ ફેંકી શકાય? ખરેખર, પુરૂષો કઠણ છાતીના તો ખરા!"

પ્રતાપે ગંભીર સ્વરે કહ્યું: "બ્હેન! અમે જે વ્રત ગ્રહણ કર્યું છે તેમાં માત્ર સ્ત્રીના જેવું કોમળ અંતઃકરણ રાખીને કામ કરીએ તો તે ચાલે નહિ. કોઇ પ્રસંગે અમારે કુસુમ કરતાં પણ કોમળ થવું પડે છે અને કોઈ વખતે વજ્ર કરતાં પણ અધિક કઠિન થવું પડે છે, એજ રાજ્ય ધર્મ કહેવાય છે. હમણાં ઇશ્વરે મ્હને એજ ધર્મનો દિક્ષિત બનાવ્યો છે. મ્હારા મહદ્ ઉદ્દેશ્ય-સાધનમાં જે કોઇ પણ અંતરાય સ્વરૂપ થશે તેને હું કોઇ પણ રીતે દૂર કરીશ. એ કામમાં લોક-પ્રચલિત ધર્મ-અધર્મ, આલોક-પરલોક, સ્વ-પર, કાંઇ પણ જોઇશ નહિ. માતૃભૂમિને, માતૃ-સંતાનને-કરોડો જીવોને સુખી કરવાનુંજ મ્હેં વ્રત લીધું છે.

બંગજનનીને સ્વતંત્ર બનાવવાનોજ મ્હારો ઉદ્દેશ્ય છે. મોગલ-પઠાણોના દાસત્વનું દુઃખ વિમોચન કરવાનોજ મ્હારો આશય છે. એ મહા પવિત્ર કાર્ય કરવાનોજ ઇશ્વરી સંદેશ છે. માતા ભવાનીની એજ આજ્ઞા છે. એ આજ્ઞાનું પાલન કરવું એજ મ્હારો રાજ-ધર્મ. મનુષ્યને મરવું એ તો એક વખત છે. મરણ કોઇ પણ વખતે મનુષ્યની ડોકી મરડી નાંખશેજ તો પછી કૂતરાં બીલાડાંને મોતે મરવું તેના કરતાં સિંહને મોતે મરવું એજ ખરૂં મૃત્યુ છે. પોતાનું પેટ ભરવું અને પોતે સુખી રહેવું એ તો કૂતરાં-બિલાડાં પણ જાણે છે પણ અનેક જીવો સુખે જીવન નિર્વાહ કરે, અનેક આત્માઓ સુખી થાય એવું કૃત્ય કરવું એજ ઇશ્વરી આજ્ઞા છે. એજ શાસ્ત્રોનો ઉપદેશ છે. એજ મનુષ્ય જીવનનું સાર્થક્ય છે. બ્હેન ! હું તે રાજધર્મ, મનુષ્ય ધર્મનું પાલન કરૂં છું. એમાં ખોટું શું છે ? જે ધર્મ શ્રી રામચંદ્રજીએ પાળ્યો છે, જે ધર્મ શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતા દ્વારા વીર બાહુ અર્જુનને સંભળાવ્યો છે, અને જે ધર્મ પ્રમાણે અનેક ધર્મ-પ્રાણ રાજાઓ વર્ત્યા છે તેજ ધર્મનું હું પાલન કરૂં છું એમાં અઘટિત કશું નથી. લડનારા સિપાહીઓ માટે પેટ પૂરતો પગાર અને તેમના મરણથી તેમનાં કુટુંબો સુખી થાય એવી મ્હેં વ્યવસ્થા કરી છે. મ્હેં નિશ્ચય કર્યો છે કેઃ અનેક યત્ને બંગજનનીને સ્વતંત્ર બનાવવી. મ્હને ડગાવવા માટે ગુરૂ હો, સન્તાન હો, સ્ત્રી હો, કિંવા ગમે તે હો, હું કશાથી ડગનાર નથી. એટલુંજ નહિ પણ બ્હેન ! જે કન્યાને અત્યારે હું આટલાં લાડ લડાવું છું તેજ કન્યાના પ્રાણ લેવા પણ પ્રસંગ આવે હું ચૂકું એમ નથી ! ”

એટલું કહેતાં કહેતાં તો પ્રતાપનાં સ્વાભાવિક તેજસ્વી નેત્રોમાંથી જાણે અગ્નિ ઝરવા લાગ્યો ! બિંદુની માસી કમ્પી ઉઠી.



# એકાદશ પરિચ્છેદ.

## આમંત્રણ.

ઉડિષ્યા ઉપર વિજય મેળવ્યા પછી પ્રતાપાદિત્યની પ્રભુતા, પ્રતિપત્તિ અને ક્ષમતા સર્વત્ર પ્રસરી ગઇ. સર્વ તેમની વીરતા સાંભળી સજ્જડ બની ગયા! સર્વ તેમના વીર કાર્યથી થરથરી ગયાં! સર્વત્ર તેની હાક વાગી રહી. તે સમયથીજ તેમનું લોક-બલ, બાહુબળ અને અર્થબળ અધિક વૃદ્ધિ પામ્યું. બંગ દેશના ક્ષુદ્ર ક્ષુદ્ર રાજાઓ અને રાઢ દેશના રાજાઓ પોતાની મેળેજ પ્રતાપનો પ્રતાપ સાંભળી તેમનાં ચરણ તલમાં મસ્તક નમાવવા લાગ્યા. વિના વિઘ્ને, વિના ગડબડે સર્વ સ્થાનોમાંથી તેમની ખંડણી આવવા લાગી. એ સર્વ ખંડણીની રકમમાંથી એક પાઇ પણ દિલ્લીશ્વર મોગલ બાદશાહને ત્યાં પહોંચતી નહિ.

પ્રતાપાદિત્યના જમણા અને ડાબા હાથ સ્વરૂપ શંકર અને સૂર્યકાન્ત આ સમયે અતિશય ઉત્સાહ સહિત કાર્યક્ષેત્રમાં ઉતરી ઉભા રહ્યા. તેઓ રાત-દિવસ પરિશ્રમ કરીને બંગાલના અનેક સ્થાનોમાં અભેદ્ય કિલ્લાઓ તૈયાર કરાવવા લાગ્યા. જે વડે બંગભૂમિ ચિર-સ્વતંત્રતા-ધ્વજા ઉડાવી પોતાના ગૌરવ વડે ગૌરવમયી થઇ શકે, બંગીય વીર પુરૂષો જે વડે સ્વાવલંબન પ્રિય, મમ સહિષ્ણુ અને કાર્ય-તત્પર થઇ મોગલોના વિકાલ ડાચામાંથી દેશનું રક્ષણ કરવા સમર્થ થાય, તે માટેજ એ બન્ને મહા પુરૂષો પોતાનો સર્વ સ્વાર્થ વિસર્જન

કરી અહર્નિશ પ્રયત્ન કરી રહ્યા છે. શ્રેષ્ઠ ભાષણકર્તા શંકર બંગાલનાં મ્હોટાં મ્હોટાં શહેર નગરોમાં પ્રવાસ કરી તેમને સ્વદેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવા ઉન્મત્ત કરી દેતો હતો! તે કહેતો કે:

"બંધુઓ ! હિંદુઓના દેશમાં મોગલોનું રાજ્ય કેવું ? આ અસંખ્ય નદ-નદી-સરોવર વડે શોભી રહેલા ષડ્ ઋતુ-વિરાજિત સ્થાન, જ્યાં લક્ષ્મી-સરસ્વતીનું સમાન અધિષ્ઠાન છે, ધન-ધાન્ય અને જ્ઞાન-વિજ્ઞાન વડે જે સ્થાન પૃથ્વીમાં અતુલ્ય છે, જે સ્થાનની પ્રાપ્તિને માટે કેટલાંએ રક્તપાત, કેટલાંએ યુદ્ધ-વિગ્રહ અને કેટલાએ હાહાકાર થયા છે, અને હજીએ તેમ થાય છે, જેને માટે મોગલ અને પઠાણોએ જીવનને તુચ્છ માન્યું છે, તે પુણ્યભૂમિ બંગ-ભૂમિ-સુવર્ણમય બંગાલા અત્યારે મોગલોનાં ચરણ તળે ચંપાઈ રહ્યું છે ! અરેરે ! એ મહા પવિત્ર ભૂમિનાં સંતાન અત્યારે મોગલોના ત્રાસ-જુલ્મથી મહાન ક્લેશ પામી રહ્યાં છે, તે તમે કેમ લક્ષ્યમાં લેતા નથી? શું તમને તમારા દુ:ખી-દરિદ્રી બંગ-બંધુઓની દયા આવતી નથી ? શું તમે છેકજ દયાહીન થઈ ગયા છો ? શું તમે થોડા ભાઇઓ સુખી છો તેથી અનેક બંધુઓનાં દુ:ખદરિદ્ર ટાળવાની તમને જરાયે ચિંતા નથી ? શું તમારાં હૃદય પરતંત્રતાને લીધે-પારકાની ગુલામગિરીને લીધે-છેકજ નિષ્ઠુર થઇ ગયાં છે ? બંધુઓ ! તમે હિંદુ છો. તમે ધર્મ-પ્રાણ છો. તમારાં શાસ્ત્રોમાં દયા એજ ધર્મનું મૂળ ગણાય છે, તો પછી તમે સ્વાર્થનો ત્યાગ કરી તમારા દુ:ખી બંધુઓની વ્હારે કેમ ધાતા નથી ? તમે તેમનાં દુ:ખ ટાળવાનો અને ચિરકાલ પર્યંત સુખી કરવાનો યત્ન કેમ કરતા નથી ! થોડું દુ:ખ વેઠશો તો પછી તમારાં ભાવી સંતાનો હમેશને માટે સુખી થશે. તમારા દેશની સ્થિતિ બગડી છે તેને સુધારવાને તમે યત્ન નહિ કરો તો શું મોગલ રાજાઓ કરશે ?

કદી નહિ, કદી નહિ. તે પોતાના જાતિ ભાઇઓને-પોતાના દેશને સુખી-સમૃદ્ધિવાન કરવાનોજ યત્ન કરી રહ્યા છે. આંખો ઉઘાડી એક વાર જુવો. તમે કેવી સ્થિતિમાં પડી રહ્યા છો! જગત્માં એક વખત તમેજ શ્રેષ્ઠ હતા, આજે તમેજ સર્વત્ર હલકા થઇ પડયા છો! આજે જગત્માં તમારૂં સ્થાન કયાં છે? આજે તમે અજ્ઞાન-અસભ્ય કહેવાઇ ધિઃક્કાર પામી રહ્યા છો! બંધુઓ! જાગ્રત થાઓ! મરણ એક વખત આવવાનુંજ છે તો પછી શા માટે બંગ જનની ને મોગલોના દાસત્વમાંથી છોડાવવાનો યત્ન કરતા નથી! તેમ કરતાં મૃત્યુ થશે તોયે તમે સ્વર્ગમાં જશો! તમારા દેશની રાજલગામ તમારા હાથમાં લો. તેમ થશે તોજ તમે સુખી થશો. અમે તે માટેજ યત્ન આદર્યો છે. ઓ મ્હારા બંધુઓ! આવો! અમને આલિંગન કરો! અમારા કાર્યમાં સહાયતા કરો! અમારા હાથમાં હાથ ભેરવી અમારી સાથે યુદ્ધક્ષેત્રમાં ઉતરો અને મોગલો સ્હામે ટક્કર ઝીલો! તેમને પણ જણાવો કેઃ હવે અમે અમારા દેશનો કબજો અમારા હાથમાં લેવા પ્રાણ અર્પણ કરવા તૈયાર થયા છીએ. જાગ્રત થાઓ! જાગ્રત થાઓ! બંધુઓ! પ્રતિજ્ઞા કરો કે શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી અમે મોગલોની ગુલામગિરી સ્વીકારીશું નહિ. કહો કેઃ "**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।**" પ્રતિજ્ઞા કરો કેઃ **स्वार्थं साधयामि किंवा देहं पातयामि।** અમારૂં શરીર નાશ પામશે તેની અમને ચિંતા નથી પણ અમે બંગ-જનનીને સ્વતંત્ર બનાવીશું. બધુઓ! ધન્ય છે મોગલોને કે તેઓ ઠેઠ ઇરાન-તુરાનથી આટલે બધે વેગળે સુધી આવી આપણા દેશમાં રાજ્ય કરે છે! જુવો તો ખરા કે તેઓ તમને કેટલો અન્યાય આપે છે! તમે બ્હીકણ-બંગાલીઓ તે મુંગે મોઢે સહન કરી રહ્યા છો! ચાલો, ચાલો, હવે તે કલંક ભૂસી નાંખવાનો યત્ન કરો.

હવે તમારા દેશનો રાજવહિવટ તમારા હાથમાં લો. મોગલોને અટકને પેલે પાર ન્હસાડી મૂકો. યત્ન કરો, યત્ન કરો, તેમ કરવાથી મહાકાલી અવશ્ય આપણા યત્નમાં યશ આપશે! જુવો, વિધાતાએ દયા કરીને તમને એક વીર રાજા મેળવી આપ્યો છે. તે તમારે માટે પ્રાણ આપવા તૈયાર થાય છે. આટલા બધા દિવસ પછી તમને એક વીરબાહુ આગેવાન મળી ગયો છે. તમે સર્વે અંતઃકરણપૂર્વક તે પ્રબળ પ્રતાપાન્વિત, બંગાધિપ મહારાજા પ્રતાપાદિત્યનો જય બોલો."

શંકરનું જુસ્સાપૂર્ણ તેજસ્વી ભાષણ સાંભળી બંગાળાના સર્વે પ્રજાજનો ઉશ્કેરાઇ ગયાં. તેમણે જ્યાં જ્યાં ભાષણો કર્યાં ત્યાંની પ્રજા ઉશ્કેરાઇ ગઇ એટલુંજ નહિ પણ તેનું ભાષણ સાંભળનાર કેટલાક સ્વદેશ-પ્રેમી યુવકોએ બંગાલના અનેક સ્થાનોમાં જઇ શંકરનો ઉદ્દેશ જણાવી અનેક મનુષ્યોને તૈયાર કર્યા. કહો કે સમસ્ત બંગાલમાં સ્વદેશ—પ્રેમનો જુસ્સો ફાટી નીકળ્યો. આબાલ વૃદ્ધ વનિતા સર્વે બંગાલને સ્વતંત્ર બનાવવા તત્પર થયા. સર્વ સ્થળે પ્રતિજ્ઞાઓ થવા લાગી કે: " અમે, તન, મન અને ધનવડે મહારાજ પ્રતાપાદિત્યને સહાયતા આપીશું."

શંકર બંગાલના સાધારણ પ્રજાવર્ગમાં સ્વદેશ-પ્રેમની લાગણી ઉશ્કેરતો હતો ત્યારે સૂર્યકાન્ત ન્હાના મ્હોટા રાજા-રજવાડા અને જમીનદાર વર્ગમાં જઇ દ્રવ્યની સ્હાયતા માટે યત્ન કરતો હતો. તેના કાર્યમાં તે સફળ થયો હતો. સર્વને મોગલ-પઠાણોના ત્રાસમાંથી મુક્ત થવાની ઉત્કંઠા થઈ રહી.

ત્યાર પછી એ બન્ને સ્વદેશભક્ત વીર યુવકો, મોગલોની ગતિ રોકવા નાના પ્રકારના ઉપાય યોજવા લાગ્યા. બંગાલની ચારે દિશામાં દુર્ભેદ્ય કિલ્લાઓ નિર્માણ થયા હતા, તે સર્વના ઉપર અગ-

ણિત સૈન્ય સંગ્રહ કરવામાં આવ્યું. શત્રુઓ અકસ્માત દેશ ઉપર હુમલો કરે તો તે વખત જે જે વસ્તુઓની આવશ્યકતા પડે તે તે સર્વ વસ્તુઓ તેમણે એકત્ર કરી રાખી.

આ સમયે રાયગડ, માતલા, જગદલ, શાલિખા, વગેરે સ્થાને અનેક કિલ્લાઓ બંધાવ્યા હતા. તીક્ષ્ણદર્શી, ચાર ચક્ષુવાળા પ્રતાપ સર્વ કિલ્લા ઉપર દેખરેખ રાખતા હતા.

ત્યાર પછી પ્રતાપે પોતાની રાજધાની ધૂમઘાટમાં એક મ્હોટો કિલ્લો બાંધવાની આજ્ઞા ફરમાવી. એવો મ્હોટો-મજબૂત-કિલ્લો તે સમયે કોઇ પણ સ્થળે નજરે પડતો નહતો. એ કિલ્લો લંબાઇ અને પહોળાઇમાં પાંચ માઇલ હતો. કિલ્લાની આસપાસ છો-ચૂનાની સુદ્રઢ દિવાલ ચણાવી હતી. તેના ઉપર સ્થળે સ્થળે બુરૂજો બાંધી તે ઉપર તોપોની હાર ગોઠવી હતી. દિવાલમાં ન્હાનાં ન્હાનાં છિદ્રો હતાં. તેમાંથી બંદુકની ગોળીઓ છોડી શકાય તેમ હતું. કિલ્લાની ચાર દિશામાં ચાર મૂખ્ય દ્વાર હતાં. મધ્યમાં સુંદર રાજમહાલય હતું. કિલ્લામાં તલાવ, બગિચો, બજારો વગેરે નિર્માણ કર્યાં હતાં. કોઇ વસ્તુની ઉણપ ન હતી. અગણિત મજુરો અને સુદક્ષ શિલ્પશાસ્ત્રીઓએ પાંચ વર્ષ પર્યંત અતિશય પરિશ્રમ કરી કિલ્લો તૈયાર કર્યો. શુભ દિવસે, શુભ મુહુર્તે મહારાજ પ્રતાપાદિત્યે સહકુટુંબ પરિવાર કિલ્લામાં પ્રવેશ કર્યો. તે દિવસે ધૂમઘાટમાં સર્વત્ર આનંદ ઉત્સવ થઇ રહ્યો. ત્યાંના પ્રજાજનોએ આજેજ દિવાળીનો દિવસ ઉજવ્યો !

પ્રતાપાદિત્યના એક ગુરૂ હતા. તેમનું નામ શ્રીકૃષ્ણ તર્કપંચાનન હતું. તેઓ અાદ્વતીય તાંત્રિક અને ઇશ્વર-પરાયણ મહાપુરૂષ કહેવાતા હતા. તેઓ સાચા ઇશ્વિર-ભકત હતા. યુદ્ધ-વિગ્રહ આદિ મહાન રાજદ્વારી પ્રસંગમાં પ્રતાપ તેમનોજ અભિપ્રાય પૂછતા. તેમની

સલાહ સિવાય એવા કાર્યમાં પ્રતાપ એક ડગલું પણ ભરતા નહિં. ગુરૂ—આજ્ઞાને પ્રતાપ ઇશ્વર—આજ્ઞા માનતા, તેજ પ્રમાણે ગુરૂદેવ પણ પ્રતાપ ઉપર પુત્ર જેટલો પ્રેમ રાખતા! ધન્ય એ શિષ્ય અને ધન્ય એ ગુરૂ!

ગુરૂ—શિષ્ય વચ્ચે એક દિવસ કંઇક સલાહ—મસલત થઇ. તેમાં નિશ્ચય થયો કેઃ સમગ્ર બંગ, બિહાર, ઉડિષ્યાના મુખ્ય મુખ્ય આગેવાન પુરૂષોને બોલાવી એક દિવસ એક મ્હોટી સભા ભરવી. સર્વત્ર પ્રચાર કરો કેઃ અમુક દિવસે પ્રતાપાદિત્યને રાજ્યાભિષેક થશે. તેમ થવાથી જણાઇ આવશે કેઃ બંગ, બિહાર અને ઉડિષ્યાના કયા વિધર્મી લોકોનો પ્રતાપ પ્રત્યે કેવો મનોભાવ છે? તે સર્વેનો અભિપ્રાય જાણ્યા વગર પ્રતાપના સ્વતંત્રતા—રક્ષાના મહા સંકલ્પ—સાધનમાં કદાચ વિઘ્ન પણ પડે! ગુરૂદેવે એવી સલાહ આપી. પ્રતાપ જેવા અધિકારી શિષ્યે ગુરૂનું વાકય ઇશ્વર—વાકય માની મસ્તકે ચઢાવ્યું. શંકર અને સૂર્યકાન્તે પણ ગુરૂદેવનાં એ કથનનું સમર્થન કર્યું.

સરલ અંતઃકરણના વસન્તરાયે કહ્યુંઃ " એ તો મહાન સુખના સમાચાર. મ્હારા પ્રતાપને રાજ્યાભિષેક થાય એ તો અતિ ઉત્તમ સલાહ. અહા! જો! મ્હારા મ્હોટા ભાઇ જીવતા હોતતો આજે તેમને કેટલો આનંદ થાત!"

પ્રતાપની આજ્ઞા થતાંજ એક વિશાળ સભા—મંડપ રચવામાં આવ્યો. નાના પ્રકારના ઉત્તમ ઉત્તમ ભોજન આહાર તૈયાર કરવામાં આવ્યા. જૂદા જૂદા દેશમાંથી પધારનાર આગેવાન પુરૂષોના નિવાસ સ્થાનની પણ વ્યવસ્થા થઇ ગઈ.

સ્વદેશ પ્રેમી શંકરના હાથમાં નિમન્ત્રણનો ભાર મૂકવામાં આવ્યો હતો. બંગ, બિહાર, ઉડિષ્યા અને ખંડિયા રાજાઓને તેમજ મુખ્ય મુખ્ય આગેવાનોને તેમણે અતિ પ્રેમથી આમંત્રણ કર્યું. બંગાલી,

બિહારી, ઉત્કલી, વગેરે સર્વને આમંત્રણ થયું. નક્કી કરેલે દિવસે સર્વે હાજર રહે એવી શંકરદ્વારા સર્વેને નમ્ર સૂચના આપવામાં આવી હતી. સર્વે સજ્જનોનેએ તેના આમંત્રણને માન આપી અપાર આનંદ દર્શાવ્યો હતો.



## દ્વાદશ પરિચ્છેદ.



### રાજ્યાભિષેક.



આજે વૈશાખી પૂર્ણિમાનો પવિત્ર દિવસ છે. આજે બંગાલીઓના નવા વર્ષનો શુભ દિવસ છે. આજથી નવીન બંગ સંવતનો પ્રારંભ થાય છે, તેથી બંગાલીઓ એ દિવસને દિવાળીનો દિવસ માને છે. આજના શુભ દિવસેજ મહારાજા પ્રતાપાદિત્યને રાજ્યાભિષેક થવાનો છે. આજે બંગાલીઓના પરમ-સૌભાગ્યનો દિવસ છે. આજે બંગાલી-જીવનનું સ્વપ્ન સફળ થવાનું છે. અહા ! શું આજે તે છેલ્લો દિવસજ છે! શું હવે પછી બંગાલી-રાજાના રાજ્યાભિષેકનાં દર્શન નહિં થાય? તે તો પ્રભુ જાણે!

યશોહર નગરમાં આજે અપાર આનંદ પ્રવર્તિ રહ્યો છે. હાટ, વાટ અને ઘાટ સર્વત્ર આનંદની રેલ-છેલ ઉડી રહી છે. જે મનુષ્ય જન્મથી દુઃખી છે તે પણ આજે આનંદમગ્ન જણાય છે. નાગરિક જનો આનન્દ-ભરિત ચિત્તે આમ તેમ વિચરી રહ્યાં છે. દુકાનદારો આજે પોતાનો માલ સુંદર આકર્ષકરૂપે ગોઠવી દુકાનો શણગારી રહ્યા છે. જે દુકાન ગઇ કાલે નાકને સુગ લગાડતી હતી તે આજે નયન મનોહર જણાય છે. જે દુકાન ઉપર કાલે કોઇ ગ્રાહક ઉભું

રહેતું નહિં, ત્યાં આજે સેંકડો ગ્રાહકો માલ ખરીદતા જણાય છે. સર્વ દુકાનો ઠાઠમાઠથી સજાઇ ગઇ છે. સર્વ દુકાનો ઉપર ધ્વજા, તોરણો લટકી રહ્યાં છે. સર્વત્ર પુષ્પની માળાઓ અને પુષ્પના વૃક્ષો શોભી રહ્યાં છે. ચારે તરફ–ઘેરે ઘેર–નૃત્યગીત, રંગ તમાસો, હાસ્ય મશ્કરી ચાલી રહી છે, નોબતખાનામાંથી સુમિષ્ટ અવાજે નોબતનો ગડગડાટ ગાજી રહ્યો છે. શરણાઇમાંથી સુમધુર સ્વરે વખત વખતની રાગરાગણી ગવાઇ રહી છે. તે સાંભળવા સંખ્યાબંધ મનુષ્યો નોબતખાનાની નીચે એકત્ર થયાં છે. બાલક–બાલિકાઓ નવાં વસ્ત્રો ધારણ કરી બજારની શોભા જોતાં જોતાં માતાપિતા સાથે દેવ–દેવીનાં દર્શન કરવા પસાર થઇ રહ્યાં છે. પ્રત્યેક ગૃહસ્થોના દ્વારમાં મંગલ–ઘટ, કદલીવૃક્ષ, અને આમ્રશાખા વિરાજી રહ્યાં છે. નારીઓએ બારીનાં બારણામાં છુપાઇને અને કોઇ કોઇ તો અગાસીમાં ચઢી આનંદ સૂચક શંખધ્વનિ કરી રહી છે. દેવાલયોમાં મૃદંગ–ઝાંઝ–કરતાલના ગગન સ્પર્શી સ્વર થઇ રહ્યા છે. આજે સજ્જન ગૃહસ્થો પણ દેવ–પૂજન–અર્ચન કરી રાજભકિત વ્યકત કરી રહ્યા છે. આ પ્રમાણે ચારે દિશામાં આનંદ ઉત્સવ થઇ રહ્યો છે. આજે આનન્દના બજારમાંથી સર્વજનો આનન્દની લૂટ કરી રહ્યાં છે !

આજે ધૂમધાટ–કિલ્લાની શોભા અતિ મનોહર–અતિ પ્રીતિકર થઇ રહી છે. કિલ્લાના શિખર–પ્રદેશ ઉપર જય–પતાકા પત્ પત્ શબ્દ કરતી ઉડી રહી છે. પ્રાતઃકાલથીજ સૈનિકોનાં ટોળાં સુસજ્જિત થઇ, વિસ્તૃત ખેતરોમાં હારબંધ ઉભાં રહ્યાં છે. ઝમ્ ઝમ્ શબ્દે લશ્કરી–વાદ્ય વાગી રહ્યું છે. વચમાં વચમાં આનંદ–સૂચક તોપ–ધ્વનિ પણ થતા સંભળાય છે. સૈનિકો વીર વેશ ધારણ કરી સમર–ક્ષેત્રમાં ઉપસ્થિત થયા છે. લશ્કરનાં બે પક્ષ પાડવામાં આવ્યા છે. બન્ને પક્ષ વચ્ચે

બનાવટી યુદ્ધ થયું. બંગાલી–દર્શકો આજનું બંગ–ગૌરવ જોઇ આત્મ–વિસ્મૃત થઇ વારંવાર હરિધ્વનિ કરવા લાગ્યા. તેઓ એક બંગાલી રાજાનો રાજ્યાભિષેક જોઇ અત્યાનંદ પામ્યા. તેઓ વચમાં વચમાં "જય મહારાજ પ્રતાપાદિત્ય" કહી આકાશ ગજાવવા લાગ્યા.

બંગાલી–જીવનના તે પુણ્યમય મુહૂર્તે, વૈશાખી પૂર્ણિમાની શુભ તિથિએ, બંગાલના છેલ્લા વીર–બંગાલીના ગૌરવ સ્થળે, ક્ષણુ–જન્મા મહા પુરૂષ–પુણ્ય શ્લોક પ્રતાપાદિત્યે, આત્મબળ વડે બંગાલાનું સિંહાસન પ્રાપ્ત કર્યું. મહાન ઠાઠમાઠથી, મહાન આડંબરથી, અને શાસ્ત્રીય વિધિ અનુસાર તેમની રાજ્યાભિષેક–ક્રિયા સમ્પન્ન થઇ. મહારાજ પ્રતાપાદિત્ય, મણિ–મુક્તા જડિત સુવર્ણ–સિંહાસન ઉપર બેસી, ડાબી બાજુએ સહધર્મિણી–ધર્મ પત્નીને લઇ–વેદજ્ઞ બ્રાહ્મણ દ્વારા મન્ત્ર-પૂત થઇ, રાજરાજેશ્વરના પદ ઉપર આરૂઢ થયા. સર્વ મનુષ્યો "જય જય" શબ્દધ્વનિ કરી વિરાટ સભામંડપને કમ્પાયમાન કરવા લાગ્યા. સર્વ બંગાલીઓ આજે પોતાના સજાતીય–રાજાને જોઈ પોતાના જીવનને ધન્ય માનવા લાગ્યા. આજે ઘણે વર્ષે મોગલ પઠાણોના ત્રાસ-માંથી બંગ–માતા–બંગ–સન્તાન મુક્ત થયા જાણી તેઓ અતિ હર્ષ પ્રફુલ્લિત થવા લાગ્યા. ધન્ય વીર–બાહુ **મહારાજ પ્રતાપાદિત્ય**! ધન્ય તમારો દેશ–પ્રેમ! ધન્ય તમારી દેશ–ભક્તિ!

પ્રતાપાદિત્ય આજે કલ્પતરૂ સમાનદાન–વીર થયા હતા. દ્રવ્યના લોભી જનોએ તે દિવસે ઇચ્છાનુસાર દ્રવ્ય સંગ્રહ કર્યો. તે દિવસે મહારાણી પદ્મિનીએ એક બ્રાહ્મણને એક સુવર્ણ મુદ્રા આપવાની ઇચ્છાથી હાથ લંબાવ્યો. મુદ્રા હાથમાંથી ખસી જઇ એક સુવર્ણ–કલશમાં પડી ગઇ. તેમણે સુવર્ણ–કલશમાંથી એક બીજી મુદ્રા લઇ બ્રાહ્મણને આપવા માંડી. પ્રતાપે એ બનાવ નજરે જોયો..તેમણે કહ્યું:

"મહારાણી! બ્રાહ્મણને તમે પ્રથમ જે મુદ્રા આપવા હાથમાં લીધી હતી તેજ એ મુદ્રા છે કે?"

એ સાંભળી રાણીને ચૈતન્ય થયું. અપરાધીની પેઠે સંકોચાઇ તેમણે ઉત્તર દીધો: "મહારાજ! હું તે શી રીતે કહી શકું!"

પ્રતાપ: "આ કલશમાંથી તમે આપવા ધારેલી સુવર્ણ મુદ્રા તમે શી રીતે શોધી શકશો?"

મહારાણી: "ના, મહારાજ તે શોધી શકાશે નહિ."

પ્રતાપ: "ત્યારે તો હવે કંઇપણ વિચાર કર્યા વગર તમે સુવર્ણ મુદ્રાથી ભરેલો આ કલશજ બ્રાહ્મણને દાન કરી દો."

પ્રતાપની આજ્ઞા પ્રમાણે સુવર્ણ-કલશ બ્રાહ્મણને દાન કર્યો. સભા-મંડપમાં રાજાનો જય જયકાર ધ્વનિ થઈ રહ્યો. સર્વ કહેવા લાગ્યાં: "ધન્ય દાનેશ્વર! તમારા દાન મહિમાની તૂલના થશે નહિં." સર્વ તેમને "દાતા કર્ણ" કહેવા લાગ્યાં.

એ બનાવથી આશ્ચર્ય પામી એક મશ્કરા બ્રાહ્મણે પ્રતાપનું મન જોવાનો સંકલ્પ કર્યો. રાજા અને રાણી જે સ્થળે બેઠાં બેઠાં પ્રજા-જનોનો આશીર્વાદ અને કૃતજ્ઞતા ગ્રહણ કરી રહ્યાં હતાં ત્યાં સિંહાસન પાસે જઈ પેલો બ્રાહ્મણ સંકુચિત થઇ ઉભો રહ્યો. પ્રતાપે ગંભીર ભાવે પૂછ્યું:

"શી ઇચ્છા છે મહારાજ?"

બ્રાહ્મણે ઉત્તર દીધો: "મહારાજ! મ્હારી પ્રાર્થના કંઇક વિચિત્ર છે. જો કે તે આપને માટે અસમ્ભવિત કિંવા અસાધ્ય નથી."

પ્રતાપે (ધીમેથી): "શું જોઇએ છે તે કહો."

બ્રાહ્મણ નીચે મ્હોડે જમીન તરફ જોતો ઉભો રહ્યો.

પ્રતાપે દ્રઢતા સહિત પુનઃ પૂછ્યું: "મ્હારો ધર્મ જે "સત્ય" તે સિવાય તમે જે માંગશો તે હું આપીશ."

આ સમયે બ્રાહ્મણના મનમાં કંઇક સાહસ આવ્યું. તેણે એક વખત સભાની ચારે દિશામાં જોયું. તેણે તીવ્ર કટાક્ષ કરી એક વખત રાણીના મુખ સ્હામે જોયું. પછી કમ્પતે સ્વરે કહ્યું: "મહારાજ! મ્હને અભયદાન આપો."

પ્રતાપે સ્મિત હાસ્ય-મુખે ઇસારત કરી અભયદાન આપ્યું. તેજ ક્ષણે બ્રાહ્મણે તીવ્ર કણ્ઠે દ્રઢ્ય સ્વરે કહ્યું:

"મહારાજ! મ્હને આપની સહધર્મિણી-રાણી-જોઇએ છે."

આ વખતે વિરાટ સભામાં સ્તબ્ધતા-ગંભીરતા છવાઇ ગઇ. સર્વ સભાસદો આતુર નેત્રે ચાતકની પેઠે-રાજા પ્રતાપના મુખ સ્હામે જોવા લાગ્યા. સર્વ બ્રાહ્મણનો પ્રમાદ ગણવા લાગ્યા. મ્લાન મુખે ભય ચકિત દ્રષ્ટિ વડે, એક બીજાના મુખ તરફ જોઇ બ્રાહ્મણને તિરસ્કાર આપવા લાગ્યાં. કોઇ કોઇ "હરિ. હરિ." બોલવા લાગ્યા. કોઇ તો મહારાણીને માતા સમાન ગણી બ્રાહ્મણને મારવા પણ તૈયાર થઇ ગયા!

રાણીની પ્રાર્થના કરનાર બ્રાહ્મણ આતુર નેત્રે રત્નજડિત સિંહાસન સ્હામે જોઇ રહ્યો છે. બ્રાહ્મણનો પ્રશ્ન સાંભળી પ્રતાપે રાણીના સ્હામે જોયું, પછી એક ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું:

"પ્રિયે! આજે પરીક્ષાનો દિવસ છે. મા યશોહરેશ્વરી આજે મ્હારી પરીક્ષા કરી રહ્યાં છે! સાધ્વિ! સતીત્વનું મહાત્મ્ય બતાવો. સ્વામીને સત્યપાશમાંથી મુક્ત કરો."

રાણીએ કાંઇ પણ ઉત્તર દીધો નહિ. તે તો માત્ર સ્વામીના સ્હામે જોઇ રહ્યાં હતાં. પ્રતાપે સહધર્મિણીના મનનો વિચાર જાણી લીધો. તેમણે પ્રેમ ભરિત ગદ્દગદ્દ કણ્ઠે કહ્યું:

"પ્રિયે! શું બ્રાહ્મણની પ્રાર્થના અસમ્ભવિત માનો છો? શું તમને તમારો નારી-ધર્મ ભ્રષ્ટ થવાની શંકા થાય છે? બ્રાહ્મણની પ્રાર્થના સાંભળી શું એકાએક મ્હારામાં ગુસ્સો ભરાયલો તમે જુવો છો? (સ્મિત હાસ્ય કરીને) ના, પ્રિયે! હું ગુસ્સે ભરાયો નથી તેમજ ભાન પણ ભૂલ્યો નથી, હું સજ્ઞાન છું, મ્હારૂં ચિત્ત સ્થિર છે, હું ગુસ્સે ભરાઇને તમને આજ્ઞા કરતો નથી, પણ સત્યનું પાલન કરવા માટેજ કહું છું. તમારે પતિની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. જગતમાં સતીત્વની હદ બતાવી દો. જુવો, રાજનીતિ-ક્ષેત્રમાં વિચરણ કરતી વખતે, દુષ્ટ જનોનું દમન અને શિષ્ટ જનોનું પાલન કરવાનો સંકલ્પ હોવા છતાં દેશના રક્ષણને માટે સર્વ સમયે સત્યવ્રતનું પાલન કરવા હું સર્વાંશે તે પાલન કરી શક્યો નથી, તેમ છતાં આ સ્થળે-મૂર્તિમંત ધર્મ ક્ષેત્રમાં-આ પુણ્યમય મુહૂર્તે વખતે, સત્યનું પાલન કરવા હું ધર્મથી બંધાયો છું, કારણ કે હમણાં હું રાજા છું. ઇશ્વરે આ સમયે મ્હને સર્વના પ્રભુપદ ઉપર સ્થાપ્યો છે."

પ્રતાપાદિત્યનો એવો ઉદાર ધર્મ-મત અને કર્તવ્ય બુદ્ધિ જોઇને અને તેમના ચિત્તની દ્રઢ ઉચ્ચ સ્થિતિ જોઇને સભામાં બેઠેલા સર્વ સભાસદો વિસ્મય પામ્યા. સર્વનાં શરીર કમ્પાયમાન થયાં. સર્વેએ મનમાં ને મનમાં તેમને ધન્યવાદ આપ્યો. સર્વેએ તેમને મનમાં ને મનમાં પ્રીતિ રૂપી પુષ્પથી વધાવી લીધા.

સતીની સાક્ષાત્ મૂર્તિ, પતિવ્રતા રાણી પદ્મિનીનાં નેત્રમાં હર્ષનાં અશ્રુ આવ્યાં. તેણે રડતે મુખે કહ્યું: "પ્રભો! આજે દાસીને કેવા પ્રકારની શિક્ષા આપો છો? એવી શિક્ષા તો મ્હને મ્હારા જીવનમાં આપે કદી પણ આપી નથી!"

પ્રતાપઃ "તે હું જાણું છું પણ પ્રિયે! જીવન-મધ્યાહ્ને સમયે

એ શિક્ષા તમારે માટે તદ્દન નવીન છે તે પણ હું જાણું છું એજ સર્વે શિક્ષાનો સાર છે. મ્હારે ધર્મ–રક્ષણ કરવું અને તમારે તેમાં સહાયતા કરવી એજ શિક્ષા–કહો કે ઉપદેશ. જે સ્ત્રી વિપતિને સમયે પતિને સહાયતા કરે છે અને તે સમયે આઘું પાછું જોતી નથી તેમજ ધર્માધર્મનો વિચાર નહિ કરતાં પતિની આજ્ઞાનું પાલન કરે છે તેજ યથાર્થ સ્ત્રી–પત્ની કહેવાય છે. જો દેવી ! સત્ય સિવાય બીજો ધર્મજ નથી. સત્ય એજ સાચો માનવ–ધર્મ છે. પરમેશ્વર સુદ્ધાં સત્યનેજ ચહાય છે. તેમણે સત્યવ્રત પાળનાર નરનારીને સહાય કરી છે. સત્યને ખાતરજ રાજા હરિશ્ચન્દ્ર ઢેડને ઘેર વેચાયા હતા અને તેમની પત્નીએ પતિ–આજ્ઞા માની અન્યનું દાસત્વ સ્વીકાર્યું હતું. સત્યને ખાતરજ શ્રીરામચંદ્રજીએ પિતાજીનું વચન પાળી વનવાસ ભોગવ્યો હતો. સત્યને ખાતરજ પાંડવો રાજપાટથી વિમુખ થઇ ગુપ્ત વેશે જંગલે જંગલ ભટકતા હતા. સત્યને ખાતરજ મીરાંબાઇએ ઝેરના પ્યાલા સ્વીકાર્યા હતા અને સત્યવ્રતનું પાલન કરવા માટેજ ભક્તરાજ સગાળશાહે એકના એક પુત્રનું માથું ખાંડણીઆમાં મૂકી સાધુને ભીક્ષા આપી હતી ! સત્યનો મહિમા કાંઇ ઓછો નથી. સત્યવ્રતના પાલનને માટે અનેક મનુષ્યોએ પોતાના પ્રાણ વિસર્જન કર્યા છે. દેવી ! તેજ સત્યવ્રતનું પાલન કરવા માટેજ હું બંધાયલો છું. તમે તમારા પતિને સત્ય–પાશમાંથી મુક્ત કરી યથાર્થ–પત્નીની ફરજ બજાવો. તેમાંજ હું આનંદ માનીશ. તેમાંજ હું સંતોષ પામીશ. પતિને પરમેશ્વર માનનાર પત્નીએ પતિની આજ્ઞા તુર્તજ માનવી જોઇએ."

પદ્દમિની થોડીવાર ચુપ બેસી રહ્યાં પછી એક નિઃશ્વાસ નાંખી ગદ્દગદ્દ કણ્ડે બોલ્યાં: " પતિદેવ ! ક્ષમા કરો. દાસી આપનાં ઉપદેશનો મર્મ સમજી શકી નહોતી. આપ મ્હારા આરાધ્ય દેવતા છે.

આપ મ્હારા પ્રાણુના ઇશ્વર છો. આપના સિવાય આ દાસીનો બીજો કોઇ મહાગુરૂ નથી. આપ નરકમાં પડવાની આજ્ઞા ફરમાવો તો તેમ કરવા પણ હું તૈયાર છું. આપની આજ્ઞા પાલન કરવાં હું તૈયાર છું!"

સભામાં સર્વત્ર હરિધ્વનિ થઇ રહ્યો. સભાસદો તાળીઓનો ગડગડાટ કરવા લાગ્યા.

પ્રતાપાદિત્યે આનન્દ–પ્રફુલ્લ કણ્ઠે કહ્યુ:

" પતિવ્રતા સતિ! તમે મ્હારી આજ્ઞાનો સાર સમજી ગયાં છો. પતિ એજ પત્નિનો પરમેશ્વર છે. પતિએજ પત્નિનો દેવતા છે. પતિ સિવાય સતિની બીજી ગતિજ નથી. તમે તેજ પતિની આજ્ઞા પાલન કરીને પરલોકમાં અક્ષય પુણ્ય–સંચય કરશો, વળી એટલું પણ યાદ રાખશો કે, બ્રાહ્મણની મનોવાંચ્છના પૂર્ણ કરવામાં તમને પાપ કદી પણ સ્પર્શ કરશે નહિ. ઉલ્ટું અગ્નિમાં પડેલા સુવર્ણની પેઠે તમારો સતી–ધર્મ વિશેષ વિશુદ્ધ થશે. જોકે લોક–સમાજમાં એ એક પ્રકારનું કલંક કહેવાશે ખરૂં–પરંતુ જે મનુષ્ય–બુદ્ધિથી અગમ્ય છે, જે સર્વનો સાક્ષી છે, જે સર્વાન્તર્યામી છે, જે વિશ્વમાં સચરાચર વ્યાપક છે, જે જગદ્‌નો પિતા છે, તે લોકેશ્વરજ તમારા કાર્યનો ન્યાય કરશે." રાણી પદ્મિની કંઇ પણ બોલ્યા વગર પતિના મુખ સ્હામે જોઇ રહ્યા હતા. તેમણે પુનઃ નિશ્વાસ મૂકયો.

પ્રતાપે પુનઃ કહ્યું: " જુવો દેવી! મનથી અગોચર કોઇપણ વસ્તુ નથી. સાંભળો! જો તમે હૃદયમાં મ્હારૂંજ ધ્યાન ધરશો, મ્હારા રૂપ સમુદ્રમાં ડૂબી, મ્હારા પ્રેમમાંજ મસ્ત બની, દૈવેચ્છાએ અન્યની પાપ–દ્રષ્ટિનો ભોગ થશો તો પણ તમને પાપનો સ્પર્શ થશે નાહ. કારણ કે આપણો આ દેહ એ માત્ર માંસ–પિણ્ડ છે. મન શુદ્ધ–સ્વચ્છ–નિર્મળ–નિષ્પાપ રાખી, પ્રેમીજન પ્રત્યે જીવન–સર્વસ્વ અર્પણ કરી, દૈવાધિન

થઇ પરપુરૂષની ઇચ્છાનુસાર વર્તવાથી પણ સતીનું સતીત્વ નષ્ટ થતું નથી. કારણ કેઃ પતિની આજ્ઞાથી પત્નીએ વર્તવાનું છે. વળી પતિ સાથે હૃદયમાં-આત્મામાં-રમણ કરવું એનુંજ નામ ખરૂં રમણ છે, અને તેજ સતીનો નારી ધર્મ કહેવાય છે, નહિં તો ઈન્દ્રિયની તૃપ્તિને માટે જે રમણ-ભોગ-વિલાસ છે તે તો માત્ર પશુ-ધર્મ છે! આસુરી બળવાળા અને હીનબુદ્ધિવાળા મનુષ્યો પ્રસંગોપાત દેહ ઉપર આધિપત્ય કરી શકે ખરા પરંતુ તદ્દન નિશુદ્ધ આત્મા ઉપર તેમનું જરા પણ બળ ચાલે તેમ નથી. દેહ અને આત્મા એ બન્ને પૃથક છે. માટેજ કહું છું કેઃ સતિ! પુનઃ કહું છું કેઃ બ્રાહ્મણની પ્રાર્થના પૂર્ણ કરી પતિના ધર્મવ્રતમાં સહાય થાઓ. તમારા ધર્માધર્મનો ભાર મ્હારા ઉપર છે. તમે નિશ્ચિંત રહેશો."

આ શબ્દો શ્રવણ કરતાંની સાથેજ મહા મહિમામયી, રાજરાજેશ્વરી, સતી-લક્ષ્મી રાણી પદ્મિની કાંઇ પણ આનાકાની કર્યા વગર, મનમાં બિન્દુ માત્ર પણ શંકા રાખ્યા વગર પતિની આજ્ઞા-પાલન કરવા માટે ઉઠી ઉભાં થયાં. પણ ત્હણે શું થયું તે તો જુવો! તેજ ક્ષણે ધર્મના ભયથી કમ્પતો બ્રાહ્મણ "માતા! માતા! ક્ષમા! ક્ષમા!" કહેતો સિંહાસન સમક્ષ પછડાઇ પડ્યો!

સભામાં આ સમયે વિસ્મય, ભક્તિ, શંકા અને ઉદ્વેગ વ્યાપી ગયાં!

પ્રતાપાદિત્ય સિંહાસન ઉપરથી ઉઠી સ્વહસ્તે બ્રાહ્મણને પૃથિવી ઉપરથી ઉઠાડવા લાગ્યા. તેમણે ધીર-ગંભીર સ્વરે કહ્યુંઃ "બ્રાહ્મણ દેવ! મ્હારી આજ્ઞાનું પાલન કરનાર, સતી શિરોમણિ, યશોહરની રાજ-રાજેશ્વરી, રાણી પદ્મિની આપની પ્રાર્થના પૂર્ણ કરવા માટે આપના સમક્ષ ઉભાં છે. જુવો, મહારાજ! આપ એને ગ્રહણ કરો. મ્હને સત્યવ્રતથી મુક્ત કરો."

બ્રાહ્મણ અશ્રુપાત કરતો કરતો ઉછળતે હૃદયે બોલ્યોઃ "મહારાજ ! મ્હને ક્ષમા કરો. વિચાર્યા વગર, સમજ્યા વગરજ હું આપની માત્ર પરીક્ષા લેતો હતો. હું જાણુતો ન હતો કેઃ સમુદ્ર પણ વાડવાગ્નિ ધારણ કરી શકે છે ! હું જાણુતો નહતો કેઃ સમુદ્ર એ હૃદયપટ પાથરી આકાશનું વજ્ર ધારણ કરવા સમર્થ છે ! હું જાણુતો ન હતો કેઃ સદાશીવ હલાહલનું પાન કરવા છતાં અમર રહી શકે છે ! મહારાજાધિરાજ ! કરણ સમાન દાનેશ્વર ! મ્હને યથેષ્ટ શિક્ષા મળી ચૂકી છે ! આપેજ મ્હારામાં ચૈતન્ય લાવી મૂકયું છે. હવે સમજ્યો છું કેઃ મ્હેં શસલાએ સિંહના બળની પરીક્ષા કરવાની પ્રવૃત્તિ કરી છે ! મ્હેં તેનું ફળ મ્હારી મેળેજ ભોગવ્યું છે, મ્હારા મનમાં અત્યારે જે પશ્ચાતાગ્નિ પ્રજળે છે તેનાથી હું બહુ દુઃખી થાઉં છું."

ત્યાર પછી તે પશ્ચાતાપથી દગ્ધ થતા બ્રાહ્મણે રાણી પદ્મિનીના સ્હામે જોઇ કહ્યુંઃ "માતાજી ! સતી કુલ–લક્ષ્મિ ! તમે પણ મ્હારા જેવા અજ્ઞાન સન્તાનને ક્ષમા કરો. તમારા તેજોદ્દીપક મુખ–સ્હામે જોવાનું પણ મ્હને સાહસ થતું નથી. જનનિ ! આ પાપી–અધમ–સન્તાનને અભય દાન આપો ! સીતા સાવિત્રીની પેઠે તમારો યશ પૃથિવીમાં વ્યાપ્ત થાઓ. માતા ! બ્રાહ્મણનો આશીર્વાદ વ્યર્થ થશે નહિં !"

સભામાં સર્વ મનુષ્યો હરિધ્વનિ કરી ઉઠયાં. સર્વના મુખ ઉપર આનંદની છાયા વ્યાપી રહી.

બ્રાહ્મણે પ્રતાપના મુખ સ્હામે જોઇ કહ્યું: "મહારાજ ! હવે મ્હારી બીજી કાંઇ પ્રાર્થના નથી. હવે હું રજા માગું છું. આશીર્વાદ આપું છું કેઃ આપ અતુલ્ય સત્યનિષ્ઠાથી અને અવિચલિત ધર્મ–બળથી ચિરકાલપર્યંત રાજરાજેશ્વર થઇ સુખે–સ્વચ્છંદે પ્રજાનું પાલન કરતા રહો."

ત્યાર પછી સભામાં બેઠેલા સર્વ સભાસદો સ્હામે જોયા પછી ઉંચે દ્રષ્ટિ કરી બ્રાહ્મણે ઉચ્ચ સ્વરે કહ્યું:

**स्वर्गे ईन्द्र देवराज, वासुकी पाताले ।**
**प्रताप–आदित्य दाता अवनी मण्डले ॥**

બ્રાહ્મણ ક્ષણવાર પણ નહિં થોભતાં ઉતાવળે પગલે સભા મણ્ડપમાંથી બહાર ચાલ્યો ગયો. પ્રતાપે તેને ના કહેવા છતાં ઉન્મત્ત બ્રાહ્મણના કાનમાં તે શબ્દોએ પ્રવેશ કર્યો નહિં. તે ઉંચે શ્વાસે દોડતો ઘેર ચાલ્યો ગયો.

પ્રતાપે એક ઉંડો નિઃશ્વાસ નાંખી સભામાં બેઠેલા બ્રાહ્મણ–પણ્ડિતોને પ્રશ્ન પૂછ્યો કે:

"હવે મ્હારે શું કરવું? કયા માર્ગનું અવલંબન કરવાથી મ્હારા સત્યવ્રતનું પાલન થાય. જુવો! એક વખત દાન કરેલી વસ્તુ પુનઃ ગ્રહણ કરતાં મહા પાપ લાગે છે—શાસ્ત્રનો એજ ઉપદેશ છે. મ્હેં રાણીનું એક વખત દાન કર્યું છે. તે હું પુનઃ શી રીતે ગ્રહણ કરી શકું? હવે એના ઉપર મ્હારો શો અધિકાર છે? બ્રાહ્મણ પણ એમને "માતા" કહી ચાલ્યો ગયો છે. આ સમયે મ્હારે શું કરવું? આપ સર્વ શાસ્ત્રજ્ઞ–વિદ્વાન પણ્ડિત છો. આપ મ્હારા પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપો. એ સંબંધી શાસ્ત્રની આજ્ઞા ગમે તેટલી કઠોર હશે તો પણ હું આનંદ ભરિત ચિત્તે તેનું પાલન કરીશ."

અનેક દેશોમાંથી આમંત્રિત થયેલા, અનેક શાસ્ત્રમાં પારંગત એવા વિચક્ષણ બ્રાહ્મણો–પણ્ડિતો વચ્ચે તુમુલ–વિચાર વ્યવસ્થા શરૂ થઈ. કેટલાક પણ્ડિતે એવો અભિપ્રાય આપ્યો કેઃ એક વખત દાન થયેલી વસ્તુ પાછી લેવાયજ નહિ. બીજો પક્ષ એમ કહે છે કેઃ દાન થયેલી વસ્તુના જેટલીજ અમુક કોઇ વસ્તુ આપી દાન લેનારની ઇચ્છા

હોય તો પાછી લેઇ શકાય. બન્ને પક્ષ વચ્ચે શાસ્ત્રના આધારો સહિત યુદ્ધ ચાલ્યું. જેટલા પ્રકારના શાસ્ત્રીય મત હતા તેટલા બન્ને પક્ષે સ્હામ સ્હામે બતાવ્યા. તે ઉપર પુષ્કળ વિવેચનો થયાં. છેવટે વધુ મતે એવો નિર્ણય કરવામાં આવ્યો કેઃ રાણી પદ્મિનીના જેટલુંજ સોનું લઇ તેની એક નારી-મૂર્તિ બનાવી તેજ પ્રતિમા બ્રાહ્મણને દાન આપી દેવી. તેમ કર્યા પછી રાજા રાણીને પુનઃ ગ્રહણ કરી શકશે. તેમ કરવાથી શાસ્ત્ર કિંવા લોકાચારથી રાજાને કાંઇ પણ દોષ લાગશે નહિં.

પ્રતાપાદિત્યે તે પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ તેમણે પત્નીને કહ્યું કેઃ "દેવી ! જ્યાં સુધી બ્રાહ્મણને તમારા જેટલીજ સુવર્ણ-પ્રતિમાનું દાન કરી શકું નહિં ત્યાં સુધી—"

પદ્મિનીએ પતિનું અધુરૂં વાક્ય પૂર્ણ કરી કહ્યુંઃ " મહારાજ ! દાસી આપના મનોભાવ સમજી ગઈ છે. આપ સુવર્ણ-પ્રતિમાનું દાન કરશો ત્યાં સુધી હું દેવગૃહમાં દેવકાર્યમાં નિમગ્ન થઈ આપનાં દર્શન-સુખથી મુક્ત રહીશ. રાજ-અંતઃપુરમાં પ્રવેશ કરવાનો મ્હને અધિકાર રહેશે નહિં."

સભામાં જય જય ધ્વનિ થઇ રહ્યો.

બંગાધિપ મહારાજા પ્રતાપાદિત્યની આજ્ઞા તુર્તજ પાલન કરવામાં આવી. થોડા સમયમાંજ સુવર્ણ-પ્રતિમા તૈયાર થઈ. ત્યાર પછી શાસ્ત્રોક્ત વિધાન અનુસાર તે પ્રતિમા બ્રાહ્મણને દાન કરી સતી-પતિવ્રતા રાણી પદ્મિનીને પ્રેમ-પૂર્વક ગ્રહણ કરી. મહારાજ પ્રતાપાદિત્ય આનંદ પામ્યા.

રાજ્યાભિષેક થઈ રહ્યા પછી પ્રતાપાદિત્યે દેશ—દેશાન્તરથી આવેલા રાજા-રજવાડાઓ અને શ્રીમંત જમીનદાર વગેરે ગૃહસ્થો સાથે રાજ-નીતિ સંબંધી વાર્તાલાપ કર્યો. તેમાં તેમણે જાણી લીધું

કેઃ દેશમાં રાજાથી રંક પર્યંત સર્વજનો તેમના મહાન કાર્યમાં સહાય કરવા તત્પર છે. એ પ્રમાણે સાર્વજનિક સહાનુભૂતિ મળવાથી તેમને અતિશય સંતોષ થયો. તેજ દિવસથી તેમણે પ્રકટરૂપે બાદશાહ અકબરની અધીનતા-પરિછિન્ન કરી નાંખી. તેજ દિવસથી બંગદેશ સ્વતંત્ર થયો. તેજ દિવસથી મહારાજ પ્રતાપાદિત્યના નામના સિક્કા પડવા લાગ્યા.

બંગાલી પ્રજાજનો તે શુભ દિવસે જાગ્રત હોવા છતાં સુખ-સ્વપ્ન જોઇ કૃતાર્થ થયા !

બંગાલ દેશ સ્વતંત્ર થયો. તે સમાચાર જાણ્યા એટલે બાદશાહ અકબરના મનને ઘણું માઠું લાગ્યું. પ્રતાપાદિત્ય સંબંધી તેના અવળા વિચારો થયા. તેઓ નિશ્ચિંત બેઠા નહિં. પ્રતાપનો પરાજય કરવા તેમણે અનેક ઉપાયો શોધવા માંડયા.

# ત્રયોદશ પરિચ્છેદ.



## આત્મકથા.

પ્રતાપાદિત્યનો રાજ્યાભિષેક સમાપ્ત થયો. પ્રતાપ, શંકર, અને સૂર્યકાન્ત, એ ત્રણ અભિન્ન હૃદય બન્ધુએ પરસ્પર એક બીજાને આલિંગન દીધું. ત્રણે બંધુઓનું હૃદય, પ્રાણ અને ઇચ્છા એકજ પ્રકારનાં હતાં. એકજ મહાવ્રતની ત્રણે જણે દીક્ષિત લીધી હતી. અહા ! આજે કેવો શુભ દિવસ છે ! તે મહા-યજ્ઞ પરિપૂર્ણ કરવા માટે ત્રણે બંધુઓ એક હૃદય થઇને દ્વિગુણ ઉત્સાહથી નાના પ્રકારનાં અનુષ્ઠાનો કરવા લાગ્યા. ત્રણે બંધુઓની એકજ પ્રતિજ્ઞા હતી કેઃ જીવનની આહુતિ આપીને. પણ એ મહા યજ્ઞનું કામ પરિપૂર્ણ કરવું.

સન્ધ્યાનો સમય વીતી ગયો છે. વૈશાખી પૂર્ણિમાની રાત્રે નિર્મળ ચાંદની જગત્‌ના મસ્તક ઉપર છવાઈ રહી છે. સૂર્યકાન્ત અતિશય પ્રફુલ્લ હૃદયે પ્રકૃતિ દેવીની હાસ્યમયી મૂર્તિનું નિરીક્ષણ કરી રહ્યો છે. ચંદ્રનાં કિરણો હૃદય પર ધારણ કરી યમુનાનાં જળ નાચતાં કુદતાં વહન થઇ રહ્યાં છે. ચાંદનીની અમૃતમય વૃષ્ટિથી જગત્ રસાઇ રહ્યું છે. અહા ! કેવું સુમધુર દ્રષ્ય જણાય છે ! જગતનો કોલાહલ પાછળ રાખી, વિરામદાયિની યમુનાને કિનારે બેસી સૂર્યકાન્ત પ્રકૃતિનું અદ્ભૂત રૂપ–માધુર્ય નિહાળી આનંદ પામી રહ્યો છે. સમસ્ત દિવસનો થાક દૂર કરવા માટે તે પ્રસંગોપાત અત્રે આવે છે તેજ પ્રમાણે આજે પણ આવ્યો છે.

પ્રતાપાદિત્યનો રાજ્યાભિષેક, જનની જન્મભૂમિનો ઉદ્ધાર, મોગલોના અત્યાચારનું નિવારણ, વગેરે વિચારોથી એ વીરનું હૃદય પૂર્ણ થઇ રહ્યું છે, તેમાં પ્રકૃતિ દેવીના ઉજ્વળ રૂપ માધુર્યનું મિલન થયું.

સૂર્યકાન્ત એકલો યમુના કિનારે બેસી જ્યોત્સ્નામયી રજનીની મધુર શોભા જોઇ રહ્યો હતો. એટલામાં એકાએક તેની સ્હામે કોઇની છાયા જણાઇ. ઉંચું જોતાં જણાયું કે: પરમ લાવણ્યમયી એક યુવતી તેના સ્હામે જોતી ઉભી છે. તે કંઇક વિસ્મય પામ્યો. કોઇએ જાણે તેની સ્મૃત્તિનું આવરણ કાઢી નાંખ્યું. તેણે તેના સ્હામે બરાબર જોયું. તે ઓળખી શક્યો કે: તે તો છે કુલજાનિ !"

સૂર્યકાન્ત બહુ વિસ્મય પામ્યો, તેણે આગ્રહપૂર્વક પૂછ્યું: "શું તુંજ કુલજાન કે ?"

કુલજાનિનું મુખ પૂર્વના જેવુંજ મલિન હતું. આંખો બન્ને પૂર્વના જેવીજ કરૂણાપૂર્ણ હતી. કણ્ઠ સ્વર પૂર્વના જેવોજ વિષાદ–પૂર્ણ હતો. કુલજાનિએ મસ્તક નમાવી પૂર્વની પેઠેજ કહ્યું: "ઘણા દિવસ પછી હું આપનાં દર્શન કરવા પામી છું."

એ સાંભળી સૂર્યકાન્તના મનના વિચારો એકાએક બદલાઇ ગયા.

ચારે દિશામાં ચાંદનીનો પ્રકાશ. કિનારો શોભાવી રહેલી વન-રાજિ મૃદુ વાયુથી સહજ સહજ ડોલી રહી છે. યમુનાનાં કાળાં જળપર ન્હાનાં મ્હોટાં તરંગો જણાય છે. પૂર્ણ ચંદ્ર, સેંકડો રૂપ ધારણ કરી જળ ઉપર શોભી રહ્યા છે. સર્વ સુંદર છે! પ્રકૃતિ દેવીના સુંદર રાજ્ય-માં કુલજાનિ સુંદર મધુરી મોહિની મૂર્તિ—અપૂર્વ રૂપ ધારણ કરી સૂર્યકાન્તની સ્હામે ઉભી છે. સૂર્યકાન્ત થોડી વાર સુધી શાંત બેસી રહ્યા પછી બોલ્યો: "કુલજાનિ! આગ્રામાં તોરાબના ઘરમાં તમને જોયાં હતાં. તેને આજે કેટલા દિવસ થયા? ત્યાર પછી આજે અક-સ્માત ક્યાંથી? શું તમે તોરાબના ઘરનો ત્યાગ કર્યો છે?"

કુલજાનિએ કશો ઉત્તર દીધો નહિ. યમુનાના જળ ઉપર ક્ષુદ્ર તરંગો નાચી રહ્યાં હતાં. પ્રત્યેક તરંગ ઉપર ચાંદનીનાં કિરણો કેવી મધુર લીલા કરી રહ્યાં છે. તે કુલજાનિ જોતી હતી.

સૂર્યકાન્ત: "કુલજાનિ! તોરાબે મ્હને તેને ઘેર આવવાની ના કહ્યા પછી તે એકાએક કોણ જાણે ક્યાંએ ગુમ થઇ ગયો છે તેનો પત્તો મળતો નથી. એકાએક એ પ્રમાણે ઘર-છોડી જવાનું કારણ શું અને તે ક્યાં કેવી સ્થિતિમાં છે તે જાણવા માટે મ્હેં ઘણો યત્ન કર્યો પરંતુ કાંઇ જાણી શકાયું નહિ. તમે પણ કહ્યું હતું કે: કંઇક વિપતિ આવી પડશે. તે વખતે હું કશું સમજ્યો નહિ. હું કલ્પના કરતો કે: કદાચ તોરાબ તમારૂં ખુન કરી ક્યાંય ન્હાસી ગયો હશે. તમે મ્હારૂં શરણ લેવાની ઇચ્છા દર્શાવી હતી પરંતુ તમને શી વિપદ છે તે જા-ણવાનો મ્હને વખત મળ્યો નહોતો. અનેક દિવસ પર્યંત તમારી ચિન્તા કરી છે. તમે કહ્યું હતું કે: હિંદુ સાથે મોગલોનો સંબંધ કેવો?" એ હજી મ્હારા સ્મરણમાં છે. ત્યારે શું તમે હિંદુ છો? જો હિંદુ છો

તો મોગલના ઘરમાં શા માટે રહ્યાં હતાં? હું તમારૂં કલ્યાણ શી રીતે કરી શકું? તમે આગ્રાથી અહિ શી રીતે આવ્યાં? જો કાંઇ પણ ગુપ્ત ન રાખી શકો તો મ્હને સર્વ વૃતાન્ત કહી સંભળાવો. મ્હને આનંદ થશે."

સર્વે વૃતાન્ત કહેવા માટે કુલજાનિના પ્રાણમાં જરાયે શાન્તિ ન હતી! સર્વ વૃતાન્ત કહેવા માટે તો બિચારી દુઃખી યુવતી અનેક વિપદને તુચ્છ માની આગ્રા જેટલે દૂરથી આટલે સુધી આવી છે. કુલજાનિએ નિઃશ્વાસ નાંખી એક વખત આકાશ સ્હામે જોયું. ચાંદનીના પ્રકાશ વડે પ્રકાશી રહેલા તેના સૌંદર્યપૂર્ણ મુખ મણ્ડલ ઉપર એક અપૂર્વ શોભા જણાવા લાગી. તે જોઇ સૂર્યકાંત ક્ષણભર મુગ્ધ થઇ ગયો. એ સુંદરતા જોઇ સ્તબ્ધ થઇ ગયો. જાણે દુઃખી કુલજાનિ ઉભી ઉભી કોઇ દેવતાને પોતાની મનોવ્યથા નિવેદન કરી રહી છે!

ત્યાર પછી કોકિલના કોમળ-શબ્દ સ્વરની પેઠે કુલજાનિ મધુર કરૂણ સ્વરે બોલવા લાગી: "મ્હારા પિતા આગ્રામાં રહેતા હતા. એક દિવસ મ્હારી માતાએ સાંભળ્યું કેઃ મ્હારા પિતાને કોઇ દુષ્ટ મોગલે મારી નાંખ્યા છે. કોઇએ કહ્યું કે તે અસત્ય છે. પરંતુ મ્હારી માતા ચિન્તાતુર થઇ, એક દિવસ રાત્રે એક વિશ્વાસુ નોકર સાથે મ્હને લઇ આગ્રા ગઇ. આ યશોહરથીજ અમે જળ માર્ગે થઇને આગ્રે ગયાં હતાં. માર્ગમાં ચોરોનો ભય હતો. અમે ઘણી સાવચેતીથી જતાં હતાં પરંતુ ચોરોના હાથમાંથી બચી શકયાં નહિ. હું તે સમયે ફક્ત આઠ વર્ષની બાલિકા હતી. મ્હને બરાબર યાદ નથી કે ચોરોએ અમને કયે સ્થાને પકડયાં હતાં. ચોરોએ અમારો તમામ માલ લુંટી લીધો, અને અમને હોડીમાં લઇ જઇ કોઇ એક દેશમાં વેચી દીધાં!"

"પૈસા આપીને જેણે અમને વેચાતાં લીધાં હતાં તે અતિ નીચ,

મહા પાપિષ્ઠ અને મહા પિશાચ હતો ! તેના અત્યાચારથી મ્હારી માતા સર્વદા અશ્રુપાત કરતાં ! ત્યાર પછી કેટલેક દિવસે એક બુદ્ધિમાન, દયાળુ મોગલે અમારો ઉદ્ધાર કર્યો. તેજ તોરાબ અલિ."

"તે સમયે કોઇ જાણતું ન હતું કેઃ તોરાબના મનમાં શું છે. તેના મનમાં ગમે તે હોય પણ વિપદમાંથી અમારો ઉદ્ધાર થયો તેથી અમે તોરાબને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગ્યાં. તેને ઘેર અમારા કેટલાક દિવસ આનંદ–સુખમાં વિત્યા, પણ ત્યાર પછી મ્હેં સાંભળ્યું કેઃ તોરાબ તો મ્હને પરણવા ચ્હાય છે !"

કુલજાનિનાં નેત્રમાંથી આંસુ નિસરવા લાગ્યાં. સજળ નેત્રે આકાશ સ્હામે જોઇ તેણે કહ્યુંઃ "ઓ ઇશ્વર ! અમારા ભાગ્યમાં શું મૃત્યુ લખ્યું નથી ?"

સૂર્યકાન્તે દિલગીર થઇ કહ્યુંઃ "કુલજાનિ ! તમે તોરાબના ઘરમાં કેટલા દિવસ રહ્યાં હતાં ?"

કુલજાનિઃ "આઠ વર્ષથી કાંઇક વિશેષ હશે. સાંભળો. તોરાબઅલિ સર્વત્ર વિદ્વાન અને બુદ્ધિમાન કહેવાતો હતો. પરંતુ તેના જેવો પિશાચ–ચરિત્ર લોક ભાગ્યેજ દુનિયામાં હશે ! લોકો તેના મીઠા મીઠા શબ્દોમાં લોભાઇ જતા–મ્હોડેથી મીઠું મીઠું બોલી તે લોકોને આંજી નાંખતો ! પણ તેના હૃદયમાં જે કાતિલ છુરી હતી તે કોણ જાણે છે ? એના જેવો ગુપ્ત–મહા પાપી મ્હેં બીજો કોઇ જોયો નથી. મ્હારા વિવાહ સંબંધી તેણે ઘણીએ વાતો કરી હતી પરંતુ મ્હારાં માતુશ્રીએ તે માટે સાફ ના પાડી હતી. આગ્રે આવ્યા પછી પિતાના ખુનની વાત તેમણે સત્ય માની. પિતાના શોકથી માતાશ્રી શોકાતુર થઇ રહ્યાં હતાં તે ઉપરાંત મ્હારી ચિન્તા ! અનેક કારણોને લીધે તેઓ સત્વર પથારી વશ થઇ પડ્યાં ! ઓ મ્હારી માતા !"

"આ સમયે તોરાબ અલિને અત્યાચાર પ્રકટ થયો. અમે આ-ટલા દિવસ તો ઇશ્વરની કૃપાથી હિંદુ આચાર પાળતાં પરંતુ તોરાબે મ્હને મેળવવા માટે અમને તેનું અન્ન ખવડાવવાનો યત્ન કર્યો! અનાથ, અસહાય, પથારી વશ માતાના નેત્રમાં આંસુ આવ્યાં! તેમણે છેલ્લી પથારીએથી દુઃખપૂર્વક કહ્યું: હરિ! હરિ! આમારા જેવાં અના-થના ધર્મનું રક્ષણ કરો! ઓ ઇશ્વર! અમ દુઃખીઓનું કોઇ નથી કે?"

કુલજાનિનાં સુંદર નેત્રોમાંથી જળધારા છૂટી! પૂર્ણિમાની નિર્મળ રાત્રિ હતી. નિર્મળ સુનીલ આકાશમાં પૂર્ણ ચન્દ્ર વિરાજી રહ્યો હતો. નિર્મળ યમુના–જળના હૃદય પટ ઉપર ચન્દ્રકિરણથી ઉજ્જ્વળ થઇ રહેલી લહરી–માળા પથરાઇ રહી હતી. નિર્મળ યમુના કિનારે દૂર સુધી શુભ્ર જ્યોત્સના નિદ્રા લઇ રહી છે. નિર્મળ ચાંદની વડે સ્નાન કરી રહેલાં વૃક્ષ અને લત્તાઓ નિશ્ચલ ચિત્તે ઉભાં રહ્યાં છે! સર્વ સુંદર, સર્વ શોભામય જણાય છે. કુલજાનિના નેત્રની જળધારા પણ સુંદર જણાય છે!

વીર સૂર્યકાન્તના હૃદય–દુર્ગમાં કોઇનો એક ઉંડો ઉષ્ણ નિઃશ્વાસ પહોંચ્યો! તે દીર્ઘ શ્વાસે તેના હૃદયમાં ધીમે ધીમે કરૂણાનો ઝરો ફોડ્યો.

સૂર્યકાન્તઃ "આજે એકાએક તમારો સમસ્ત ઇતિહાસ સાંભળું છું. એ તોરાબ અલિ ઉપર મ્હને પ્રગાઢ શ્રદ્ધા અને વિશ્વાસ હતો. કેટલાક માસ પર્યંત મ્હેં તેની પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો. તેટલા સ-મયમાં આઠ દશ દિવસ સિવાય વિશેષ તમને જોયાં ન હતાં. તે સમયે જો તમારૂં ઓળખાણ થયું હોત તો કોઇ પણ પ્રયત્ને તમારૂં દુઃખ દૂર કરી શકત."

કુલજાનિઃ "મ્હારા દુઃખનો અંત નહિ પણ હજી તો આરંભજ થાય છે. દયા આવતી હોય તો હજી પણ આપ તેનો પ્રતિકાર કરો."

સૂર્યકાન્તઃ "હું આગ્રામાં પણ તમારા વિચાર કરતો હતો અને

આગ્રાથી આવ્યા પછી પણ તમારૂંજ સ્મરણ કર્યા કરૂં છું. આજે પણ સંધ્યા પહેલાં મોગલોના અત્યાચાર સંબંધી અનેક વિચારો કરતો હતો. બાદશાહ અકબરમાં અનેક સદ્‌ગુણ છે તે હું કબૂલ કરૂં છું પરંતુ તેમનામાં બે ચાર મ્હોટા દુર્ગુણો છે તે ઉપરાંત તેમના અમલદારો તો એટલા બધા નિષ્ઠુર અને અત્યાચારી છે કે તેનું સ્મરણ કરતાં હૃદય-કમ્પાયમાન થાય છે. તમારાં જેવાં અનેક દુઃખી જનોની વાતો અમે સાંભળી છે. મોગલોના ચરિત્ર-પ્રસંગમાં અનેક દિવસ પછી આજે તમારા સંબંધી પણ વિચાર થયો હતો; પરંતુ આજે તમને સહસા આ સ્થળે જોઇશ એવું સ્વપ્ને પણ મ્હેં ધાર્યું નહોતું."

કુલજાનિઃ "તેજ વાત કહું છું. તોરાબ અલિનો અત્યાચાર ધીમે ધીમે વધવા લાગ્યો. મ્હારી માતાએ કહ્યું કેઃ કુલ ! બેટા ! સત્વર મ્હારૂં મૃત્યુ થશે એવું હું ધારતી નથી. આ દુષ્ટ મોગલ સાથે વિવાદ કરવો એ પણ આપણે માટે ઇષ્ટ નથી. હવે આપણું કોણ છે ? બેટા ! ત્હારે માટેજ મ્હને ચિન્તા થાય છે. હું કાંઇ હલકા વંશમાં જન્મી નથી, મ્હેં એક દિવસને માટે પણ નીચ પ્રવૃતિ મનમાં ધારણ કરી નથી. આ જીવનમાં જેને હૃદયના દેવતારૂપે મેળવ્યા હતા તેઓ અતિ મહાત્મા અને ઉદારચિત હતા. કુલીન કાયસ્થ-સમાજમાં તેમનું સારૂં માન હતું, પરંતુ બેટા ! હાય ! અત્યારે તે સર્વે આકાશ કુસુમવતજ ! મોગલોના અત્યાચારથી અમારૂં સર્વ નાશ થયું. અમે ઘરબાર છોડી યશોહર આવી રહેવા લાગ્યાં. અમારૂં ઓળખાણ ગુપ્ત રાખી અમે અતિ કષ્ટે શરીર-કલેશ સહન કરીને દિવસો વિતાડવા લાગ્યાં. હજી મનમાં વંશ-ગૌરવ-અભીમાન ચિર જાગ્રત છે, નહિ તો ત્હને તોરાબઅલિને સોંપી દેત. બેટા ! કેટલાએક કુલકલંક, અર્થ-લોભી, પાપી હિંદુઓએ અકબરશાહની પ્રપંચ-જાળમાં સપડાઇ પોતાની કન્યા અને ભગિનીઓનું મોગલોના હાથમાં દાન કરી દીધું છે ! અકબરશાહને

બધા ધર્મની મૂર્તિ કહે છે પણ તેણે તો સ્ત્રીઓનું–સુંદરતાનું બજાર ભરી સ્ત્રીનો વેશ ધારણ કરી સતિ કુલગૌરવ, હિંદુધર્મ પ્રાણ રાજપુત રમણીઓનાં સતીત્વ નષ્ટ કરવાનો યત્ન કર્યો છે! એવા કામી–બાદશાહને–એવા રૂપના તરસ્યા મોગલ શહેનશાહને ધર્મ પ્રાણ કોણ કહે? એમને પ્રાતઃસ્મરણીય કોણ કહે? આપણો પ્રાણ જાય તો પણ ધર્મ ન જવો જોઇએ એજ વિશુદ્ધ હિંદુની પ્રતિજ્ઞા હોવી જોઇએ. દ્રવ્યના કે માનના લોભને લાત મારી ધર્મ સાચવવો એજ સાચા હિંદુનું કર્તવ્ય છે. તેને બદલે પોતાની કન્યા–ભગિની મોગલોને પરણાવવી એના જેવા નીચ રાજપૂતો કયા હશે? બેટા! મ્હારા હૃદયમાં શુદ્ધ હિંદુ લોહી વહી રહ્યું છે. ત્હારા પિતાના મૃત્યુથી તે લોહી બમણા વેગથી ઉછળી રહ્યું છે! મોગલોના હાથમાં કન્યા સમર્પણ કરવાનું સાંભળી મ્હારા હૃદયમાં ઇર્ષાગ્નિ પ્રજ્વળી રહ્યો છે. ત્હારા પિતાના મૃત્યુથી તે બમણો પ્રજળતો હતો તે પાપિષ્ઠ મોગલ તોરાબના અત્યાચારથી અત્યારે સો ગણો ભડ્ ભડ્ કરી ઉઠયો છે! મ્હારા બેટા! આત્મઘાત કરીને દુઃખ દૂર કરજે પરંતુ હિંદુનું પવિત્ર નામ, અને વંશનું ગૌરવ ડુબાવી મોગલોની દાસી થઇશ નહિ! પવિત્ર આર્ય કન્યાનું એજ ભૂષણ છે. આપણી કન્યાઓ પરપુરૂષનું મ્હોં જોવામાં પણ પાપ સમજે છે તેમાં આ તો વળી પરધર્મી! ગૌ માંસ ભક્ષક! હિંદુ ધર્મ દ્વેષી! એવા મોગલોના ઘરમાં હિંદુ કન્યા જાય એના જેવો બીજો અધર્મ કયો!” અરેરે! કોણ જાણતું હતું કેઃ મ્હારી માતા મ્હને એ છેલ્લો ઉપદેશ આપે છે? બીજે દિવસે જોયું કેઃ મ્હારી માતાએ ગળે ફાંસો ખાઇ આત્મઘાત કર્યો છે! હાય મા! દુઃખી કન્યાને કોની પાસે રાખી ગઇ?”

આ સમયે આકાશમાં એક કાળા વાદળાંએ પૂર્ણ ચંદ્રને ઢાંકી દીધો. સર્વત્ર અંધકાર વ્યાપી ગયો.



# ચતુર્દશ પરિચ્છેદ.

## સ્વદેશ ભક્ત ફુલજાનિ.

સૂર્યકાન્તનાં ઉજ્વળ નેત્રોમાં શું જળ-બિંદુ આવ્યાં? સૌભાગ્ય-સૂચક ઉન્નત કપાળ ઉપર શું કરચલીઓ પડી? ના-ના. જુવો તો ખરા, વાદળાથી મુક્ત થયેલો પૂર્ણચન્દ્ર પુનઃ તેવાંજ સુધા-કિરણ વર્ષાવી રહ્યો છે. ચંદ્રના પ્રકાશ વડે જુવો તો ખરા, સૂર્યકાંત તેવોજ સ્થિર, તેવોજ અવિચલિત બેઠો છે. તેમ છતાં તેના હૃદયમાં શું થાય છે તે જોઈ શકો છો કે?

તેના હૃદયમાં શું થાય છે? એક દિશામાંથી કરૂણાનું ઝરણ ફુટી હૃદયને દ્રવીભૂત કરતું હતું, બીજી દિશામાંથી ક્રોધાગ્નિ, ભીષણ જિહ્વા ધીમે ધીમે ફેલાવતી હતી. અંતે કરૂણાનોજ જય થયો. તો પણ અગ્નિ ઓલવાયો નહિ.

સૂર્યકાન્તે પૂછ્યું: "ત્યાર પછી શું થયું? તમારા નેત્રના એક બિન્દુ અશ્રુપાતથી યમુનાનું હૃદય ઉભરાઇ આવશે. અરે! યશોહર તણાઇ જશે! ઓહો! ત્યાર પછી શું થયું? કહો જોઉં, તોરાબઅલિજ નર શોણિત-લોલુપ, પિશાચ-પ્રકૃતિ મોગલ હતો? શું તમેજ મોગલ-અત્યાચારથી પીડાયલી દુઃખી બંગ ભૂમિ છો?"

ફુલજાનિએ નેત્ર લુછી કહ્યું: "વીર સજ્જન! સાંભળ્યું છે કે: એ દુરાચારી મોગલો એવાં એવાં ભયંકર કામો કરે છે તેથી તે મનુષ્યનાં કાર્ય ગણી શકાય નહિ! મ્હેં અન્ય અનેક જનોનાં દુઃખની

વાર્તા સાંભળી છે તેના પ્રમાણમાં મ્હારૂં આ દુઃખ તો સામાન્ય છે. માતાના મૃત્યુ પછી હું સંપૂર્ણ અસહાય થઇ પડી. કેટલાક દિવસ મ્હારા ઉપર અત્યાચાર કર્યા પછી તોરાબઅલિ કંઇક નરમ થયો. તેણે જોયું કે; હિંદુ કન્યાઓ મૃત્યુને ઘણુંજ તુચ્છ સમજે છે. જે સમયે ઇચ્છા થાય છે તે સમયે તે મરણ પામી શકે છે તેથી તે મ્હને કાંઇ વિશેષ કહેતો નહિ. તેમ છતાં મ્હારા મનમાં જરાયે શાંતિ–સુખ નહોતું. હું કેટલું કષ્ટ સહન કરતી હતી તે તો માત્ર એક ભગવાનજ જાણે છે!

" બંગાલામાં યશોહર નગર ક્યાં છે, કેટલે દૂર છે, તે કોણ જાણતું હતું? તેજ મ્હારૂં જન્મસ્થાન હશે કે? હું તે બધું જાણતી નથી પણ માતા કહેતાં કેઃ તે સ્થળેજ મ્હારો જન્મ થયો હતો. ત્યારે તો આજ મ્હારી પ્રિય જન્મભૂમિ! પિંજરામાં પૂરાયલી સારિકા નીલ આકાશ સ્હામે જોઇ જેમ તે પોતાના પ્રિય વન–સ્થળનો વિચાર કરતાં કરતાં ભાન ભૂલી થઇ જાય તેમ કેટલીએ વાર હું પણ તેવી કલ્પનાની દ્રષ્ટિએ આ દેશ જોઇ શકી હતી! તે વખતે મનમાં થતું કેઃ શું આ સ્થળે પણ મોગલોના એવાજ અત્યાચારો થતા હશે? થતા હોય તો ભલે થાય, પણ એક વખત તો તે જન્મભૂમિને જોઇ જીવન સાર્થક કરીશ!"

" તોરાબઅલિ મ્હને વિદ્યા શિક્ષા આપતો, તેની માતાને હરકત નહોતી. થોડા દિવસમાંજ હું કંઇક લખતાં વાંચતાં શીખી હતી. બંગાલાની અવસ્થા, બંગાલામાં મોગલોનું આધિપત્ય, બંગાલાની અનેક કથાઓ તોરાબ મ્હને સમજાવતો કે એ બંગાલા અતિશય ગંદુ સ્થાન છે. તેનાં હવા પાણી ઘણાંજ નઠારાં છે, તેથીજ બંગાલીઓ અતિ દુર્બળ, બ્હીકણ સ્વભાવના અને મિથ્યાવાદી છે. બંગાલી રમણીઓના હૃદયમાં જેવું સાહસ અને મનમાં તેજ છે તેવું બંગાલી

પુરૂષોમાં જરાયે નથી. " એ સિવાય બીજું કેટલુંએ કહેતો. મ્હારી માતા કહેતાં કેઃ " તોરાબનું કથન સત્ય નથી. મોગલો હમણાં રાજા છે તેથી તેમની ઇચ્છાનુંસાર બંગાળીઓને ગમે તેમ કહેશે. બંગાલીઓમાં વીરપુરૂષો નથી એમ નહિં. બંગાલીઓમાં ઐકયતાનો અભાવ હોવાથીજ તેઓનું સર્વ નાશ થઇ રહ્યું છે. " એ સમયે મ્હારા મનમાં થતું કેઃ શું એવો વીર કોઇ પણ નહિં હશે કે જે બંગાલને ઐકયતાના બંધનમાં એક કરી બંગાલીઓનું ચિર–કલંક દૂર કરવા સમર્થ થાય ?"

" મ્હોટા સૌભાગ્યની વાત છે કે મહારાજ પ્રતાપાદિત્યે આજે બંગાલીઓનું તે મહા કલંક દૂર કર્યું છે."

સૂર્યકાન્તના ચક્ષુમાંથી અગ્નિકણુ નીકળતી હોય તેમ જણાયું. આ બાલિકા કોણુ ? શું એ બાલિકા છે કે કોઇ વીર રમણી ? તે આવી મધુર ઉત્તેજક વાણીથી મ્હને કેવી ઉત્તેજિત કરી રહી છે !

કરૂણાનો ઝરો તો ફુટીજ રહ્યો હતો. હમણાં તે કરૂણા ઉપર કંઇક અન્ય વસ્તુ જણાય છે. શું તે પ્રેમ હશે ? ના, ના, તે નથી. તે તો વિરત્વની સાથે ઉત્સાહ અને ઉત્તેજનાનું મિલન–સૂચન !"

સૂર્યકાન્તઃ "તમે કોણ છો તે હજી હું સમજી શકયો નથી. તમે ગમે તે હો પણ બંગાલીઓના આજે શુભ દિવસે તમારૂં આવવું થયું છે તે બંગાલીઓને માટે અવશ્ય મંગલમય થશે, દેવિ ! તમે બાલિકા નથી, હું તમને ઓળખતો નથી, તમે ગમે તે હો, હું તો તમને દેવી રૂપેજ ગણીશ. "

કુલજાનિએ ઉત્તર દીધોઃ " તોરાબના અત્યાચારની એટલેથીજ હદ આવતી નથી. મ્હારે કેટલા પ્રકારનું અપમાન અને કેટલા પ્રકારનો ત્રાસ સહન કરવો પડયો છે, તે એક માત્ર ભગવાનજ જાણે છે.

વિશેષ તો તમે જે દિવસથી તોરાબના શિષ્ય થયા તે દિવસથી તોરાબ મ્હારા ઉપર અધિક અત્યાચાર કરતો હતો. પાપીએ મ્હારૂં "કુલ કુમારી" નામ ફેરવી "કુલજાનિ" પાડયું અને સર્વત્ર તેજ નામનો પરિચય આપ્યો. વળી તેણે મ્હારો હિંદુ પહેરવેશ કઢાવી નાંખી મોગલનો વેશ પહેરાવ્યો."

સૂર્યકાન્તઃ "એક વાત પૂછું છું. આગ્રામાં તોરાબના ઘરમાં પણ તમે મ્હને તોરાબના એ અત્યાચારની વાત સંક્ષેપમાં કહી હતી હમણાં પણ કહો છો. પરંતુ એનું મૂળ કારણ શું તે મ્હને કહેશો? શું ત્હમે સત્ય—"

કુલજાનિએ મ્હોં નીચું કરી દીધું. તેનું માથું ફરવા લાગ્યું. શરીર અવશ થયું. પગ થરથરવા લાગ્યા. જાણે સમગ્ર પૃથિવી તેની સાથેજ ફરતી ન હોય! તે કાંઇ પણ બોલી શકી નહિ.

સૂર્યકાન્તઃ "જો કહેવામાં કાંઇ અડચણ હોય તો ભલે ન કહેશો. સાંભળવાની મ્હને ઇચ્છા નથી. પરંતુ હું તોરાબનો શિષ્ય થયો ત્યારથી તેણે તમારા ઉપર વિશેષ અત્યાચાર કર્યો તેનું કારણ શું? એનું મૂળ કારણ જાણવાની ઇચ્છા હોવા છતાં તે વાત પણ હું છોડી દઉં છું."

આ વખત કુલજાનિનું મુખ ઉઘડયું. અંતઃકરણમાં ઇષ્ટ દેવતાનું સ્મરણ કરી તે મનમાં ને મનમાંજ બોલીઃ

"જે વાત કહેવાને માટે મ્હારા પ્રાણ અસ્થિર થઇ રહ્યા છે, અને છાતી ફાટી જવા બેઠી છે તે શું એમના સમજવામાં નહિ આવતું હોય? હું શા માટે નહિં કહું? જીવનની સર્વ આશાઓ, ભરોંસો, સર્વ વાસના અને આનંદ તો ચાલ્યો ગયો છે, તેમ છતાં રમણી—જન્મની સર્વ આશાનો સાર એક પવિત્ર વાસના-જ્યોતિ તે

રાત દિવસ મ્હારા હૃદયમાં જાગ્રત થઇ રહી છે. શું તે જ્યોતિ–શિખા એની મેળેજ ભસ્મિભૂત થઇ જશે ? " તમેજ મ્હારા પ્રાણુ–દેવતા છો. " એવું હું આજે એમને મુક્ત કણ્ઠે નિવેદન કરી દઇશ. નારી–જન્મનું આજ સાર્થક્ય કરીશ. ઘણા દિવસથી રોકી રાખેલા શબ્દો આજે કહી દઇશ. હે દેવતા ! તમે આ અબલા–રમણીને બળ આપો ! શું તેઓ વિરક્ત થશે ? મ્હારો તિરસ્કાર કરી શું તેઓ મ્હોં ફેરવશે ? કોણુ જાણે ? જેણે વીર–વ્રત માટે જીવન–ઉત્સર્ગ કર્યું છે તેને શું પ્રેમ કરવાનો સમય છે ? શું તે એક નારીના પ્રેમમાં પડી મોજ–શૉખ–ભોગ વિલાસમાં જીવન વ્યતીત કરશે ? જીવનની સર્વે આશાઓ ઉડી ગઇ છે ! જીવનની માયા–મમતા પણુ વિશેષ રાખતી નથી. કેવળ એજ એક આશાની દોરીવડે પ્રાણુને બાંધી રાખ્યા છે. કદાચ એ આશા પણુ નિર્મૂળ થશે, તેની સાથે સાથેજ આ જીવન–દીપક પણુ હમેશને માટે ઓલવાઇ જશે. તે પણુ ભલે થાય છતાં એક વખત કહીશ. કહીશ કે: " હે ચિર–વાંચ્છિત ! હે પ્રિય ! હૃદયના મધ્ય ભાગમાં સિંહાસન ગોઠવી તેના ઉપર આપની આ વીર–મૂર્તિની પ્રતિષ્ઠા કરી આપને દેવતા જાણી આપના ચરણુમાં પ્રેમાંજલિ આપી હું કૃતાર્થ થઈ છું ! "

આનન્દ, ભય, વિસ્મય, લજ્જા–એ સર્વ એક પછી એક, નાના પ્રકારની છાયા ધારણુ કરી કુલજાનિના મુખ ઉપર રમવા લાગ્યાં. નિર્મળ ચાંદનીના પ્રકાશમાં તે રૂપસુંદરીના મ્લાનમુખ ઉપર એ પ્રકારની અપૂર્વ ભાવ રમતા જોઇ સૂર્યકાન્ત વિસ્મય પામતો હતો. ચાંદનીવડે અપૂર્વ સુંદરતા ધારણુ કરી રમી રહેલાં યમુનાનાં જળ–તરંગ સ્હામે જુવો. ત્યાં પણુ એવાજ પ્રકારનું દ્રષ્ય જણાય છે ! બન્નેનાં હૃદય–તંત્ર જાણે એકજ સ્વરવડે બંધાયાં ન હોય . આ. જૂવો,

ચન્દ્રમા યમુનાના હૃદય-પટ ઉપર નાચી રહ્યો છે, વળી જુવો તો ખરા, ન્હાનાં વાદળોએ આવી ચન્દ્રને ઢાંકી દીધો. તે સાથેજ ઉજ્વળ યમુના જળ ઉપર પણ એક કાળી છાયા પથરાઇ ગઇ ! વળી જૂવો, નિર્મળ-સલિલા યમુનાની શાન્ત, સ્થિર લહરીઓ નિદ્રા લેવા માટે જાણે સરી પડી છે. જૂવો, થોડો વાયુ વાતાંજ જળ ઉપર મ્હોટાં મ્હોટાં તરંગો હવે વળી પાછાં દોડતાં જણાય છે ! તરંગમાં નીલ આકાશ, ચન્દ્ર, તારા, વનસ્થળી વગેરે સર્વની છાયા, યમુનાના હૃદય ઉપર સેંકડો કટકા થઇ ચૂર્ણવિચૂર્ણ થવા લાગી છે. કુલજાનિના હૃદયમાં પણ એવે પ્રકારેજ વિચારમાળાના મણકા મૂકાઇ રહ્યા છે. તેના નિર્મળ મુખમણ્ડલ ઉપર એવાં લક્ષણ સ્પષ્ટરૂપે જણાઇ આવે છે. સૂર્યકાંત વિસ્મય પામી તેજ સર્વ જોયા કરતો હતો.

કુલજાનિએ કહ્યું: “ સર્વ વાત કહેવા માટેજ હું આપની પાસે આવી છું. આજે આપની પાસે હૃદય ખાલી કરવાજ આવી છું. આજે આપને તમામ કહી દઇશ. આ પ્રશાન્ત યમુના, આ મધુર ચાંદની રાત, આ હાસ્યમયિ પ્રકૃતિ-દેવ ! મ્હારા હૃદયની વ્યથા આજે સેંકડો મસ્તક કરી વધી પડી છે ! ઉપર આ ઉદાર અનંત આકાશ, નીચે અનન્ત વિસ્તૃત નદી પ્રવાહ, પ્રકૃતિ દેવીના મુક્ત આંગણામાં ઉભી રહીને ખુલ્લા મન-પ્રાણથી સર્વ કહી દઇ મ્હારો અસહ્ય જીવન-ભાર ઓછો કરી દઇશ. આપ મ્હને ક્ષમા કરશો.”

કુલજાનિએ પોતાનાં બન્ને સજલ નયન-કમળ એક વખત આકાશ તરફ ઉંચે લઇ ગયા પછી તુરતજ તે ધીમે ધીમે સૂર્યકાન્તના મુખ ઉપર સ્થાપ્યાં. સૂર્યકાન્તે તે દુઃખ પૂર્ણ, મમતામય ચક્ષુ-તે નિ-કલંક મુખ-ચન્દ્રમા, તે વિષાદમાં પણ શોભામય જણાતી મૂર્તિ, હૃદયના ઉંડા ભાગમાંથી એકી નજરે જોવા માંડી. કુલજાનિ ઉંડો નિઃશ્વાસ

મૂકી બોલી: “ દેવ ! પ્રાણુ જતાં પણુ સ્ત્રીઓ જે વાત મ્હોં ઉઘાડી બોલી શકતી નથી, તે આજે હું લજ્જાના માથા પર લાત મારી આપને કહેવા તૈયાર થઇ છું. તોરાબની ઇચ્છા અનેક દિવસથી જાણી ચુકી હતી. સર્પ પાસેથી મનુષ્યો જેમ દૂર રહે છે તેમ, તોરાબની નજીક રહેવા છતાં પણુ હું તેનાથી દૂર રહેતી હતી. મ્હારા મનમાં અનેક સમય એવું થતું હતું કે: આ જીવનનું હવે શું કામ છે? આવું નિષ્ફળ-જીવન લઇને શું કરીશ ? હિંદુની કન્યા થઇને મોગલની બાંદી બનવા કોઈ પણુ રીતે ઇચ્છાજ નથી ત્યારે શા માટે મરવું નહિ ? નિષ્ફળ-જીવન કરતાં મરવું એજ વધારે સારૂં છે. મનમાં આવા વિચાર થતા હતા તે વખતે મ્હારા હૃદય-દેવતાએ મ્હને દર્શન આપ્યાં. તેની વીરત્વ-મંડિત અપૂર્વ રૂપ-શ્રી, તેનું જ્ઞાન-ગર્વિત ઉન્નત લલાટ, તેનાં વિશાળ નયન-યુગલ, આ દુ:ખી-અભાગિણીના હૃદયમાં કોણુ જાણે કયાએ પ્રકારનો એક તરંગ વહેવડાવ્યો ! હું મરી શકી નહિ. એ સમયે જીવવાની ઇચ્છા થઇ. જીવનને નિષ્ફળ માની શકી નહિ. અયાચિત સુખની સાથે જે દુ:ખ આવ્યું તે યથેષ્ઠ હોવા છતાં તેના તરફ મ્હેં જરાયે દ્રષ્ટિપાત કર્યો નહિ ! કોણુ જાણતું હતું અને કોણુ જાણી પણુ શકે કે: મોગલોના ઘરમાં નિવાસ કરીને મોગલોના સર્વ અત્યાચારો સહન કરવા છતાં એક અસહાય અબલા, નિર્વિકારી ચિત્તે, પોતાના હૃદયના ઉંડા પ્રદેશમાં એક હિંદુ વીરની પૂજા કરે છે ? આપ વીર છો, આપ જાણો છો અને આપને શા માટે કહેવું જોઇએ કે એક હિંદુ રમણીએ ચિર વીરપૂજન કરી છે? હું તેજ વીરપૂજા કરી ધન્ય થઇ છું ! હું તેથીજ મ્હને ભાગ્યશાળી સમજું છું ! ”

સૂર્યકાન્ત સમસ્ત સમજી ગયો. તેણે કુલજાનિના તરફ એક તીવ્ર નેત્ર કટાક્ષ ફેંક્યો. તેણે જોયું કે: જેટલે દૂર દ્રષ્ટિ પહોંચી તેટલે દૂર

નિરીક્ષણ કર્યું કે: સરલ–મનની કુલજાનિ પોતાના મનનાં દ્વાર ખોલીને આજે અકપટ હૃદયે–નિર્વિકારી ચિત્તે–સર્વ વાત કહી દે છે !"

સૂર્યકાન્ત સ્તબ્ધ થઇ ગયો. તેના હૃદયમાં એક પણ તરંગ ઉઠયો નહિ. અમે પૂર્વેજ કહ્યું છે કે: "તેના અજેય હૃદય–દુર્ગમાં મદનનાં ફુલ–શર સહસા કાંઇપણ કરી શકે એમ નથી. અવિચલિત ભાવે સૂર્યકાંતે તેને પૂછ્યું: "ત્યાર પછી શું થયું ? તોરાબ તમને લઇને ક્યાં ગયો ? અને તમે શી રીતે અહિં આવ્યાં ?"

કુલજાનિ: "તે દિવસે આપને વિદાય કર્યા પછી તોરાબે મ્હારો યથેષ્ટ તિરસ્કાર અને અપમાન કર્યું હતું. ત્યાર પછી તેજ રાત્રે મ્હને સાથે લઇ તેણે આગ્રા ત્યાગ કર્યું. હું ઘણુંયે રડી, કકળી પણ કશાથી તેનું મન પિગળ્યું નહિ. તે મ્હને દિલ્લી લઇ ગયો. દિલ્લીમાં અનેક દિવસ રહ્યાં. ત્યાર પછી જ્યારે તોરાબે સાંભળ્યું કે: તમે બધા આગ્રા છોડી સ્વદેશ જાઓ છો ત્યારે પુનઃ મ્હને લઇ તે આગ્રે ગયો. લોકો પૂછતા ત્યારે તોરાબ ઉત્તર દેતો કે: "દેશ પર્યટન કરવા બહાર ગામ ગયો હતો." તે સમયથી હિંદુઓ પ્રત્યે તોરાબનો દ્વેષાગ્નિ વિશેષ વધ્યો. ઉઠતાં, બેસતાં, સર્વદા તે મ્હારા સમ્મુખ હિંદુઓની નિન્દા અને હિંદુઓને તિરસ્કાર આપતો ! હિંદુની નિન્દા અને તિરકાર સાંભળી મ્હારા હૃદયમાં કેવો દારૂણ આઘાત થતો તે હું સમજાવવા શક્તિમાન નથી, પરંતુ હું શું કરી શકું ? હું તે સર્વ ગુપચુપ સાંભળ્યા કરતી. ગુપચુપ સર્વ સહન કરતી. હું ગુપચુપ ભગવાન પાસે કરૂણ–હૃદયે પ્રાર્થના કરતી કે: "હે પ્રભુ ! દુઃખી હિંદુઓનું દુર્ભાગ્ય કોઇ દિવસે ફરશે કે નહિ ? હિંદુઓના ભ.ગ્યાકાશમાં કોઇ દિવસ પૂર્ણિમાના નિર્મળ ચંદ્રનાં દર્શન થશે ખરાં કે ?"

સૂર્યકાન્તઃ "કુલજાનિ ! તમારી એ પ્રાર્થના નિષ્ફળ ગઇ નથી.

મનુષ્ય હૃદયની સત્ય પ્રાર્થના કદી પણ મિથ્યા થતી નથી. ભગવાન સર્વ સ્થળે વ્યાપક છે. તે પ્રાણીમાત્રની કરૂણ-પ્રાર્થના સાંભળે છે. તે સત્યની વ્હારે ધાય છે. તે મનુષ્યને દુઃખ આપી-અપમાન આપી-તેની કસોટી કરે છે. એવી કસોટીમાં પણ મનુષ્ય જ્યારે સત્યને વળગી રહે છે ત્યારે ભગવાન તેના મનોરથ પૂર્ણ કરે છે. કુલજાનિ ! તમારી સમસ્ત હિંદુઓની કરૂણ પ્રાર્થના સાંભળી ભગવાન દયાળુ થયો છે. હિંદુઓના સૌભાગ્ય-સૂર્યનાં કિરણો ફુટયાં છે ! અરૂણોદય થયો છે. આજે બંગાલી વીર રાજવી, બંગાલી સિંહાસન પર બેઠો છે. તમે બીરૂ કહેવાતા બંગાલીના ઘરમાં જન્મ લીધો છે છતાં આવું વીર-હૃદય પ્રાપ્ત કર્યું છે એજ દેશનું સૌભાગ્ય કહેવાશે. માતા ભવાનીના ચરણમાં પ્રાર્થના કરો, કે દેશના આબાલ-વૃદ્ધ-વનિતા-સર્વ તમારી પેઠેજ દેશને ચ્હાતાં શિખે. સર્વ હિંદુ માત્રના હૃદયમાંથી કુસંપ-વૈર-દ્વેષ નીકળી જઈ દેશના કલ્યાણને માટે તેમનાં હૃદય સંપ-સૂત્રમાં બંધાઇ સર્વે મનુષ્યો સ્વદેશ પ્રેમી બને. તમે જે કુલમાં જન્મ્યાં છો તેના કુલને ધન્ય છે ! વારૂ, ત્યાર પછી ?"

કુલજાનિઃ " તોરાબનો અત્યાચાર મ્હારે માટે અસહ્ય થઇ પડયો. એક દિવસ તો એટલે સુધી વાત આવી કેઃ કાં તો મ્હારૂં હિંદુ નામ નષ્ટ થાત કે કાંતો હું જીવેથી જાત ! એ લજ્જાસ્પદ બિભત્સ વાર્તા કહેતાં મ્હારી જીભ અચકાય છે. ભાગ્યબળે તે દિવસે બચી ગઇ. તેજ દિવસે એક પ્રૌઢવયની બ્રાહ્મણ કન્યાનાં મ્હને દર્શન થયાં. તે ઘણાં તીર્થ કરી સ્વદેશ પાછી ફરતી હતી, તેના ચરણનું શરણ લીધું. મ્હેં પુરૂષનો વેશ ધારણ કર્યો અને તોરાબના ઘરમાંથી યુક્તિ રચી ન્હાસી ગઇ. અંતે અનેક કષ્ટે તે બ્રાહ્મણ-કન્યા સાથે અહિં આવી છું. હમણાં હું તેનાજ ઘરમાં છું. તોરાબ મ્હારી શોધખોળ કરશે અને

જ્યારે જાણુશે કે હું અહિં છું, ત્યારે આપને આપનું કર્તવ્ય બજાવવું પડશે હવે હું આપના ચરણ–શરણમાં આવી છું. જે ક્ષીણ–લતિકાએ આપનું ચરણ–શરણ લીધું છે તેને ઇચ્છા હોય તો પગતળે કચડી નાંખો કે કાં તો તેને લાત મારી વેગળી ફેંકી દો. જેવી આપની ઇચ્છા.”

એજ સમયે વેગળેથી કોઇએ સંકેતસૂચક બંશીધ્વનિ કર્યો. સૂર્યકાંતેજ એવો સંકેત રચ્યો હતો. જ્યારે તે દૂર રહેતો ત્યારે આવશ્યકતા જણાતાંજ બંશીધ્વનિ થતો, અને તે સાંભળી સૂર્યકાન્ત ત્યાં ઉપસ્થિત થતો.

કોઇએ બંશી વગાડી. સૂર્યકાન્ત ઉઠી ઉભો થયો. તેણે કહ્યું:

“હવે વાતચિત કરવાનો વખત નથી. હમણાંજ મ્હારે જવું પડશે. તમારી સાથે પુનઃ મ્હારો મેળાપ થશે કે નહિ તે હું કહી શકતો નથી. પ્રયોજન હોય તો મ્હને જરૂર મળજો. આ વીંટી લો. આવશ્યકતા હોય તે સમયે સેના–નિવાસમાં કોઇને પણ એ બતાવવાથી તે તમને મારી પાસે લઇ આવશે. તોરાબ કિંવા કોઇ પણ મોગલ આ સ્થળે તમને કાંઇ પણ કરી શકશે નહિ. તમે નિર્વિઘ્ને તેજ બ્રાહ્મણ–કન્યાના ઘરમાં રહો. તમારા નિર્વાહનો સર્વ બંદોબસ્ત હું કરી દઇશ. તમારા મુખ ઉપરજ મ્હેં મોગલ–અત્યાચારથી પીડિત થયેલી દુઃખી બંગ-ભૂમિની પ્રતિમૂર્તિ જોઇ છે. હવે પછી પણ તેજ જોઇશ. સ્વદેશના ચિર–ઉદ્ધારને માટે મહારાજ પ્રતાપાદિત્યે પોતાનું જીવન અર્પણ કર્યું છે. અમારામાં પણ જેટલું સામર્થ્ય છે, તે સર્વ સ્વદેશ–સેવામાં અમે સમર્પણ કર્યું છે. સ્વદેશનો ઉદ્ધાર કરવો એજ અમારૂં જીવન–વ્રત થઇ પડયું છે. સ્વદેશના કલ્યાણને માટે અમે અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવા તૈયાર થયા છીએ. હવે અમને બીજાં કોઇ પણ કાર્ય કરવાનો અધિકાર નથી. તમે તમારા મન–પ્રાણને ભગવાનના ચરણમાં સમર્પણ કરો, તો તમને નિર્મળ સુખ પ્રાપ્ત થશે. ભવિષ્યમાં કદાચિત્

તમારાં દર્શન થાય તો સ્વદેશ-પ્રેમ ઉશ્કેરાય એવાં તમારાં અમૂલ્ય ઉત્સાહપૂર્ણ વાક્ય સંભળાવી અમારા વીર-વ્રત સાધનમાં સહાયક થજો. જે નારી-રત્ન હૃદયમાં સ્વદેશનું મંગળ ચ્હાય છે તેના જીવનને ધન્ય છે. તમે તેવાંજ સ્વદેશ-પ્રેમી નારી-રત્ન છો. ધન્ય તમારો સ્વદેશ પ્રેમ. ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે ? ”

સૂર્યકાન્ત કુલજ્જાનિ પાસેથી પેલી બ્રાહ્મણ-કન્યાનો પરિચય મેળવી ચાલ્યો ગયો.

કુલજ્જાનિ યમુના કિનારે અનેક ક્ષણપર્યંત બેસી રહી. એ સમયે આકાશમાં જણાતા ગ્રહ, નક્ષત્રો એક પછી એક અદૃષ્ય થઇ જતા હતા. યમુનાના પગથિયાં ઉપર મંદ છાયા પડતી હતી.

યમુના કિનારે બેસી અનિન્દ્યસુંદરી યુવતી કુલજ્જાનિ અનેક વિચાર માળાઓ ગુંથતી હતી. સૂર્યકાન્ત તેના ઉત્સાહ-વાક્ય સાંભળવા ચ્હાય છે ત્યારે શું તે પ્રેમ-વાર્તા સાંભળી ગુસ્સે થયો હશે? કુલજ્જાનિએ વિચાર્યું કેઃ “ ગમે તે થાઓ પણ હૃદયની સર્વ વાર્તા એમને કહી સંભળાવી હું કૃતાર્થ થઇ છું. ”

ક્ષુદ્ર પ્રવાહે વહેતી ક્ષુદ્ર નદી, હૃદયના પૂર્ણ ઉત્સાહથી સાગરને મળવા ગઇ. શું તે ક્ષીણ હૃદયા નદીને સાગરે પોતાના હૃદયમાં સ્થાન ન આપ્યું ? રમણીની એ વીર-પૂજા શું નિષ્ફળ થશે ? એ પૂજાનું કાંઇ પણ ફળ નહિં મળે ? જો ના મળે એમ હોય તો પછી ઓ કુલજ્જાનિ ! આ સ્વચ્છ યમુના-જળમાં, આ ચાંદની રાતની સુંદર શોભા જોતી જોતી તું કેમ ડૂબી મરતી નથી ? યમુનાનાં જળ સુંદર છે, તું પણ સુંદર છે, પ્રકૃતિ દેવી પણ સુંદર છે. તું એ સર્વ સુંદરતા જોડે મૈત્રી કેમ બાંધતી નથી ? તું તેમનો સંગ કેમ કરતી નથી ?

આ જૂઓ ! ચંદ્રમા હસી રહ્યા છે. ચકોર-ચકોરી ચંદ્રમાંથી

ઝરતું અમૃત–પાન કરી રહ્યાં છે. યમુનાનાં જળ કલ્ કલ્ ધ્વનિ કરી રહ્યાં છે. નિર્જન વનસ્થલીએ ગંભીર ભાવ ધારણ કર્યો છે. જરા સાંભળો. થોડે વેગળે કોઇના રડવાનો અવાજ સંભળાય છે. પ્રેમ ભરેલે કણ્ઠે કોઇ રડતું રડતું કોઇને બોલાવી રહ્યું છે. આકાશમાં કોઈ બંશી વગાડી રહ્યું છે. બંશી કહે છે કે: " આવ, આવ, મ્હારી પાસે આવ. મ્હારા ખોળામાં આવ ! " આ સુંદર સમયે, સુંદર સ્થાનમાં, સુંદર અવસરે ફુલજાનિ તું ડૂબી મરશે કે ? જો ભૂંડી ! બધી સુંદરતા એકત્ર થઇ છે ! તેમાં ત્હારી સુંદરતા પણ મેળવી દે ! ઠીક પડશે.

કોઇએ જાણે આકાશમાંથી કહ્યું: " ના ! "

ફુલજાનિ પ્રેમ–ઘેલી નથી. તેના હૃદયમાં પ્રેમાગ્નિ બળતો નથી. તે મરે શા માટે ? આસુરી પ્રેમ–ઘેલાં, શરીર–સંબંધથીજ માત્ર રાજી થનારાં, રૂપ–સુંદરતાના લોભી–દિવાનાં–મૂર્ખ મનુષ્યો પ્રેમ ભીક્ષા કરતાં નિરાશ થતાં મરણ પામે ! પણ દેશપ્રેમના ઘેલી ફુલજાનિ મરે શામાટે ? તેને શરીર સંબંધની ઇચ્છા નથી. તેને સુંદરતા વેચવાની દરકાર નથી. તેને ભોગ–વિલાસની તુચ્છ ઇચ્છા થઇ નથી. તેના હૃદયમાં સ્વદેશ–ભક્તિ જાગ્રત થઇ રહી છે. એજ તેનો ઉત્સાહ છે ! પ્રેમ–શિખાથી તે ઉત્સાહ ભસ્મીભૂત થશે નહિં.

ફુલજાની સ્વદેશ પ્રેમી રમણી રત્ન છે. ધન્ય તેનો સ્વદેશ પ્રેમ ! ધન્ય તેનું નારી જીવન !





## પંચદશ પરિચ્છેદ.

### દેશ-પ્રેમની દીક્ષા.

ફુલજાનિએ સૂર્યકાન્તને પોતાના મનની સર્વ વાર્તા કહી સંભળાવી, મનનો ઘણો ભાર ઓછો કરી દીધો હતો, પરંતુ એક વિચાર બંધ પડયા પછી અન્ય એક વિચાર તેના હૃદયમાં જાગ્રત્ થયો હતો. ફુલજાનિ વિચારવા લાગી:

" મ્હારા હૃદયમાં રાત દિવસ જે અગ્નિ બળતો હતો તે આજે ઓલવાઇ ગયો. પુરૂષની પાસે ઉભી રહી કોઇ પણ સ્ત્રી મ્હારી પેઠે નિર્લજ થઇ પ્રેમ-વાર્તા નિવેદન કરી શકે ખરી ? ના, ના, કોઇ પણ સ્ત્રીએ પુરૂષ પાસે પ્રેમ યાચના કરી હોય એવું મ્હારા સ્મરણમાં નથી, હા, રૂપના તરસ્યા, સુંદરતાના ગુલામ, યુવાવસ્થાના લોભી કેટલાએ પુરૂષોએ યુવતી પ્રેમની ભીક્ષા માંગી છે, તેમણે યુવતીઓનાં ચરણ ચાટયાં છે, તેમણે યુવતીઓના કાલાવાલા કર્યા છે, તેમણે યુવતીઓનાં અપમાન સહન કર્યાં છે અને અનેક કષ્ટ વેઠવા છતાં પણ યુવતીઓના પ્રેમની યાચના કરી છે. પરંતુ કોઇ રમણીએ તેમ કર્યું હોય એવું જાણવામાં નથી. હા, ઘણીએ રમણીઓના મનમાં પ્રેમની, શરીર-સુખની વાસના હોવા છતાં પણ તેને મોઢે બાર મણનું તાળું સાંભળ્યું છે ! પરંતુ મ્હેં શું કર્યું ? મ્હારા પ્રાણ શરીરમાંથી બહાર નીકળી જતા હતા. મ્હારી આકુળ વ્યાકુળતા હદ ઓળંગી ગઇ હતી. કેટલા બધા દિવસથી શોધ ખોળ કરતાં આજ દર્શન થયાં !, ધન્ય ભાગ્ય

મ્હારાં ! આજે જો દર્શન ના થયાં હોત અને આજે જો મનની વ્યથા ના જણાવી હોત તો કદાચ યમુનાના અનન્ત જળમાં આ અસહ્ય શરીર વિસર્જન થયું હોત ! પરંતુ તેમણે મનમાં શું ધાર્યું હશે? શું મ્હને તેમણે દુરાકાંક્ષા પરાયણ દુષ્ટ રમણી માની તેઓ મ્હારા ઉપર ગુસ્સે થયા હશે ? " હવે પછી મુલાકાત થશે કે નહિં ? " એ વાક્ય કેમ બોલ્યા ? ત્યારે શું તે ગુસ્સેજ થયા હશે ? તેમ પણ બને ! ના, ના, એમ બનેજ નહિ ! તેઓ તો વીર પુરૂષ છે. સ્વદેશની હિત-કામના માટેજ તેમણે જીવન-ઉત્સર્ગ કર્યું છે. તેમણે તો પોતાના હૃદયમાં સ્વદેશ-પ્રેમનેજ ભરી દીધો છે, ત્યાં બીજી વસ્તુને સ્થાન કેવું ? એવા મહાપુરૂષો સુંદર રૂપ ઉપર મોહ પામે ? અને એ મોહથી આત્મભાન ભૂલે ? હું સુંદર? શું હું સુંદર છું ? કોણ જાણે હું કેવી છું તે ? તોનાબ કહેતો કે મ્હારા રૂપની અગ્નિ-શિખાથી તેનું-પોતાનું સર્વસ્વ બળી ભસ્મ થઇ ગયું છે ! એ કથન શું સત્ય હશે ! મ્હારૂં એટલું બધું સુંદર રૂપ હશે ખરૂં ? હં, જ્યારે વિધાતાએ એટલું બધું રૂપ આપ્યું છે ત્યારે શું તે નિષ્ફળ થશે ?"

માથા ઉપર એક નિશાચર પક્ષીએ ભયંકર ચિત્કાર કર્યો. તે ચિત્કાર સાંભળી જાણે પ્રકૃતિ દેવીની મધુર નિદ્રાનો ભંગ થયો ! કુલજાનિ ચમકી ઉઠી.

કુલજાનિ પુનઃ વિચારવા લાગીઃ "હરિ ! હરિ ! હરિ ! હું કેવા વિચાર કરૂં છું ? દેશમાં સર્વત્ર મોગલો અત્યાચાર કરી રહ્યા છે, જનની જન્મભૂમિ દુઃખી થઈ રહી છે, સ્વદેશવાસીઓ અનેક પ્રકારની વિટંબણા ભોગવી રહ્યા છે, નર-નારીઓ દુઃખાગ્નિમાં બળી રહ્યાં છે ! તે ચિન્તા દૂર કરી હું પ્રેમની ઉપાસના કરૂં છું. હા, ધિક્ છે મ્હારા જીવનને ! સ્વદેશનો વિચાર ત્યાગ કરી મ્હારા રૂપનો-મ્હારી સુંદરતાનો વિચાર કરૂં છું એ શું પાપ-કર્મ નથી ! જે પુરૂષ-સિંહે પોતાનું જીવન-યૌવન

સ્વદેશના હિતને માટે અર્પણ કરી માનવ-જન્મનું સાર્થક કર્યું છે, તેના તરફ હું પાપિણી મ્હારા રૂપની જાળ પ્રસરી તેને લક્ષ્ય-ભ્રષ્ટ કરવા તૈયાર થઇ છું! ધિક્ છે મ્હને! આ દેહના કટકે કટકા કરી યમુનામાં વહેવડાવી દઇશ. જીવનની સર્વ આશાઓ મટાડી દઇશ તથાપિ એવી પાપ-વાસનાને મનમાં કદી પણ સ્થાન આપીશ નહિ!"

કુલજાનિ પુનઃ વિચારવા લાગીઃ "મહારાજ પ્રતાપાદિત્યે જે ઉચ્ચ આશાને હૃદયમાં સ્થાન આપ્યું છે તે આશા શું આ ક્ષુદ્ર રમણીના હૃદયમાં નથી? મહાવીર-સ્વદેશ પ્રાણ શંકર અને સૂર્યકાન્ત તેમના મહા-અનુષ્ઠાનમાં જેવી સહાયતા કરે છે તેવી શું આ ક્ષુદ્ર રમણી-કિંચિત્ અંશે પણ કરી શકે એમ નથી?"

"ઇચ્છા થાય છે કેઃ જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળી, સ્વદેશને માટે સન્યાસિની બની, દેશે દેશ પ્રવાસ કરી, અંતઃકરણપૂર્વક સ્વદેશવાસીઓને આમંત્રણ કરીશ કેઃ "પરસ્પર દ્વેષ, કલેશ ભૂલી જઈ આવો, આવો ભાઈ! સર્વ દેશ બંધુઓ આવો! આપણા દેશ શત્રુ-હિંદુઓના શત્રુ અને હિંદુ દેવતાઓના શત્રુ-મોગલોને દેશપાર કરી દઇએ!" કેમ વારૂ? શું આ પ્રમાણે કરવું અશકય છે? અસમ્ભવ છે? જ્યારે પુરૂષ વેશે આગ્રાથી ન્હાસી આવી ત્યારે તો કોઇ મ્હને ઓળખી શક્યું નથી! અરેરે! રમણીને બદલે જો ભગવાને મ્હને પુરૂષ બનાવી હોત તો? આ મહા યજ્ઞમાં મ્હારા જીવનની આહુતિ આપી આજે કૃતાર્થ અને ધન્ય થાત."

માથા ઉપર પુનઃ તેજ નિશાચર પક્ષીએ ચિત્કાર કર્યો. તે ચિત્કાર સાંભળી કુલજાનિનું સર્વ શરીર કમ્પી ઉઠ્યું.

કુલજાનિ પુનઃ કંઇક વિચારવા લાગી. તે તન્મય થઇ અનેક ક્ષણ પર્યંત કંઇક ચિન્તા કરવા લાગી. તેના મનમાં શક્તિનો સંચાર

થયો. સુંદરી ઉત્તેજિત હૃદયે મનમાંજ બોલવા લાગી: “ હા, તેમજ કરીશ. હું રમણી હોવા છતાં હવે કાંઇ બાલિકા નથી. શું મ્હારા હૃદયમાં કાંઇ પણ ઉત્તેજના–ઉત્સાહ નથી ? શું આ દેહમાં એટલુંએ બળ નથી. સાંભળ્યું છે કે રાવણ ઉપર શ્રી રામચન્દ્રજીએ ચઢાઇ કરી તે વખતે ક્ષુદ્ર ખીસકોલીએ પણ તેમને સહાય કરી હતી, તો પછી યત્ન કરવાથી શું હું દેશના એક પણ શત્રુનો વિનાશ નહિ કરી શકું ? ત્યારે પ્રેમ ? પ્રેમ ? ત્યારે શું રમણી–જન્મ કેવળ પુરૂષોની દાસી થવા માટેજ હશે કે ? કેવળ પુરૂષોના ઘરમાં ગોંધાઇ રહી ઘર–કામ કરનાર મજુર થવાનેજ નારી–જન્મ છે કે ? કેવળ પુરૂષના વિલાસની પુતળી બનવા માટેજ નારી–જન્મ છે કે ? સુંદરતાને વેચવા માટેજ નારી જન્મ છે કે ? કેવળ સંતતિના મળમૂત્ર ઉપાડી તેને ઉછેરવા માટેજ નારી–જન્મ છે કે ? નહિ, નહિ, સર્વ સ્ત્રીઓને માટે તેમ નથી. મ્હારો જન્મ તે માટે નથી ! મ્હારો જન્મ તેવા સ્વાર્થી પ્રેમનો ભોગ થવા માટે નથી ! પુરૂષો માત્ર સુંદરતાના લોભી છે ! સુંદર રૂપ હોય છે ત્યાં સુધીજ સ્ત્રીના દાસ બની રહે છે પછી તેના ઉપરથી તેનો મોહ ઓછો થઇ જાય છે ! ઘણા પુરૂષો તો મોહજ ઉતારી નાંખે છે ! પુરૂષો ભ્રમર જેવા છે. જે પુષ્પમાં મધુર રસ તે પુષ્પ ઉપરજ ભ્રમણ કરવું એજ તેનો ધર્મ છે ! મધુરતા ગઇ કે પછી બીજું પુષ્પ ! ભ્રમરને માટે જગતમાં પુષ્પોની ખોટ નથી ! મધુર રસ ચુસાઇ ગયા પછી ખાલી ખોખું થયેલું બિચારૂં નિરસ પુષ્પ નિરર્થક પડી રહે છે ! તેનો રસ ચુસી લેનાર ભ્રમર પુનઃ તે બિચારા પુષ્પ તરફ જોતો નથી ! સુંદરતાને બગાડી નાંખનાર પુરૂષો, સન્તાન–સંતતિથી નિરસ–કુરૂપ બનેલી સ્ત્રીઓ ઉપરથી પ્રેમ ઉતારી નાંખે છે ! હું તેમ થવા દઇશ નહિ. મ્હને તેવા પ્રેમનો ભોગ થવાની ઇચ્છા નથી. આજથી હું મ્હારૂં

પ્રેમ-વ્રત જનની જન્મભૂમિને સમર્પણ કરૂં છું. લ્યો મા, આ દુઃખી કન્યાનો પ્રેમ-અર્ધ્ય તમેજ ગ્રહણ કરો મા ! અને તમે સૂર્યકાન્ત !—"

કુલજાનિએ એક ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું: "ના—ના મનુષ્ય જીવન બહુ પરાધિન છે. એક ક્ષણમાં બે પ્રકારના વિચારો મનમાં આવી ગયા. પરંતુ એ ચિન્તા થોડો વખત મ્હારે ભૂલી જવી જોઇએ. પ્રથમ તેમના વ્રતમાં સહાય થવું જોઇએ. વ્રતનું ઉદ્યાપન થવું જોઇએ ત્યાર પછી? પ્રભુ ! તમેંજ આ હૃદયના અધીશ્વર ! તમે ચ્હાઓ કે ના ચ્હાઓ તે તમારી ઇચ્છા. પરંતુ હું જીવન પર્યંત તમારીજ થઇ ગઇ છું ! પ્રાણેશ્વર ! આજથી આ ક્ષુદ્ર રમણીએ તમારા જીવન-યજ્ઞમાં આત્મ-પ્રાણની આહુતિ આપવાનો સંકલ્પ કર્યો છે. હું સમજાું છું કેઃ એ મહા કાર્યસાધનમાં જો એક પગલું પણ હું અગ્રસર થઇ શકીશ તોજ હું તમારે લાયક ગણાઇશ, નહિ તો ક્ષુદ્ર હરિણી થઇ સિંહની પાસે બેસવાની અભિલાષા ધરવી એ મ્હારે માટે યોગ્યજ નથી."

વિચાર કરતાં કરતાં કુલજાનિનું હૃદય ઉત્સાહથી પ્રફુલ્લ થઇ ઉઠ્યું. કુલજાનિએ મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી; "સૂર્યકાન્ત સાથે પુનઃ એક વખત મેળાપ કરવો ત્યાર પછી વિદાય થવું."

કુલજાનિ ઘેર આવી ત્યારે તેના આશ્રમવાસિની બ્રાહ્મણીએ પૂછ્યું: "કુલ ! આટલી રાત સુધી ક્યાં હતી બ્હેન !"

કુલજાનિઃ "આપ તો જાણો છો કેઃ સૂર્યકાન્ત સાથે મેળાપ કરવાનો યત્ન કરૂં છું."

બ્રાહ્મણીઃ "મેળાપ થયો કે નહિ ?"

કુલઃ "આજે મેળાપ થયો. તેથીજ આટલી રાત વીતી ગઇ."

બ્રાહ્મણીઃ "તેમણે શું કહ્યું ?"

કુલ: "તેમણે આપના આશ્રમમાંજ રહેવાની મ્હને આજ્ઞા ફરમાવી છે. મ્હારો સર્વ ખર્ચ તે પૂરો પાડશે."

કુલજાનિ તે રાત્રે નિદ્રા ભરેલે નયને આકાશ-પાતાળના વિચારો કરવા પણ લાગી. નિદ્રા ક્યાં?

## ષોડશ પરિચ્છેદ.

### શંકા ડાકણ

કેટલુંક તોફાન, કેટલુંક ધાંધલ, એ વૃદ્ધ રાજા વસંતરાયને પસંદ પડયું નહિ! તેમણે પ્રતાપને કહ્યું: "રાજ્યનો વિસ્તાર વધારવો હોય તો સુખે વધારો, પોતાનું આધિપત્ય અખણ્ડ રાખવું હોય તો ભલે તેમ કરો પરંતુ તેમ કરવા જતાં ભારત સમ્રાટ અકબરશાહ સાથે શત્રુતા કરવી એ તો કોઇ પણ પ્રકારે શોભાસ્પદ નથી. તમે હિંદુના પુત્ર છો, ભાગ્યશાળી થયા છો. દશ મનુષ્યનું પ્રતિપાલન કરો. દીન, દરિદ્રીઓનાં દુઃખ દુર કરો. ગુણીજનોને દાન આપો, વિદ્યા, હુન્નર, કળાની વૃદ્ધિ કરો. પ્રજાની સામાજિક, ધાર્મિક અને નૈતક ઉન્નતિ કરો. ધર્મનું રાજ્ય ચલાવો. પરોપકાર અને શિષ્ટાચારમાં દિવસ નિર્ગમન કરો. સર્વ મનુષ્યોને એકત્ર કરી ભગવાનનું નામ સ્મરણ કરો. શાંતિ મેળવો, આનંદ કરો. તે કરવું નહિ અને કેવળ લડાઇ, ટંટા, હુમલા વગેરેનીજ વૃત્તિ રાખવી! બંદુક, તોપના ગોળાઓની ધામધુમ કરવી! એ શું રાત-દિવસ સારૂં કહેવાય! છેવટે બાદશાહ સાથે ટક્કર ઝીલી પોતાના નામની મુદ્રા ચલાવી રાજદ્રોહી બનવાની ઇચ્છા છે? એટલા બધા સ્વતંત્ર થઇને તમારે કરવું

છે શું ? નર-રક્ત વડે પૃથિવી ભિંજાવી તમારે કયું સ્વર્ગ સુખ મેળવવું છે ? કઇ ઇંદ્રપુરી લેવી છે ? રાજ્યપ્રાપ્તિ ? રાજ્ય કોનું ? કોણ રાજ્ય ભોગવશે ? આ જગતમાં ચિરકાળ પર્યંત રહેવા તો કોઇ જન્મ્યુંજ નથી. મનુષ્ય પોતાનો અધિકાર સાબિત કરવા જતાં કાપાકાપી-મારામારિ કરી અંતે મરણ પામે છે ! અને ભગવાન સાક્ષી રૂપે રહી તેનાં કૃત્યો જોઇ હાસ્ય કરે છે ! એજ પરિણામ કે બીજું ? એજ લાભ કે બીજો ? હરિ ! હરિ ! સર્વ ક્ષણભંગુર છે ! સર્વ ઇંદ્રજાળની બાજી જેવું છે ! સર્વ માયાની લીલા છે !"

આવો ઉપદેશ, આવી યુક્તિ, અને વારંવાર વિઘ્ન ઉત્પાદન કરવા જેવાં આચરણને લીધે ઉદ્યમશીલ, કર્મવીર મહારાજ પ્રતાપાદિત્યને કાકા ઉપર બહુ ગુસ્સો થયો. અંતે એક દિવસ વસન્તરાયે સ્પષ્ટ રૂપે કહ્યું કે: "પ્રતાપ ! હું ત્હારાં રાજદ્રોહી કૃત્યમાં ભાગ લઇશ નહિ, સમજ્યો ?" માત્ર મોઢેથી કહીનેજ નહિ પણ તેમણે પોતાના પુત્રોની સલાહથી પ્રતાપના વિરુદ્ધ કેટલાંક આચરણ કર્યાં. તેમણે પોતાના તાબાની પ્રજાને પ્રતાપના નામના સિક્કા વાપરવાની ના પાડી. એટલુંજ નહિ પણ બાદશાહ અકબર પાસે પોતે નિર્દોષ છે એવા પણ કેટલાક યત્ન કર્યા.

અતુલ પ્રતાપશાળી પ્રતાપાદિત્યે કાકાની એ નીતિ હાલ તુરતને માટે સહન કરી.

ત્યાર પછી એક દિવસ એવું બન્યું કે: પરલોકવાસી રાજા વિક્રમાદિત્યે મૃત્યું પહેલા વસન્તરાયના ભાગમાં જે જમીનો સોંપી હતી તેમાં ચાકસારિ નામક પરગણું પણ હતું. એ ચાકસારિ પૂર્વ બંગમાં આધુનિક બાહિસાલ-બાખરગંજમાં છે. પ્રતાપને આ સમયે તેજ ચાકસારિ પરગણાની વિશેષ આવશ્યકતા હતી, કારણ કે એ પરગણું

હાથમાં આવતાં તે દુષ્ટ મગ અને પોર્ટુગીઝ જળ-લુંટારાઓનો ત્રાસ ઓછો કરી તેમને સહજે જેર કરી શકે એમ હતું ચાકસારિ વિના તેના રાજ્યમાં અરાજકતા અને શાંતિ ભંગ થયા કરે છે. પ્રતાપે તે પરગણા કરતાં ચાર ગણી જમીન કાકાને આપવાની ઇચ્છા દર્શાવતાં નમ્રતાપૂર્વક કહ્યું કે: " દયા કરીને આપ એ પરગણું મ્હને આપી દ્યો. જૂવો ! મ્હેં જે મહા વ્રત ધારણ કર્યું છે તેમાં બંગ પ્રજાનું દુઃખ અને દુર્દશા જોતાં મ્હારૂં હૃદય ચિરાઇ જાય છે. એ પરગણું લઇને તમે પણ ચોર, લુંટારા અને બદમાશોનું દમન કરી શકતા નથી. " એ સાંભળી વસન્તરાયનું મન પિગળ્યું. તેણે પ્રતાપની ઇચ્છા પૂર્ણ કરવાનું કહાવ્યું, પરંતુ તેમના પુત્રોએ પિતાના કાર્યથી વિરૂદ્ધ અભિપ્રાય આપ્યો. સર્વ પુત્રો એકત્ર થઇ પ્રાણ રહે ત્યાં સુધી પિતાને તેમ કરવા દેવા ના પાડવા લાગ્યા ! અંતે વસન્તરાયને પણ પુત્રોના અભિપ્રાય પ્રમાણે વર્તવાની ફરજ પડી. તેણે પ્રતાપને ના પાડી. પ્રતાપ નિરાશ થયા !

તેમ છતાં પણ પ્રતાપે ધૈર્ય ત્યજ્યું નહિં. તેમણે એક યુકિત શોધી. પૂર્વ બંગમાં પોતાનું રાજ્ય અખણ્ડ રાખવા માટે, મગ અને ફિરંગી લુંટારાઓનું દમન કરવા માટે તેમણે ચંદ્ર દ્વીપના તરૂણ રાજા રામચંદ્ર સાથે, પોતાની પ્રિય કન્યા બિંદુમતીનો વિવાહ કર્યો. વસન્તરાયના પુત્રોએ જોયું કે: પ્રતાપે અન્ય પ્રકારે પોતાનો ઉદ્દેશ્ય સિદ્ધ કર્યો છે. ત્યારે તેમણે રીત પ્રમાણે જાતિ-શત્રુતા દર્શાવવા માંડી. પ્રતાપે તે હસવામાં ઉડાવી દીધું. તેમણે મનને શિખામણ આપી કે; " અહા ! જેને બીજો આધાર નથી તે અન્યનો દ્વેષ કરી સુખી થતા હોય તો ભલે તેમ થવા દો. જેના બાહુમાં બળ નથી, જેના જ્ઞાનમાં પક્વતા નથી, જેના મસ્તકમાં ઉચ્ચ વિચારોને સ્થાન નથી, તે પાર-

ક.ના તેજ-દ્વેષી ભલે થાય. તેમ કરી ભલે તે સુખી થાય. એવાં પામરોથી વિશેષ શું થવાનું હતું ? હિચકારાઓ એવાં તુચ્છ વિઘ્ન નાંખે તેથી તેમનું શું વળવાનું હતું ?"

વસન્તરાયના પુત્રોએ ક્રમે ક્રમે પિતાના કાન ભંભેરવા માંડ્યા. સરલ પ્રકૃતિના વસન્તરાયનો એવો સ્વભાવ હતો કે જે કોઇ જે કહેતું તે ઉપર વિશ્વાસ મૂકતા. પુત્રોએ સમજાવ્યું કે: "પ્રતાપ નિષ્ઠુર પ્રકૃતિનો છે. તે જે ન કરે તે ઓછું. અમને સર્વદા શંકા રહ્યા કરે છે, કે તે કોઇ દિવસ આપણા ઉપર પણ હુમલો કરી બેસશે. જૂવો. પ્રતાપના જન્માક્ષરમાં લખાયલું ફળ એક પછી એક સાચું પડતું જાય છે. આટલો બધો પ્રબળ પ્રતાપાન્વિત થયા પછી એવો પણ સંભવ છે કે કોઇ દિવસ તે "પિતૃદ્રોહી પણ થાય! જેટલા દિવસ પર્યંત મ્હોટા કાકા જીવતા હતા ત્યાં સુધી અમને વિશેષ શંકા નહોતી, પરંતુ હવે અમારી તે શંકા વૃદ્ધિ પામે છે. કારણ કે પિતૃદ્રોહ કરવાનું સાધન આપજ છો. પ્રતાપના જન્માક્ષરમાં "પિતૃસ્થાને રકતપાત" એવું સ્પષ્ટ લખાયું છે. "પિતૃસ્થાન" કહેતાં કેવળ પિતાનેજ ગણાય નહિ. પિતૃ એટલે પિતા, કાકા, પિતામહ, એ સર્વને ગણવામાં આવે છે. એટલે હવે અમારે શું કરવું તે આપ જરા સમજાવો. નહિ તો પછી ચાલો, આપણે સવેળા બાદશાહને શરણે જઇએ અને પ્રતાપની સમસ્ત રાજનીતિ-જાળ છિન્ન કરી નાંખીએ."

ઓલવાઇ જવાની તૈયારી કરી રહેલો અગ્નિ, કાષ્ટનો સંયોગ થતાં જ ભડકો લઇ ઉઠયો. રાજા વિક્રમાદિત્યના મૃત્યુ સાથેજ વસન્તરાય પ્રતાપના જન્માક્ષરની વાત એક રૂપે ભૂલીજ ગયા હતા. આ વખતે તેમના સ્મરણમાં આવ્યું કે: પ્રતાપ સંબંધી વિચાર કરવાનું યોગ્ય કારણ છે. વૃદ્ધની આ શંકા સંપૂર્ણ વૃદ્ધિ પામી, કારણ કે પ્રતાપના પિતૃસ્થા-

નમાં હવે તે એકલાજ રહ્યા હતા. હૃદયમાં મધુસૂદનનો જપ કરતાં કરતાં વૃદ્ધ કમ્પવા લાગ્યા.

વસન્તરાયના પુત્રો લાગ મળતાંજ પ્રતાપાદિત્યની સાથે વાદવિવાદ કરવા લાગ્યા. પ્રતાપના નવીન જમાઇ રામચન્દ્ર સાસરે આવ્યા તે વખતે તેઓ તેમને પ્રતાપના વિરૂદ્ધ નાના પ્રકારે ઉશ્કેરણી કરવા લાગ્યા. પ્રતાપ અતિ સ્વાર્થપર તથા નીચ વિચારનો છે અને રામચન્દ્રનું રાજ્ય પચાવી પાડવા માટેજ તેને તેણે કન્યાદાન દીધું છે. તેમજ આવશ્યક પ્રસંગે પ્રતાપ રામચન્દ્રનો પ્રાણ નાશ કરવા માટે પણ અચકાશે નહિ એવું અનેક રીતે ભંભેરી તેમણે તરૂણ વયના જમાઇના મનમાં પ્રતાપ માટે વિષ રેડી દીધું !

રામચન્દ્ર સાથે ઘણાં મનુષ્યો યશોહર આવ્યાં હતાં. તેમાં અતિ અસભ્ય એક ભાંડ પણ હતો. જમાઇની સાથે સસરાનું મન ખાટું થાય એ માટે વસન્તરાયના પુત્રોએ એક અતિ તિરસ્કારપાત્ર ઉપાય યોજ્યો. તેમણે યુક્તિ રચી પેલા ભાંડને સ્ત્રીનો વેશ પહેરાવી પ્રતાપના અંતઃપુરમાં મોકલી દીધો. આ વાત થોડા વખતમાંજ પ્રતાપના જાણવામાં આવી. ગુસ્સે થવાનું કારણ મળવા છતાં પણ જેણે ધૈર્યને બંધુસ્વરૂપ ગણ્યો હતો તેવા સહનશીલ પ્રતાપાદિત્યે તે સમયે ક્ષમા ધારણ કરી.

પરંતુ તેજ—દ્વેષ ઉચ્ચ હદે પહોંચ્યા સિવાય મનુષ્ય મનની નિવૃત્તિ થતી નથી. આ સમયે પણ તેમજ થયું. વસન્તરાયના પુત્રોએ જોયું કેઃ પ્રતાપાદિત્ય તેમના ગુપ્ત કૃત્ય તરફ લક્ષ્ય આપતા નથી ત્યારે તેમણે પ્રકટ રૂપે રામચંદ્રને હાથમાં લેવાની યુક્તિ રચી. બાળક બુદ્ધિનો રામચંદ્ર પણ શયતાનોની પ્રપંચ જાળ સમજી શક્યો નહિ ! તેણે તેમની ચઢામણીને લીધે સસરાના વિરૂદ્ધ પગલાં ભરવા હા પાડી. તેણે પ્રતાપ સાથે સગાઇ-સંબંધ તોડી નાખી સ્વતંત્ર રીતે, સ્વેચ્છાપૂર્વક રાજ્ય

ચલાવવાનો સંકલ્પ કર્યો, એટલુંજ નહિ પણ સસરા–પ્રતાપના ઘરમાં બેઠાં બેઠાંજ, પ્રતાપના મ્હો ઉપરજ તેણે એ વાત કહી સંભળાવી, અને રૉફમાં ને રૉફમાંજ તે પોતાનાં માણસો સાથે વસન્તરાયના મકાનમાં ચાલ્યો ગયો !

જમાઇના એ કાર્યે, સસરા પ્રતાપના હૃદયમાં દારૂણ દાવાનલ સળગાવી મૂક્યો ! તે સમજી શક્યા કે: "સહનશીલતાની પણ હદ હોય છે. નહિ–બસ–હવે નહિ ! કાકાને અને તેના પુત્રોને હવે આશ્રય આપવો ઉચિત નથી. મ્હારા કરતાં પણ તેઓ રામચંદ્રના હિતૈષી થયા ?"

પ્રતાપના નેત્રમાંથી અગ્નિ–કણો ઝરવા લાગી !

તેમણે મનના બીજા વિચારો મનમાંજ સમાવી સૌથી પહેલાં તેણે પોતાના અપમાન કરનાર જમાઇને યોગ્ય શિક્ષા કરવા માટે, અતિ દ્રઢતા સહિત કઠોર કણ્ઠે કહ્યું કે: હું આજેજ મ્હારા જમાઇ રામચન્દ્રનું ધડ મસ્તકથી જૂદું થયેલું જોવા ઇચ્છું છું ! શું તે મ્હારા દુશ્મનના ઘરમાં ? શું તે પોતે પણ મ્હારો દુશ્મન ?"

( બિન્દુની પેલી માસી હમણાં ક્યાં છે ? )

અમાત્યનાં મુખ સુકાઇ ગયાં. પ્રતાપના મુખ સ્હામે જોવાનું પણ સાહસ કોઇ કરી શક્યું નહિ.

વિજળીના વેગે પ્રતાપના વિચારો સર્વત્ર પ્રસરી ગયા. કુમાર ઉદયાદિત્ય બે હાથ જોડી, અશ્રુથી છલકાતે નેત્રે પિતાના સ્હામે આવી ઉભો રહ્યો. તેણે કમ્પિત કણ્ઠે કહ્યું: "બાલિકા ભગિની બિંદુના મુખ સ્હામે જોઇ આપ આટલો વખત રામચંદ્રને ક્ષમા કરવા આજ્ઞા ફરમાવો."

પ્રતાપે અતિ ગંભીર ભાવે માથું હલાવી ના પાડી. પિતાની સાથે પુનઃ વાત કરવાનું કુમારમાં સામર્થ્ય ન હતું. તે પિતાની પ્રતિજ્ઞા જાણતો હતો. તે પિતાનો દ્રઢ નિશ્ચય સમજતો હતો. શોક વિહ્વળ મુખે

તે ત્યાંથી ચાલ્યો ગયો. તે સમજ્યો કે: ભિષ્મની પ્રતિજ્ઞા સહજમાં ટળે તેમ નથી.

ગમે તેમ હો, પણ અંતે ઉદયાદિત્ય અને વસન્તરાય વગેરેની સહાયતાથી તેજ દિવસે રાતને સમયે ઘણા માછીઓ સાથે નૌકામાં બેસી રામચંદ્ર યશોહરથી ન્હાસી ગયો. તેનો પ્રાણ બચી ગયો.

આ સમયથીજ પ્રતાપના મનમાં દ્રઢ વિશ્વાસ ઉપજ્યો કે: “મ્હારા કાકાજ મ્હારા વિરૂદ્ધ થઇ પડ્યા છે. તેજ મ્હારા રાજ્યવૃદ્ધિના કાર્યમાં વિઘ્ન નાંખે છે. મ્હારી કીર્તિ, મ્હારૂં પરાક્રમ અને મ્હારો વૈભવ તેના નેત્રમાં ખૂંચે છે! તેને મ્હારા પર તેજ–દ્વેષ થયો છે. તે મ્હારી ઉન્નતિ જોઇ શકતા નથી! તેમના પુત્રો વળી પિતાના કરતાં વિશેષ દુષ્ટ થશે એમાં સંદેહ શો? તેઓ પણ મ્હારા પ્રત્યે દ્વેષ રાખે છે! અહા! કેવું આશ્ચર્ય! કેવો કલિકાળ! એંશી વર્ષનો વૃદ્ધ, બહારથી સદા ઇશ્વરનો જપ કરે છે, ધર્મનો મધુર ઉપદેશ આપે છે, પણ હૃદયમાં તો ભયંકર વિષનું પોષણ કરી રાખ્યું છે! અહા! મ્હોંમાં અમૃત અને હૃદયમાં વિષ! સત્ય છે! પ્રપંચી, કપટી મનુષ્યો સ્વાર્થ સાધવા માટે એવાજ ઢોંગ આદરે છે! ભલા અને ભોળા માણસો તેમની કપટજાળ સમજી શકતા નથી! મનુષ્યની પ્રકૃતિ હમેશાં નહિ જાણી શકાય એવી–વિચિત્રજ હોય છે! પુત્રોની સાથે આટલો બધો વાદ-વિવાદ કર્યો છતાં તેને તૃપ્તિ થઈ નહિ! અંતે જેને હાથમાં લઇ હું મ્હારા ધર્મ–રાજ્યની એક દિશાનું રક્ષણ કરવા તૈયાર થયો છું તે મ્હારા જમાઇને મ્હારા કાકા હાથમાં લઇ મ્હારા વિરૂદ્ધ નચાવી રહ્યા છે! ઓહો! એ પ્રાણઘાતક જવાળા કરતાં સર્પનો દંશ શું વિશેષ ક્લેશકર હશે કે?”

પ્રતાપના મનમાં એવા વિચારો ઉછળી રહ્યા છે ત્યારે બીજી

તરફ વસન્તરાયના મનમાં પણ એવુંજ થઈ રહ્યું છે કે: "પ્રતાપ કયે વખત મ્હારાં રક્ત-દર્શનનો લોલુપ થશે તે કોણ કહી શકશે?" આ પ્રમાણે કાકા-ભત્રિજા એક બીજાને વિષમ સંદેહની નજરે જોવા લાગ્યા. મનમાંથી કોઇ એક બીજા ઉપર આસ્થા રાખતું નહિ. પરસ્પર એક બીજા ઉપર અનાસ્થા રાખવા લાગ્યા. એજ સંદેહ અને એજ અનાસ્થાએ એક દિવસ સર્વનાશ સાધન કર્યું. તેનું સ્મરણ કરતાં પણ અમને કષ્ટ થાય છે, કિંતુ કષ્ટ થવા છતાં અમે શું કરીએ? કર્તવ્યને લીધે અમારે તે સર્વ આ સ્થળે લખવાની ફરજ પડે છે.

---

## સપ્તદશ પરિચ્છેદ.

### કુલોચ્છેદ.

લોકપ્રિય વસન્તરાય પ્રતિ વર્ષે મહા ધામધૂમથી પિતાનું વાર્ષિક શ્રાદ્ધ કરતા હતા. પ્રતાપ સાથે મનોમાલિન્ય થયા પછી પણ બીજે વર્ષે તેમણે યથારીતિ પિતૃ-શ્રાદ્ધ કરવાની તૈયારી કરી. મનમાં વિરોધ અને ભય હોવા છતાં પણ લોક-લજ્જાને લીધે તેમણે સામાજિક શિષ્ટાચાર જાળવવા માટે આ વખત પણ પ્રતાપાદિત્યને નિમન્ત્રણ કર્યું. પ્રતાપે પણ કુલ-ગૌરવ જાળવવા માટે, અભિમાન નહિ દર્શાવતાં કાકાનું નિમંત્રણ સ્વીકાર્યું.

યથાસમયે તે અમાત્ય આદિને લઇ કાકાને ઘેર જમવા માટે ઉપસ્થિત થયા. પ્રતાપ વિશેષ વિવેચનાપૂર્વક રાજપોષાક ધારણ કરીનેજ કાકાને ઘેર જમવા પધાર્યા હતા. પદ્મિનીએ તેનું કારણ પૂછતાં તેમણે જણાવ્યું હતું કે: "જાત ભાઇને ઘેર હલકા વેશે જવું ઉચિત નહિ."

પરંતુ એ સિવાય અન્ય પણ એક કારણ હતું. પ્રતાપે તે પત્નિને કહ્યું ન હતું. પ્રતાપે મનમાંજ ધાર્યું હતું કે: "કોણ જાણે છે કે કાકા અને તેના પુત્રોના મનમાં શું હશે? દ્વેષના જુસ્સામાં લોકો જે ન કરે તે ઓછું. વખતે મ્હને હથિઆર રહિત જાણી, સારો લાગ જોઇ તેઓ મ્હારો વધ કરવાજ તૈયાર થાય તો તેથીજ આત્મરક્ષણને માટે સાથે એક તરવાર રાખવી જોઇએ. રાજ–પોષાક પહેરી જવાથી મ્હારા સર્વે ઉદ્દેશ્ય સિદ્ધ થશે."

પરંતુ ત્યાં તો વિધિની ઇચ્છાથી અન્ય પ્રકારનો બનાવ બન્યો. હરિ! હરિ; મનુષ્ય ધારે છે કાંઇ અને ભગવાન કરે છે કાંઇ!

કાકાના મકાનમાં પ્રવેશ કરતાંજ, પ્રતાપને તે સર્વેએ સારૂં માન આપ્યું. વસન્તરાય પોતાના પુત્રો સહિત દ્વાર આગળ આવી પ્રતાપનો આદરસત્કાર કરતો હતો.

ક્ષણ વારમાં તો તે સદાનન્દ વૃદ્ધનું મુખકમળ સુકાઇ ગયું. તેની છાતી ધડક્ ધડક્ કરવા લાગી. તેનો અંતરાત્મા કમ્પી ઉઠયો. એકાએક કોઇએ આવી તેના કાનમાં કહ્યું કે: "મૂર્ખ! ત્હારા મૃત્યુને ત્હેં આમંત્રણ શા માટે કર્યું? પ્રતાપને શા માટે નિમંત્રણ કર્યું? જોતો નથી કે એની કમ્મરે લટકતી તીક્ષ્ણ તરવાર ત્હારા રક્તનું પાન કરવા લોલુપ બની, મ્યાનમાં બેઠી બેઠી હાસ્ય કરી રહી છે!"

એવો વિચાર આવતાંજ વૃદ્ધે તુર્ત બૂમ પાડી કહ્યું કે: "કોણ છે રે? ગંગાજળ લાવો."

હાય! વૃદ્ધને આશા હતી કે: "એ હથિઆરના ઘાથી હું થોડો વખત બચવા પામું."

પરિણામે બનાવ તો બીજોજ બન્યો. કાકાના એકાએક એવાં આચરણથી પ્રતાપના મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું. કારણ કે તે જાણતા

હતા કે: ગંગાજળ એ કાકાનું બ્રહ્માસ્ત્ર સ્વરૂપ છે. પ્રતાપના મનમાં પણ સંદેહ થયો. તે મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યા કે: "મ્હને જોતાંજ કાકાએ એકાએક તે બ્રહ્માસ્ત્ર લાવવાનો આદેશ કર્યો શા માટે ?"

આશ્ચર્ય ચકિત પ્રતાપ મનમાંજ બોલ્યો: "હું કયાં આવ્યો ?" થોડી વાર પછી મનમાં બોલવા લાગ્યા: "ના—ના—જ્યારે મનમાં સંદેહ જન્મ્યો છે ત્યારે તો આત્મરક્ષણાર્થે તેનો પ્રતિકાર કરવો એજ કર્તવ્ય છે."

લખતાં જેટલો સમય જાય છે તેના કરતાં હજાર અંશે ઓછા સમયમાં ઉભયના મનમાં એવી ધારણા દ્રઢ બંધાઇ. તેજ ક્ષણે—નેત્રની પલક ઉઘડે એટલી વારમાં મહા બલવાન પ્રતાપે મ્યાનમાંથી તરવાર ખેંચી અને મૂર્તિમંત યમરાજાની પેઠે ઉભા થયા. એ ભયંકર દેખાવ જોઇ સદા પ્રાણભયથી બ્હીધેલા—પ્રતાપના ભયથી શંકાકિત થયેલા—વૃદ્ધ વસન્તરાયે ઉચ્ચ સ્વરે બૂમ પાડી ભય—વ્યાકુલિત કમ્પને કણ્ઠે કહ્યું કે: "કોણ છે રે ! સત્વર આવો ! સત્વર ગંગાજળ લાવો !"

વસન્તરાયનો જ્યેષ્ઠ પુત્ર ગોવિન્દરાય થોડે વેગળેથી ઉપરોક્ત દેખાવ જોઇ મહાન સર્વનાશ થયું જાણી ધારદાર "ગંગાજળ" નામક તરવાર લઇ તે પિતાની પાસે જઇ પહોંચ્યો. પરંતુ પ્રતાપની ભીમ—ભૈરવ—રૂદ્ર—મૂર્તિ જોઇ ભય પામી તે વિશેષ આગળ જઇ શકયો નહિ. પ્રતાપનું મસ્તક તાકી તેણે વેગળેથી ગુસ્સાઅંધ તરવાર મારી.

પરંતુ જેને "રામ રાખે તેને મારે કોણ ?" ગોવિંદનો ઘા નિષ્ફળ થયો. આરસપહાણની જમીન પર પડી ઝમ્—ઝમ્ કરતી તે તરવાર ખણખણી ઉઠી. ઉતાવળે તે તરવાર ઉપાડી લઇ ક્રોધાગ્નિથી ભભકતા પ્રતાપે એકે કૂદકે હુંકાર ધ્વનિ-કરી ગોવિંદરાય ઉપર હુમલો

કર્યો, અને તેજ તરવાર વડે ક્ષણુ વારમાં તેને યમદ્વારમાં પહોંચાડી દીધો!

રક્તની ગંગા વહેવા લાગી. ચારે દિશામાં હાહાકાર થવા લાગ્યો.

એ દુઃખદ સમાચાર સાંભળતાંજ વસન્તરાયના અન્ય પુત્રો અને તેના પક્ષના અન્ય મનુષ્યો હથિઆર લઇને ઉતાવળે પગલે ત્યાં આવી પહોંચ્યાં અને પ્રતાપ ઉપર હુમલો કરવા લાગ્યા.

વૃદ્ધ વસન્તરાયની સ્થિતિ આ સમયે વર્ણન કરવા જેવી નહોતી! તે આ વખતે એક રીતે બાહ્ય જ્ઞાન શૂન્ય થઇ ઉન્મત્ત ભાવે કેવળ બૂમો પાડી રહ્યા હતા કેઃ "ઓ રે! મ્હને ગંગાજળ આપો! ગંગા-જળ આપો."

પ્રતાપને પણ આ વખતે ધૈર્ય નહોતું. ગોવિંદરાયનો પ્રાણ લીધા પછી તેજ રક્તમાં ખરડાયલી તરવાર વડેજ કાકાનું કુળ નિર્મૂળ કર-વાનો તેમણે સંકલ્પ કર્યો. કાકાને "ગંગાજળ આપો—ગંગાજળ આપો." એમ બોલતાં સાંભળી ભયંકર કણ્ઠે બોલ્યા કેઃ "હા, મ્હારી તરવાર ઘણા વખતથી મ્યાનમાં પડી રહી છે. તેથી હમણાં તમારીજ તરવારથી તમારા પ્રાણુ લઇ તમારા કુળનું અસ્તિત્વ લોપ પમાડી મ્હારો માર્ગ નિષ્કંટક કરીશ. ઓહો! કેવો ભયંકર ગહન પ્રપંચ! કેવી વિષમ વિશ્વાસઘાતકતા! કાકાજી! અનેક દુઃખ સહન કર્યાં છે. હવે સહન નહિ થાય."

પ્રતાપના વજ્ર જેવા કઠિન હાથમાં પકડેલી ધારદાર તરવારનો ઝટકો પડે તે પહેલાં તો શાંતિપ્રિય સદાનન્દ વૃદ્ધના પ્રાણુ વાયુ નિકળી ઉડી ગયા!

ચારે દિશામાં "હાય! હાય!" ધ્વનિ ઉઠી રહ્યો! તે શબ્દની સાથેજ વસન્તરાયના પુત્રો હથિઆર બન્ધ આવી પ્રતાપને ઘેરી વળ્યા. પરન્તુ મસ્તમાતંગને ક્ષુદ્ર તૃણગુચ્છ વડે બાંધી શકાય ખરો કે? એનું

પરિણામ એ આવ્યું કે: પ્રતાપ વિશેષ ઉશ્કેરાઇ ગયા અને તેમણે થોડી વારમાંજ કાકાના કુળનો સંહાર કરી નાંખ્યો !

વસન્તરાયના નોકરો એ દ્રષ્ય જોઇ પ્રાણ ભયથી ન્હાસી ગયા. પ્રતાપ ત્યાંથી ચાલ્યા ગયા.

આ પ્રાણ વિનાશક સમયે–વિષયવિપદ્ સમયે–વસન્તરાયની દુર્ભાગ્યવતી પત્ની, ન્હાના બાળક રાઘવને લઇ થોડે વેગળે આવેલા કચુવનમાં સંતાઇ ગઇ તેથી તેમનો જીવ બચ્યો. તે માટેજ બાળકનું નામ "કચુરાય" પડ્યું હતું.

વસન્તરાયના ઘર રૂપી શ્મશાન–પુરીમાં નિવાસ કરવા માટે પાછળ કોઇ રહ્યું નહિ ! તેમની પત્નીએ પતિ સાથે એક ચિતામાં સહગમન કરી સર્વ દુઃખ દૂર કર્યાં. બાળક રાઘવને પ્રતાપે પોતાના કબજામાં લીધો.

પ્રતાપના જન્માક્ષરનો ફળાદેશ સત્ય પડ્યો. પ્રતાપના પ્રબળ પ્રતાપને જોઇ પ્રજાજનો સ્તબ્ધ થઇ તેના મુખ સ્હામે જોવા લાગ્યા !

**इति द्वितीय खण्ड.**



 

# तृतीय खण्ड–सन्ध्या.

## પ્રથમ પરિચ્છેદ.

### કરૂણાદેવી.

બંગાધિપ પ્રતાપાદિત્યનો પ્રતાપ હમણાં સર્વત્ર પ્રસરી રહ્યો હતો. બંગાલાનાં જૂદા જૂદા સ્થાનમાં–જ્યાં જ્યાં મોગલબાદશાહના પ્રતિનિધિઓ હતા તેઓ પ્રથમથીજ મહારાજા પ્રતાપનું અભ્યુત્થાન જોઇ રહ્યા હતા પરંતુ દુર્બળ બંગાલીના બાહુમાં આટલી બધી શક્તિ હશે, કાયર, ખંતહીન, દુર્બળ બંગાલાના ક્ષીણ હૃદયમાં આટલી બધી ઉચ્ચ આશા અને મહત્વાકાંક્ષા હશે એવું તેમના સમજવામાં આવ્યું ન હતું! જે સમયે આકાશ પટ ઉપર એક કાળું વાદળું જણાયું હતું તે સમયે કોણ જાણતું હતું કે એ ન્હાનકડું વાદળું ધીમે ધીમે સમગ્ર આકાશમાં વ્યાપી જશે અને પ્રબળ ધારાઓ દ્વારા પૃથ્વી પ્રલય કરશે! પ્રતાપના વિપુલ પ્રતાપ અને આત્મરક્ષણનું વિપુલ આયોજન જોઇ મોગલ–રાજ પ્રતિનિધિઓ ઘણુંજ આશ્ચર્ય પામ્યા–તેઓ ગભરાવા લાગ્યા!

પરંતુ વસન્તરાયના મૃત્યુ–પ્રસંગથીજ કેટલાંક મનુષ્યો પ્રતાપનાં મહાન શત્રુ થઇ ઉઠયાં હતાં. બન્ને પક્ષનો વિચાર નહિ કરતાં, ન્યાયાન્યાયનો તુલા ગ્રહણ નહિ કરતાં તેઓ માત્ર એક પક્ષ તરફ દોરાઇ

ગયા. તેમણે પ્રતાપને અપરાધી ઠેરવી દીધા! વધારામાં કહેવું જોઇએ કે તેઓ પ્રતાપનો પ્રતાપ જોઇ શક્યાં નહિ! તેઓને તેજ–દ્વેષ થયો! તીક્ષ્ણદર્શી પ્રતાપ વિરૂદ્ધ પક્ષનાં મનુષ્યોનો એ મનોભાવ સહજમાં સમજી ગયા. સ્વજાતિ–બંધુઓના ચિત્તની ક્ષુદ્રતા જોઇ તેમના નેત્રમાં જળ આવ્યાં!

ધિઃક્ એ બંગાલી જીવન! હિંસા, દ્વેષ તેજ–દ્વેષિતા અને સ્વાર્થ લઇનેજ તમે જગતમાં જન્મ્યા છો! તમે આજે જેવા છો તેવાજ સાડા ત્રણસો વર્ષ ઉપર પણ હતા! હવે પછી તમે કેવા થશો તે તો વિધાતા જાણે!

પ્રતાપ પિતૃ–હત્યાકારી થયા હતા તે અમે જાણીએ છીએ, એમાં તેમનો દોષ થયો હતો તે પણ અમે જાણીએ છીએ, પરંતુ તેમના અન્ય સદ્દગુણોની તુલના કરતાં, જે વિપુલ સાહસપૂર્વક, અદમ્ય ઉત્સાહપૂર્વક, ગુમ થયેલા રત્નસાગરના ગર્ભમાંથી તેમણે રત્ન–ઉદ્ધાર કરવામાંજ જીવન–ઉત્સર્ગ કર્યું હતું તેને માટે તો કોઇ એ કર્મવીર મહાપુરૂષની પૂજા કરતાં શિખ્યાજ નહિં! ધિઃક્ બંગાલી જીવન!

પ્રતાપાદિત્યના ગુરૂદેવ તર્કપંચાનનની સલાહથી નિશ્ચય થયો કેઃ કેટલાક વિશ્વાસુ સેવકો દેશ–વિદેશ મોકલવા જોઇએ. તેમણે નગરે નગર ફરીને સર્વ જનસમાજને સ્વદેશ પ્રેમના મંત્રની દીક્ષા આપવી અને સર્વને ઐક્ય–સૂત્રના બંધનમાં બાંધવા. પ્રજાજનનાં હૃદય–ક્ષેત્ર તૈયાર થતાંજ યોગ્ય સમયે મોગલ રાજ્યનો ધ્વંશ કરવાનો યત્ન કરવામાં આવશે. પ્રથમ દેશ–સેવકોએ દેશમાં સર્વત્ર ફરીને ખૂણેખોચરે ફરી વળી–સ્વદેશ પ્રેમનો ઉપદેશ આપીને દેશ–બંધુઓના હૃદયમાં દેશ–પ્રેમનો મોહનમંત્ર રેડી આપવો જોઇએ. તેઓ જ્યારે દેશ–પ્રેમનું રહસ્ય જાણશે ત્યારેજ તેઓ દેશ–હિતના કાર્યમાં સહાયતા આપવા તન–મન

ધન અર્પણ કરશે ! ત્યારેજ તેઓ દેશના નેતાઓની પૂઠે વજ્ર જેવાં હૃદય લઇ દુશ્મનોના સખ્ત ઘા સહન કરવામાંજ સર્વ સુખ માનશે. પ્રત્યેક દેશીબંધુના હૃદયમાં દેશ પ્રેમની મધુર વિણા વાગવી જોઇએ. સર્વનાં હૃદયમાંથી એકજ પ્રકારનો સુમિષ્ટ સ્વર નીકળવો જોઇએ. પ્રથમ ક્ષેત્ર તૈયાર કરો. પછી બીજ રોપો. યથા સમયે વૃક્ષ થશે. તેના ઉપર સુમધુર ફળો ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. ગુરૂ અને શિષ્ય વચ્ચે આ પ્રમાણે વાતચિત થયા પછી શંકર અને સૂર્યકાંતને એ વિચાર જણાવવામાં આવ્યો. તેમણે તેમાં સમ્મતિ આપતાં જણાવ્યું કેઃ જ્યાં સુધી દેશના ખૂણેખૂણામાં સ્વદેશપ્રેમનો મોહનમંત્ર નહિ પહોંચી જાય અને જ્યાં સુધી દેશના એક શૂદ્રથી તે બ્રાહ્મણ પર્યંત સ્વદેશપ્રેમી સન્યાસી નહિ બને ત્યાં સુધી આપણા કાર્યમાં વિઘ્ન સમજવું. વિલંબ થાય તેની ચિન્તા નહિ પણ કામ બહુ મજબુત થવું જોઇએ. શંકરને એ કાર્યનો નેતા બનાવવામાં આવ્યો. તેણે ઘણી ખુશીથી એ કાર્ય સ્વમસ્તકે ઉપાડી લીધું. તેણે તુર્તજ કેટલાક સ્વદેશહિતચિંતક વિદ્વાન વક્તાઓને બોલાવી દેશોદ્ધારનો ઉદ્દેશ્ય સમજાવ્યો, અને નગરે નગર તથા ગામે ગામ ફરી સર્વ જન–સમાજને સ્વદેશપ્રેમનો મહિમા સમજાવી જુલ્મી મોગલ–રાજ સત્તામાંથી મુક્ત થવાના કાર્યમાં સહાયતા કરવા આમંત્રણ કર્યું. કેટલાક કાર્યદક્ષ, ઉત્સાહી, વિશ્વાસુ અને બુદ્ધિમાન વિદ્વાન વક્તાઓ એ કાર્ય માટે તૈયાર થઇ ગયા. તેઓ બંગ દેશના ભિન્ન ભિન્ન સ્થાને ઉપદેશ કરવા ઉપડી ગયા, અને તે પોતે પણ એજ ઉદ્દેશ્યથી એક દિશામાં પ્રવાસે ચાલ્યો ગયો. તેજ દિવસે સન્ધ્યા સમયે સૂર્યકાન્તના એક સેવકે આવી સૂર્યકાન્તને એક વીંટી બતાવી કહ્યું: “આપે જેને આ વીંટી આપી હતી તે આપને મળવા ચ્હાય છે. આપ વીંટી લો. યમુના કિનારે તે તમને મળી શકશે.”

સૂર્યકાન્તઃ " તમે તેને ક્યાં જોઇ ? "

સેવકઃ " માર્ગમાં. પરંતુ તે ત્યાં ઉભી રહી નહિ. "

સૂર્યકાન્ત સમજી શક્યો કેઃ કુલજાનિ તેને મળવા ચ્હાય છે. તેણે તેની પ્રાર્થના પૂર્ણ કરવાનો અભિપ્રાય દર્શાવ્યો. સેવક ચાલ્યો ગયો.

કુલજાનિ યમુના કિનારે એકલી ઉભી ઉભી આકાશ પાતાળનો વિચાર કરતી હતી.

આ સમયે યમુનાનાં જળ બહુ શાંત અને સ્થિર થઇ રહ્યાં હતાં. એ સમયે તેના હૃદયપટ ઉપર એક પણ ક્ષુદ્ર તરંગ જણાતું ન હતું. તે સ્થિર જળ ઉપર ચાંદનીવાળા નીલ આકાશની છાયા પડી રહી હતી. યમુનાની આસપાસના પ્રદેશ ઉપર ચારે દિશામાં મધુર ચાંદનીએ સ્વચ્છ પ્રકાશ પાડી દીધો હતો. કિનારો શોભાવી રહેલી વૃક્ષ-શ્રેણી નિશ્ચલભાવે સ્તબ્ધ થઇ રહી હતી. કુલજાનિ અનેક ક્ષણપર્યંત માર્ગ સ્હામે જોઇ રહી હતી, પરંતુ તેણે સૂર્યકાન્તને જોયો નહિ. તેણે વિચાર્યું કેઃ "ત્યારે શું તેમને સમાચાર નહિ મળ્યા હોય ?" એ વિચાર સાથેજ કુલજાનિનું કોમળ હૃદય સહજ થરથરી ઉઠયું.

એક ઉંડો નિઃશ્વાસ નાંખી કુલજાનિ વિચારવા લાગીઃ—

" કદાચ તેમને મ્હારા સમાચાર ન પણ મળ્યા હોય ! કદાચ સમાચાર મળ્યા હોય તેમ છતાં આવવાની ઇચ્છા ન હોય તો ? પણ ન આવવાનું કારણ શું ? હું કોણ ? તેમના ચરણના કણ્ટક સ્વરૂપ-હું કોણ ? મ્હારે માટે તેમણે જે કાંઇ કર્યું છે તેજ યથેચ્છ છે, તો પણ મન માનતું નથી. આ તેજ યમુના-કિનારો, આ તેજ મધુર-રાત્રિ, આવીજ ચાંદની રાત્રે, આ સ્થાનમાંજ તેમનાં મ્હેં તે દિવસે દર્શન કર્યાં હતાં. અરેરે ! આજે તેને કેટલા દિવસ થયા ! મન ભરાય તેટલી વાર સુધી તો હું તેમનાં દર્શન કરી શકી નથી ! મ્હારામાં બળ કેટલું ?

હું મ્હારા ક્ષુદ્ર પ્રાણુ વડે જનની જન્મભૂમિની સ્વતંત્રતાનો વિચાર કરૂં છું. વિચારતાં વિચારતાં સર્વે ભૂલી જાઉં છું! પરંતુ બીજી ક્ષણેજ જે સમયે મ્હારા હૃદયરૂપી ક્ષીણ–પ્રવાહી નદીમાં પ્રેમનો પ્રબળ પ્રવાહ વહે છે તે વખતે મનમાં એમજ થાય છે કે: બધું જવા દે. સૂર્યકાન્તને એક વખત મુક્તકણ્ઠે કહું કે: પ્રાણેશ્વર! તમે મ્હારા હૃદયાસન ઉપર બિરાજો. પ્રાણ તૃપ્ત થતાં સુધી તમારા રૂપ–સુધાનું પાન કરવા દો! " ઓ મા! જન્મભૂમિ! સમસ્ત પ્રાણુ તો તમને અર્પણ કરી શકતી નથી, તેથીજ વેગળી રહી છું. મા! છાતી ફાટી જાય છે! પ્રાણુ વ્યાકુલ થઇ રહ્યો છે, તેમ છતાં હું સમજી શકતી નથી કે કદાચ મ્હારાજ કારણથી તમારા પુત્રરત્નનું કોઇ પ્રકારે લક્ષ્ય ભ્રષ્ટ થાય છે કે નહિ! મા! સ્વાર્થને પરમાર્થનો વિચાર હોય ખરો? એકનું મંગલ કરવાની ધારણાવાળું મન અનેકના મંગલની કલ્પના શા માટે કરે? પણ મા! મ્હને તેવા વિચારો સ્ફુરે છે. હું માનું છું કે: મ્હારો સ્વાર્થ ભલે નષ્ટ થાય, તેને બદલે અનેક દેશ–જનોનું ભલે કલ્યાણ થાય. તેઓ મહાપુરૂષ છે. દેશપ્રેમના મહાવ્રતમાંજ જીવન અર્પણ કર્યું છે. હું તેમનાં ચરણમાં કેમ સ્થાન પામીશ! પરંતુ મા! આજે તો છેલ્લો દિવસ છે. આજે તો વિદાય થઇશ. ક્યાં જઇશ? યશોહરનો ત્યાગ કરી સ્વર્ગમાં જવાની પણ મ્હને ઇચ્છા થતી નથી. ત્યારે? મ્હેં પણ એજ મહાવ્રત ગ્રહણ કર્યું છે. બાહુમાં બળ નથી એ ખરૂં પરંતુ હૃદયમાં સાહસ છે. જોઇશ કે એ સાહસથી કેટલું કામ કરી શકાય છે? જે સંકલ્પ કર્યો છે તે અવશ્ય કરીશ, તોજ હું તેમને યોગ્ય! મા! બંગભૂમિ મા! શું મ્હારી આશા પૂર્ણ નહિ થાય?"

રાત્રિની સ્તબ્ધતાનો ભંગ કરી એકાએક એક નિશાચર પક્ષી તેના મસ્તક ઉપર ભયંકર ચિત્કાર કરી ઉડ્યું. કુલબાનિ કમ્પાયમાન થઇ.

તે સમયે બે હાથ જોડી શોકાકુલ કુલજાનિ આકાશ સ્હામે જોવા લાગી. સ્વચ્છ ચાંદનીના પ્રકાશમાં તેનું મ્લાન મુખ મણ્ડલ અને સજલ નયન, અતિ વેગળેથી પણ સ્પષ્ટ જણાતું હતુ. તેના મુખ ઉપર જણાતા દુઃખ-કરૂણાના શેરડા તેના હૃદયની સમસ્ત વ્યાકુલતા દર્શાવી આપતા હતા. ગંભીર યમુનાએ એવા અનેક દુઃખ કરૂણા જનક નર-નારીઓની મનોવ્યથા અનંતકાલથી જોઇ હતી. આજે પણ તે શાંત ચિત્તે કુલજાનિના મુખ ઉપર જણાતી શોક-છાયા જોઈ છે!

એ સમયે સૂર્યકાન્તે દૂરથીજ એ દ્રષ્ય જોયું. જોતાં જોતાં વિ-સ્મય, સ્નેહ, અને કરૂણા જોઇ તેનું હૃદય પિગળી ગયું. તે મૂર્તિમંત કરૂણા-દેવીનાં દર્શન કરી વીરનું વીર-હૃદય ક્ષણ કાલને માટે ગળી ગયું, પરંતુ તેના દ્રઢ-અચલ-લક્ષ્યમાં કાંઇ પણ ખામી આવી નહિં!

---

## દ્વિતીય પરિચ્છેદ.

### દેવીમૂર્તિ.

કુલજાનિએ જ્યારે જોયું કે સૂર્યકાન્ત તેની બાજુમાંજ ઉભો છે ત્યારે જરા સંકોચાઇ, લજાઇ, ઉઠી ઉભી થઇ ગઇ, અને નીચે મસ્તકે નેત્રનાં આંસુ લૂછતાં લૂછતાં બોલીઃ-

"મ્હારો અપરાધ ક્ષમા કરજો. આપના દર્શનની અભિલાષા રાખી આપના ગુસ્સાનું હું કારણ થઈ પડી છું."

સૂર્યકાન્ત હજી પણ પોતાનાં નેત્રવડે તેજ મૂર્તિમંત કરૂણા દેવીનાં દર્શન કરી રહ્યો હતો. તે નિરૂત્તર થઇ ઉભોજ રહ્યો.

કુલજાનિ પુનઃ એજ શબ્દો બોલી એટલે સૂર્યકાન્ત એક ક્ષુદ્રઃ

નિ:શ્વાસ નાંખી કાંઇક બોલવા જતો હતો, પરંતુ તે વિચારો મનમાંજ દાબી દઇ બોલ્યોઃ " તમે મ્હને શા માટે બોલાવ્યો છે ? "

કુલજાનિ; " હું સત્વર યશોહરનો ત્યાગ કરી જવાની છું, એ કહેવા માટેજ આપને બોલાવ્યા છે. "

સૂર્યકાન્તઃ " તમે ક્યાં જશો ? શા માટે જાઓ છો ? "

કુલજાનિએ પ્રથમ તો તેનો ઉત્તર દેતાં આનાકાની કરી પરંતુ પછી કહ્યું: " આટલા દિવસ અત્રે રહીને મ્હેં આપનો સમસ્ત મહત્ ઉદ્દેશ્ય જાણી લીધો છે. હું ધારૂં છું કેઃ હિંદુઓનો એ સૌભાગ્ય સૂર્ય ચિર દિન પ્રકાશતોજ રહેશે. આપની કૃપાથી હું આ નગરમાં અતિ સુખમાં હતી, પરંતુ એના કરતાંયે એક ઉચ્ચ સુખની આશા મ્હારા હૃદયમાં જાગ્રત થઇ છે. તેને માટેજ હું યશોહર ત્યાગ કરી જાઉં છું. "

સૂર્યકાન્તઃ " માતા ભવાની તમારી તે શુભ આશા પરિપૂર્ણ કરશે. "

આ સમયે કુલજાનિ સજલ નયને બોલીઃ " આપનો આશીર્વાદ સફળ થાઓ. કદાચ આ જીવનમાં હવે પુનઃ આપનાં દર્શન કરી શકીશ નાહ. કદાચ આ છેલ્લી ભેટજ છે. અતિશય પુણ્યબલ હશે તોજ ભવિષ્યમાં કોઇ વખત આપનાં દર્શન કરી શકીશ, પરંતુ તેવી આશા રાખવાનું સાહસ કરી શકતી નથી. વીરવર ! જે મહાવ્રત માટે આપે જીવન સમર્પણ કર્યું છે તેવુંજ વ્રત આ દુઃખી રમણીએ પણ ગ્રહણ કર્યું છે. બંગાલા દેશની જે સ્ત્રીએ કદી પણ ઘરનું આંગણું ઓળંગ્યું નથી તેનીજ આ દુરાકાંક્ષા! કિંતુ દેવ—"

આટલે સુધી બોલી કુલજાનિએ સજલ નયને પૃથિવી સ્હામે જોયું. એક ક્ષુદ્ર નિઃશ્વાસ મૂકી પુનઃ તે બોલીઃ " કિન્તુ દેવ ! હૃદયમાં

રાત દિવસ જે અગ્નિ ભડભડી રહ્યો છે, તે જો બોલવી શકી હોત તો આપ જાણત કે એ વ્રત ગ્રહણ કરવામાં મ્હને કેવો આનંદ પ્રાપ્ત થયો છે!"

સૂર્યકાન્ત વિસ્મય પામી તેના મુખ સ્હામે જોઇ રહ્યો. કુલજાનિ બોલવા લાગી:

"વ્રત ઉદ્યાપન કર્યા પછીજ હવે હું આ સ્થળે આવીશ. જો આ દુઃખી મનમાં સ્થાન આપશો તો આપની આપેલી આ વીંટી બતાવી યુમના કિનારે પુનઃ આપનાં દર્શન કરવા ભાગ્યશાળી થઇશ. નહિંતો બસ. આજે છેલ્લો મેળાપ સમજવો."

પુનઃ પેલા દુષ્ટ નિશાચાર પક્ષી એને તેના મસ્તક ઉપર ભયંકર ચિત્કાર કર્યો! કુલજાનિનું હૃદય થરથરી ઉઠયું!

સૂર્યકાન્તે ગંભીર સ્વરે કહ્યું: "કુલજાનિ! હું કાંઇ પણ સમજી શકતો નથી. શું તમે મ્હારા મનનો યથાર્થ અભિપ્રાય જાણી લીધો છે?"

કુલજાનિ: "આપને મળેલું ઉચ્ચ સન્માન—પ્રતાપાદિત્યનું મહાન રાજ્યપદ મોગલ બાદશાહ સહન કરશે એમ હું ધારતી નથી. અનેક દિવસ પછી હમણાં હિંદુ—મોગલો વચ્ચે મહાન ઘનઘોર યુદ્ધાગ્નિ પ્રકટશે. આપ હમણાં તેવોજ ઉદ્યોગ કરી રહ્યા છે."

સૂર્યકાન્ત: "એ તો સત્ય છે. કિંતુ તમે કેવું વ્રત ગ્રહણ કર્યું છે?"

કુલજાનિ: વીરવર! હું અસહાય રમણી છું, પરંતુ મ્હારૂં વ્રત અતિ કઠોર અને દુઃસાધ્ય છે."

સૂર્યકાન્ત: "એવું વ્રત ગ્રહણ કરવાનું પ્રયોજન શું?"

કુલજાનિએ મસ્તક નીચું નમાવ્યું. તેના મ્હોટાં મ્હોટાં નેત્રમાંથી બે ચાર જળબિંદુ સરી પડયાં.

કુલજાનિ બોલી: " વીરવર ! આપ પૂછો છો તેથીજ કહું છું, નહિં તો કોઇ સાંભળે તો તેને સંદેહ થાત કે નહિં–સાંભળીને તેને હસવું આવત કે નહિં–તે હું કહી શકતી નથી! હું પરણ્યા વગરની–બ્રહ્મચારિણી–હોવા છતાં પણ મ્હેં પતિવ્રત ધર્મ ગ્રહણ કર્યો છે!! પત્નીએ પતિના ધર્મમાં સહાય થવુંજ જોઇએ. મ્હારા જે પતિ થનાર છે તેણે વીર ધર્મની દીક્ષા લીધી છે. તેણે સ્વદેશના ઉદ્ધારને માટે જીવન સમર્પણ કર્યું છે, તેથીજ મ્હેં મ્હારી ઇચ્છાથીજ તે વ્રત ગ્રહણ કર્યું છે."

બન્ને ચુપચુપ ઉભાં છે. કોઇ એક શબ્દ પણ બોલતું નથી. મસ્તક ઉપર ઉંચે નીલ આકાશ છે, પગ આગળ સ્થિર–યમુના છે, બાજુમાં ચુપચુપ વૃક્ષઝુંડ ઉભાં રહ્યાં છે!

સૂર્યકાન્ત કરૂણાપૂર્ણ સ્નેહ દ્રષ્ટિવડે કુલજાનિનું પવિત્ર મુખ-કમળ નિહાળવા લાગ્યો. તે મનમાં ને મનમાંજ બોલ્યો: આ બાલિકા કોણ હશે ? શું એ કોઇ ગુપ્ત વેશધારી દેવબાળા હશે ? શું એ મ્હારી પરીક્ષા કરે છે ? પ્રથમ વ્રત ઉધાપન કરીશ. ત્યાર પછી ? પ્રથમ વ્રત ઉધાપન ? હાય! આ સ્વર્ગનું પારિજાત સંસારમાં ક્યાંથી ? કુલ—"

વેગળેથી કોઇએ વાંસળી વગાડી. શાંત રાત્રે બંશી ધ્વનિ કેવો મધુર લાગે છે ? બન્નેનાં દેહ કમ્પાયમાન થયાં! બન્નેએ એક બીજાના સ્હામે જોઇ ચક્ષુ નીચાં નમાવ્યાં.

સૂર્યકાન્ત: " કુલજાનિ ! જો જગદીશ્વર વખત લાવશે તો પુનઃ આપણો મેળાપ થશે. અત્યારે તો વિદાય."

કુલજાનિ: " વિદાય ? આ અભાગિણીને ભૂલશો નહિં."

સૂર્યકાન્ત: " તમે દુઃખી બંગભૂમરૂપે, દેવી મૂર્તિરૂપે આ હૃદયમાં સ્થાન મેળવ્યું છે ? "

એ સાંભળી કુલજાનિના શરીરે રોમાંચ થયો. દેહ કમ્પાયમાન થયો. કુલજાનિ એકીટસે તેના વદન મણ્ડલ સ્હામે જોઇ રહી. જોતાં જોતાં નેત્ર ફેરવી લીધાં. તેજ ક્ષણે સૂર્યકાન્ત નજરથી વેગળો જતો રહ્યો. ગુમ થઈ ગયો !

# તૃતીય પરિચ્છેદ.

## અદ્ભૂત સાહસ.

પ્રતાપને હાથે વસન્તરાય અને તેના પુત્રોનો નાશ થયો તે પછી કેટલેક દિવસે કેટલાક કર્મચારીઓએ ગુપ્ત સલાહ મસલત કરી કે: " ગમે તેમ થાઓ પણ પ્રતાપના એ નિષ્ઠુર કૃત્યનો બદલો લેવોજ જોઇએ. બીજું કાંઇ ન બને તો હવે પ્રતાપને આગળ વધવા દેવો નહિ. આપણા પ્રભુના એકના એક બાળક પુત્ર રાઘવનો તેના હાથમાંથી ઉદ્ધાર કરવો જોઇએ. રાઘવને કોઇ પણ પ્રકારે હાથમાં લેવાથી કોઇ એક દિવસ પણ તે પિતાનું વૈર લેશે. પ્રતાપને પોતાના દુષ્કૃત્યનું ફળ ભોગવવું પડશે."

વસન્તરાયના સર્વ કર્મચારીઓમાં રૂપરામ બસુ અગ્રસર હતો. રૂપરામે જઇ હિજલી કાંથીના પ્રતાપી જમીનદાર ઇશાખાં મચ્છન્દરીનું શરણ ગ્રહણ કર્યું. તેણે ઇશાખાંને કહ્યું:

" જહાંપનાહ ! આપ નામદારે એનો કાંઇ ઉપાય કરવો જોઇએ. મહારાજ વસન્તરાય આપના પરમસ્નેહિ મિત્ર હતા. તેજ મહારાજનો વિના અપરાધે, કુટુંબ સહિત, અતિ નિષ્ઠુરતા પૂર્વક પ્રતાપાદિત્યે નાશ કર્યો છે. આપ જો તેને યોગ્ય દણ્ડ નહિં આપો તો અમે બીજે કોને

શરણે જઈ અમારા સ્વર્ગીય પ્રભુના શત્રુને દણ્ડ આપવાની પ્રાર્થના કરીશું? મહારાજ વસન્તરાયના એક બચેલા બાળક પુત્ર રાઘવ, દુષ્ટ પ્રતાપાદિત્યના હાથમાં છે. એ બાળકનું પરિણામ કેવું થશે તે આપ નામવરેજ વિચારી જોવું."

આ પ્રમાણે રૂપરામ કરૂણાજનક શબ્દો કહી ઇશાખાંને ઉશ્કેરવા લાગ્યો. ઇશાખાં વસન્તરાયનો મિત્ર હતો. લાંબા સમયથી બન્ને વચ્ચે બંધુભાવ પણ હતો! સરલ હૃદયના વસન્તરાયે મિત્ર ઇશાખાંને વિશેષરૂપે રાજી રાખવા એક વખત પોતાના શિરપેચની અદલા બદલી કરી હતી. તે સમયથીજ બન્ને વચ્ચે વિશેષ મૈત્રિભાવ પ્રચલિત થતો હતો.

તેથીજ પ્રભુભકત, સુચતુર રૂપરામ સમય જોઇ પ્રભુ–બંધુને શરણે ગયો હતો, અને પ્રતાપના હાથમાંથી પ્રભુ–પુત્રનો ઉદ્ધાર કરવા માટે અતિ કરૂણાજનક શબ્દોમાં નિત્ય નિત્ય ઇશાખાંની પ્રાર્થના કરવા લાગ્યો.

ધીર બુદ્ધિ ઇશાખાંએ તેનું કહ્યું માન્યું નહિં. તેણે રૂપરામને શાંત ચિત્તે ઉત્તર દીધો: " સાંભળો! પ્રબળ પ્રતાપાન્વિત પ્રતાપાદિત્ય સાથે સહસા વિરોધ કરવા જવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી. કારણ કે બંગાલના સમસ્ત સુબાઓ, રાજાઓ, અને જમીનદારો હમણાં તેમની ઇચ્છાનુસાર વર્તે છે. તેથી હમણાં તેનું બળ, બુદ્ધિ, સહાય, સમ્પતિ વગેરે યથેષ્ટ છે. ભારત–સમ્રાટ વિરૂદ્ધાચરણ કરવા જવું અને પોતાની વિપતિને પોતાની મેળેજ આમંત્રણ કરી લાવવી એ બન્ને સમાન છે."

હિજલીપતિનો એ અભિપ્રાય સાંભળી રૂપરામ વિશેષ બોલી શકયો નહિં. તે એક નિઃશ્વાસ મૂકી અમાત્યોના સ્હામે જોવા લાગ્યો.

તે સ્થળે ઇશાખાંનો મૂખ્ય સેનાપતિ બલવન્ત ઉભો હતો. તે નિર્ભય ચિત્તનો, અતિ સાહસી અને પ્રબળ વીર હતો. શત્રુના હાથમાંથી પ્રભુના બંધુ–પુત્રનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કરી તેણે બે હાથ જોડી દ્રઢતા પૂર્વક કહ્યું:–

" જહાંપનાહ ! આપ આજ્ઞા ફરમાવો તો આ દાસ તે શત્રુ–નગરમાંથી મહારાજ વસન્તરાયના પુત્ર રાઘવને સપાટાબંધ અહિં લઇ આવે. "

ઇશાખાં આશ્ચર્ય પામ્યો, સભામાં બેઠેલા અન્ય સભાસદો પણ આશ્ચર્ય પામ્યા. બલવન્તે પુનઃ અભિમાનપૂર્વક કહ્યું: " હુઝુર ! જો ગુલામ એ કામ ન કરી શકે તો યોગ્ય દણ્ડ આપશો. "

ઇશાખાંએ બળવન્તની નિર્ભયતા અને સાહસ જોઇ મનમાં ને મનમાંજ તેને ધન્યવાદ આપ્યો. તેણે કહ્યું: " વીર ! સમજ્યો છું કે તમારે માટે અસાધ્ય કાંઇ પણ નથી. તમને પૂછવાનું એટલુંજ કે કેટલું સૈન્ય લઇને પ્રતાપાદિત્ય સ્હામે તમે યુદ્ધ કરવા તૈયાર છો ? પ્રતાપાદિત્યનું સૈન્ય કેટલું છે તે તમે જાણો છો કે ? "

બળવન્તે નીચે મસ્તકે બે હાથ જોડી કહ્યું: " ના હુઝુર ! દાસ તે વાત યાદ કરવા ઇચ્છતો નથી. દાસની ઇચ્છા તો એટલીજ છે કે: આપની આજ્ઞા મળતાંજ સેવક યુક્તિપૂર્વક કાર્ય સિદ્ધિ કરવા શક્તિમાન છે. "

ઇશાખાંએ સ્પષ્ટ ખુલાસો કરવાની તેને આજ્ઞા ફરમાવી.

બળવન્તે કહ્યું: " જહાંપનાહ ! પ્રતાપાદિત્યના અન્ય હજારો દોષ હશે, તો પણ સાંભળ્યું છે કે તે ઘણાજ સત્યવાદી છે. સત્યનું પાલન કરવા માટે તે કોઇ પણ કાર્ય કરવા શક્તિમાન છે. તેથી મ્હેં ધાર્યું છે કે: કોઇ શુભ કાર્યનું બ્હાનું કાઢી, હું તેમને એકાંત મળીશ.

તે સમયે હું એવી ખુબીથી તેના ઉપર હુમલો કરીશ કે જેથી તેનું જીવન-મરણ સંપૂર્ણરૂપે મ્હારા હાથમાંજ રહેશે. તે સમયે હું પ્રતાપને પ્રતિજ્ઞા લેવડાવીશ કે કાં તો તેણે બાળક-રાઘવ મ્હને સોંપી દેવો નહિં તો તેજ ક્ષણે તેનો જીવ તેના શરીરમાં રહેશે નહિં."

બળવન્તનું સાહસ અને પ્રપંચી બુદ્ધિ જોઇ પ્રથમ તો ઇશાખાંનું શરીર કમ્પાયમાન થયું. પરંતુ હિજલીપતિના માથા ઉપર તે સમયે મૂર્તિમંત શનિએ આશ્રય લીધો હતો તેથી તેણે પરિણામનો વિશેષ વિચાર કર્યા વગરજ કેવળ એટલુંજ કહ્યું કે: "ત્યાર પછી?"

આ સમયે બળવન્તે છાતી ફુલાવી ઉત્તર દીધો.

"ત્યાર પછી બીજું શું જહાંપનાહ! ત્યાર પછી આ દાસ નિર્વિઘ્ને બાળક રાઘવને લાવી આપના હાથમાં અર્પણ કરશે. સત્યવાદી પ્રતાપાદિત્યને એવી ખુબીથી પ્રતિજ્ઞા બદ્ધ કરી લઇશ કે જ્યાં સુધી તે મ્હને સંપૂર્ણ રૂપે હિજલી ન પહોંચાડે ત્યાં સુધી તે મ્હારૂં કાંઇ પણ અનિષ્ટ કરી શકે નહિ."

રૂપરામ આ સમયે વખતો વખત બળવન્તના પક્ષનું સમર્થન કરવા લાગ્યો, અને મૃત પ્રભુનાં ગુણગાન ગાઇ પ્રભુ-મિત્રને વિશેષરૂપે ઉત્તેજિત કરી મૂક્યો! ઇશાખાંએ બળવન્તની પ્રાર્થના કબૂલ કરી.

બળવન્ત ત્વરિત ગતિવાળી નૌકામાં બેસી યશોહર પહોંચ્યો. મહારાજ પ્રતાપાદિત્યે વિશેષ આદરસત્કાર કરી કાકાના મિત્રના સેનાપતિને અતિથિ રૂપે ગ્રહણ કર્યો. યથારીતિ શિષ્ટાચાર અને કુશળ પ્રશ્નાદિ પછી દુષ્ટ બુદ્ધિના બળવન્તે કહ્યું:

"મહારાજ! હું મ્હારા માલિકના એક ગુપ્ત કાર્ય માટે સલાહ લેવા આવ્યો છું. કૃપા કરી પ્રથમ સલાહ આપી સેવકની ઉત્કંઠા દૂર કરો."

વિચક્ષણ બુદ્ધિમાન પ્રતાપે તત્ક્ષણાંત્ તેને એક ખાનગી દિવાન-

ખાનામાં લઇ જઇ વાર્તાલાપ કરવા માંડયો. બળવન્તે હિજલીના રાજ અમલ સંબંધી બે ચાર આડી અવળી વાતો કર્યા પછી તેણે એકાએક પ્રતાપાદિત્ય ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો અને તેમની છાતી ઉપર તરવારની અણી રાખી ગંભીર સ્વરે કહ્યું: “ મહારાજ ! હું કૃતઘ્ની છું, પાપી છું કે વિશ્વાસઘાતી છું તે વાતનો નિર્ણય પછી થશે. પરંતુ હમણાં તો આપનું જીવન-મરણ મ્હારા હાથમાં છે. મ્હારે જે જોઇએ તે આપવા માટે ધર્મની પ્રતિજ્ઞા કરો, અને તે આપી મિત્રની પેઠેજ મ્હને મુક્ત કરો. તેમ કરશો તોજ આપનો પ્રાણ બચશે. નહિ તો હમણાંજ મ્હારે નરકાગ્નિ પ્રજ્વલિત કરવો પડશે. ”

બળવન્ત પ્રતાપની છાતી ઉપર બેઠો હતો. તેણે એક હાથે પ્રતાપનું ગળું દબાવી બીજે હાથે છાતીપર તરવાર ધરી રાખી હતી.

આ સમયે પ્રતાપ સંપૂર્ણ નિરૂપાય હતા. તદ્દન સાદાં વસ્ત્રો પહેરી, હથિઆર રહિત સ્થિતિમાં તેઓ શત્રુના કબજામાં ગયા હતા. પ્રતાપે મનમાં ને મનમાં બળવન્તની પ્રશંશા કરી. તેમણે મનમાંજ કહ્યું: “ મ્હને યોગ્ય શિક્ષા થઇ છે. રાજનીતિનો અર્થજ પ્રપંચી બુદ્ધિ ધારણ કરવી. પ્રત્યેક મનુષ્યથી સાવચેત રહેવું. કોઇનો પણ વિશ્વાસ રાખવો નહિ. કઇ વખતે કયો મનુષ્ય દગો કરશે તે કોણ કહી શકે છે ? હું “રાજા” હોવા છતાં મ્હેં એવી રાજ-બુદ્ધિ ધારણ કરી નહિ, એવી સાવચેતી રાખી નહિ અને આ અજાણ્યા મનુષ્યનો વિશ્વાસ રાખી આત્મ રક્ષણનો ઉપાય કર્યો નહિ, વગર વિચારે એકાંતમાં તેની સાથે આ દિવાનખાનામાં આવ્યો, એક પણ મનુષ્યને શરીર-રક્ષક તરીકે યોજ્યો નહિ ! ધિક્ છે મ્હારી બુદ્ધિને ! ગમે છેટલી ગુપ્ત વાત હોય, ગમે તેટલું એકાંત હોય છતાં બે ચાર બળવાન વીર બહાદુરોને ગુપ્ત રીતે આસપાસ રાખવાજ જોઇએ. એજ રાજ-ધર્મ. કોઇનો પણ

વિશ્વાસ ન કરવો એજ રાજધર્મ. આવે વખતે હમેશાં પોતાનાં હથિઆર પોતાની પાસેજ રાખવાં એજ રાજધર્મ. હું રાજધર્મ ભૂલ્યો તેટલીજ વિપદ અત્યારે ભોગવવી પડે છે. આ મનુષ્ય મહા પાપી અને વિશ્વાસઘાતી હોવા છતાં એનું સાહસ, નિર્ભયતા અને પ્રપંચી-બુદ્ધિને ધન્ય છે. એ બધું મ્હારે માટે શિક્ષણીય છે."

મહાનુભવ પ્રતાપાદિત્યે બળવન્તને વચન આપ્યું. તેણે સત્ય પ્રતિજ્ઞા કરી. બળવન્તે કહ્યું: "મહારાજ! મૃત વસન્તરાયનો પુત્ર બાળક રાઘવ મ્હારા તાબામાં સોંપવો પડશે, અને હું જ્યાં સુધી સહી સલામત હિજલી નહિ પહોંચુ ત્યાં સુધી આપ મ્હારૂં કાંઇ પણ અનિષ્ટ કરી શકશો નહિ."

પ્રતાપ નિરૂપાય હતા. તેમણે બળવન્તનું કથન કબુલ કર્યું. બળવન્ત પણ તેમની છાતી ઉપરથી ઉઠી નીચો નમી સલામ કરી ઉભો રહ્યો. સત્ય પ્રતિજ્ઞા પાલક પ્રતાપાદિત્યે સ્વપ્રતિજ્ઞાનું યથાર્થ રીતે પાલન કર્યું. ધન્ય સત્યનિષ્ઠ પ્રતાપ! તમારા જેવા એક વચની, નિષ્કપટી રાજા ભાગ્યેજ બીજા હશે. ધન્ય છે તમારી પ્રતિજ્ઞાને! તમે કળિયુગમાં પણ સત્ય વ્રતધારી રાજા હરિશ્ચંદ્ર હતા એમ અમારે કહેવું પડશે! એવે સમયે મોગલ બાદશાહો વચન આપી ફરી જનારા જણાયા છે! તેમણે એવા કાર્ય માટે નીતિ કે સત્ય નિષ્ઠાને માથે લાત મારી જે પણ ધન્ય છે તમને! તમે હિંદુ નામનું સાર્થકય કર્યું છે!

પ્રતાપે તુર્તજ બાળક રાઘવને બોલાવી તે બળવન્તને સોંપી દીધો અને બળવન્તને તેના સાહસ માટે યોગ્ય ઇનામ આપી વિદાય કર્યો.

---



# ચતુર્થ પરિચ્છેદ.

## હિજલી-વિજય.

પરંતુ સુતેલા સિંહને છંછેડી કોણ સુખી થયું છે ? નિરપરાધીને સતાવી કોનું કલ્યાણ થયું છે ? સુતેલા સિંહ-પ્રતાપને બળવન્તે છંછેડયો હતો. નિરપરાધી પ્રતાપને બળવન્તે સતાવ્યો હતો. શું તે તેનો બદલો લીધા વિના કદી પણ રહે ખરો કે ? હા, સત્ય પ્રતિજ્ઞાનું પાલન કરવું એ તેમનો ધર્મ હતો. તે ધર્મ તેમણે પાળ્યો છે પરંતુ રાત્રેજ પ્રતાપે પોતાના પ્રિય મિત્ર શંકર અને સૂર્યકાન્ત વગેરેને બળવન્તની વિશ્વાસઘાતકતા અને કપટી આચરણ સબંધી સર્વ વાત કહી દીધી. તે સાંભળતાંજ સર્વના નેત્રમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. સર્વના મનમાં વેર લેવાની દ્રઢ પ્રતિજ્ઞા થઇ. કોઇએ મ્યાનમાંથી તરવાર કાઢી તુર્તજ બળવન્તનુ મસ્તક કાપી લાવવાની પ્રાર્થના કરી, કોઇએ હાથમાં ધનુષ્યબાણ ઉંચકી હિજલીપતિ ઇશાખાંનું કાળજું વિંધવાની ઇચ્છા દર્શાવી. કોઇએ છાતી ઠોકી હિજલી ઉપર અગ્નિ વૃષ્ટિ કરવાની માંગણી કરી. આ પ્રમાણે ત્યાં ઉભેલા સર્વ બહાદુર વીરોએ વેર લેવાની માંગણી કરી પરંતુ પ્રતાપે કહ્યું: " સાંભળો ! હવે તે મહા પાપીના પ્રાયશ્ચિતનો સમયજ આવી પહોંચ્યો છે. હવે તે દુષ્ટાત્મા હિજલી પહોંચ્યો હશે. મ્હારા સત્ય વ્રતનું રક્ષણ થયું છે. પાપીને તેના પાપનો યોગ્ય દણ્ડ આપવોજ જોઇએ. આપણે હિજલી પતિનો કશો અપરાધ કર્યો નહોતો પછી તેણે શા માટે અમારા

કામમાં વચ્ચે પડવું જોઇએ ? તેનાં એ પાપ કૃત્યનો બદલો તેના મા-
લિક સહિત તેને મળવો જોઇએ. હું તો એમજ કલ્પના કરૂં છું કેઃ
બંગાલાના તમામ સુબા સંપૂર્ણ રૂપે મ્હારે વશ થવાજ જોઇએ એવી
માતા યશોહરેશ્વરીનીજ ઇચ્છા હશે. બસ, આપણે માની ઇચ્છા પૂર્ણ
કરવી એજ આપણો ધર્મ. તમે સર્વે તૈયર થાઓ. આ વખતે હિજ-
લીના રણમેદાનમાં નર—રક્તની નદી વહેશે.'

સર્વ સરદારો વગેરેએ પ્રતાપના વિચારને અનુમોદન આપ્યું.
તેમણે હુંકારધ્વનિ રી પોતાનો જુસ્સો બતાવી આપ્યો. સર્વના મુખ
ઉપર તેજસ્વિતા જણાવા લાગી. જાણે હમણાંજ યુદ્ધ માટે તૈયાર થયા
ન હોય! ધન્ય એ શપ્રેમ !

થોડા સમયમાંજ બળવન્ત હિજલી પહોંચી ગયો. તેણે અભિમાન
ભરેલે હસ્તે મુખે રાઘવ ઉર્ફે કચુરાયને ઇશાખાંના હાથમાં સમર્પણ
કર્યો. એ જોઇ ઇશાખ, રૂપરામ તથા રાજ્યના અન્ય સરદારોના
આનંદની સીમા રહી નહિ. સર્વ બળવન્તને ધન્ય કહેવા લાગ્યા. બ-
ળવન્ત ગર્વ ભરેલી છાતી ફુલાવી સર્વના સ્હામે જોઈ બહાદુરી સૂચક
વદન હલાવી નમવા લાગ્યો. ઇશાખાંને બહુ સંતોષ થયો. તેણે બળ-
વન્તનો બરડો થાબડી સાબાશી આપી અને કહ્યુંઃ " વીર ! હવે આ-
પણે ક્ષણ માત્ર પણ બેસી રહેવું ઉચિત નથી. પ્રતિહિંસા પરાયણ
પ્રતાપાદિત્ય ચુપચુપ અપમાન સહન કરે એ સંભવિત નથી. તેથી
આપણે સવેળા તૈયાર રહેવું જોઇએ. તમે લશ્કરને ઉત્તેજિત કરો. તેમને
કહો કેઃ શરીરમાં પ્રાણ રહે ત્યાં સુધી પરધર્મી હિંદુઓને શરણે જવું
નહિ. પ્રાણ હોય ત્યાં સુધી આપણી રાજ સત્તા માટે લડવું એજ
ધર્મ છે. વળી યુદ્ધને માટે જે જે દ્રવ્ય સામગ્રીની આવશ્યકતા છે તે
અત્યારથીજ સંગ્રહ કરવા માંડો. વિલંબ કરશો નહિ. ઝટ તૈયાર
થઇ જાઓ. "

બન્ને પક્ષ તરફથી યુદ્ધની મહાન તૈયારીઓ થવા માંડી. હિજલીના સર્વે કિલ્લાઓ અધિક પ્રમાણમાં મજબુત બનાવવામાં આવ્યા. ઇશાખાંએ મ્હોટા પ્રમાણમાં લશ્કર એકત્ર કર્યું. બીજી તરફ મહાબળવાન પ્રતાપ, શંકર, સૂર્યકાન્ત, રોડા, રઘુ, મદન, સુંદર વગેરે બળવાન યુદ્ધ કુશળ સેનાપતિઓ સહિત, પુષ્કળ નૌકા અને ગોળા, ગોળીઓ, તોપો, બંદુકો, તરવારો, અને તીક્ષણ ધનુષ્યબાણ વગેરે સામગ્રી લઇ અતિ ઉત્સાહ પૂર્વક શત્રુનો પરાજય કરવા નીકળ્યા. યુદ્ધમાં ગમન કરતી વખતે તેમણે માતા યશોહરેશ્વરીની ભક્તિપૂર્વક પૂજા કરી. પ્રેમ ગદ્દગદ્દ કણ્ઠે કહ્યું: "માતાજી! ભક્તાની મનોવાચ્છના પૂર્ણ કરજો."

અનુકૂળ વાયુ પ્રવાહ હોવાથી અતિ અલ્પ સમયમાંજ પ્રતાપ સૈન્ય સહિત હિજલી નજીક આવી પહોંચ્યા. તેમણે જળમાર્ગેથી અને સ્થળ માર્ગેથી, એમ બન્ને તરફથી હિજલીને ઘેરો ઘાલવો એ કર્તવ્ય માની તેમણે સૈન્યને બે વિભાગમાં વહેંચી દીધું. જળમાર્ગનો સેનાપતિ થયો મહા પરાક્રમશાળી રોડા અને સ્થળ માર્ગનો સેનાપતિ થયો ઉત્સાહશીલ રણકુશળ સૂર્યકાન્ત. સર્વથી પહેલાં શત્રુ પક્ષને ચમકાવવા કહો કે તૈયાર કરવા માટે ફિરંગી રોડાએ તોપનો એક અવાજ કર્યો. તોપનો ભીમનાદ થતાંજ આકાશ કમ્પી ઉઠયું. ચારે દિશા વેગળે સુધી કમ્પી ઉઠી. એટલામાંજ એક બીજી તોપ ફુટી. પુનઃ ત્રીજીવાર તોપનો ધ્વનિ થયો. એ ભયંકર ગર્જના વડે હિજલીમાં ધરતીકંપ થયો! આબાલ, વૃદ્ધ, વનિતા સર્વે થરથરી ગયાં! પશુપક્ષી ભય પામી તે દેશ છોડી ગયાં! ઇશાખાંએ જાણી લીધું કે: "શત્રુ દ્વાર નજીક આવ્યો છે."

અતિ ઉત્સાહપૂર્વક બળવંતે પણ દુશ્મનની તોપધ્વનિનો ઉત્તર આપવા બાદશાહી તોપખાના ઉપરથી તોપનો પ્રતિધ્વનિ કર્યો. તોપમાંથી ધમમમમ્ ધમમમમ્ કરતો શબ્દધ્વનિ નીકળી સ્હામો, પક્ષ નિડર છે

એમ જણાવવા લાગ્યો. આ ભયંકર શબ્દથી હિજલીવાસી જનમંડળ ભય પામી, ચમકી સ્તબ્ધ થઇ ગયું. સર્વ જનો એને મનમાંજ પ્રલયની નિશાની ગણવા લાગ્યા. માતાના સ્તનનું પાન કરતાં ન્હાનાં બાળકો માતાની છાતીએ વળગી પડયાં. ગર્ભિણી સ્ત્રીનો ગર્ભપાત થવાની તૈયારી થઇ. ધૂમાડા વડે ચારે દિશા છવાઇ ગઈ. આકાશ અને પૃથ્વિ સહજ ઓળખાય એવું રહ્યું નહિ.

પ્રતાપના સેનાપતિ સૂર્યકાન્તે સ્થળમાર્ગેથી સિંહગર્જના કરી શત્રુસૈન્ય ઉપર હુમલો કર્યો. હજારો લડવૈયા યોદ્ધાઓ તેની સાથેજ ટૂટી પડયા. ઇશાખાંના સૈન્યે પણ મરણને તુચ્છ ગણી યુદ્ધ કરવા માંડયું. બળવન્તના હાથ નીચે બીજા પણ કેટલાક સેનાનાયકો હતા. તેઓ લાગ જોઇ કવચિત્ જળમાર્ગેથી અને કવચિત્ સ્થળમાર્ગેથી પ્રતાપના સૈન્યનો હુમલો અટકાવવાનો યત્ન કરવા લાગ્યા. પરંતુ ઉલટા તેઓ પરાજય અને નાશ પામવા લાગ્યા. ઇશાખાં સમજ્યો કે: “ દૈવ રૂઠયો છે. મ્હેં મ્હારો શત્રુ–ગ્રહ મ્હારી મેળેજ બોલાવ્યો છે. પ્રારબ્ધ!”

પરંતુ હમણાં વિચાર કરતાં બેસવાનો વખત નથી. અવિશ્રાંત યુદ્ધ ચાલી રહ્યું છે. ઘોડાઓનાં ખુંખારા, હથિઆરના ખડખડાટ અને બંદુક અને તોપના ભીષણ ગડગડાટ વડે કાન બહેરા થઈ જાય છે. ધુમાડો અને ધૂળ વડે આકાશમણ્ડલ છવાઇ ગયું છે. હજારો મનુષ્યો રણક્ષેત્રમાં ચિચિઆરી કરતા પડે છે. નરરક્ત વડે નદીનો પ્રવાહ વહી રહ્યો છે! રણયજ્ઞમાં અનેક મનુષ્યોની આહૂતિ અપાઈ રહી છે!

આ પ્રમાણે કેટલાક દિવસ પર્યંત મહાયુદ્ધ ચાલી રહ્યું છે. મનુષ્ય–પ્રાણીમાં હાહાકારધ્વનિ થઇ રહ્યો છે. ઇશાખાંનું સમસ્ત સૈન્ય રણભૂમમાં અનન્તકાલને માટે શયન કરી ગયું છે. છેલ્લે દિવસે

ઈશાખાં પોતે યુદ્ધ કરવા ઉતર્યો છે તેની સાથેજ બળવન્ત પણ વિશેષ ઉત્તેજિત થઇ યુદ્ધ કરવા લાગ્યો છે.

જોતજોતામાં પ્રતાપના સૈન્યમાંથી એક ભયંકર ગોળો આવી ઇશાખાંની છાતીપર પડ્યો. તેજ ક્ષણે ઇશાખાંના શરીરમાંથી પ્રાણ-દેવતા ઉડી પરલોકમાં ચાલ્યા ગયા.

હિજલીપતિના પરલોકગમન સાથેજ બળવન્તની સર્વે આશા–વિશ્વાસનો લોપ થયો! હવે મહા બળવાન પ્રતાપાદિત્ય સ્વયં ભૈરવ–વિક્રમ દર્શાવી બળવન્ત ઉપર હુમલો લઇ ગયા અને નેત્રની પલક ઉઘડે એટલામાં તો તેમણે બળવન્તના બે કટકા કરી નાંખ્યા! તેમણે તેના અઘોર અધર્માચરણનો યોગ્ય દણ્ડ આપ્યો. વિશ્વાસઘાતી, સ્વધર્મ-દ્રોહી બળવન્ત પરલોકમાં પહોંચ્યો!

બસ થયું, યુદ્ધ પુરૂં થયું. હિજલી પ્રતાપાદિત્યના કબજામાં આવ્યું. હિજલી તાબામાં આવતાંજ પ્રતાપે પ્રથમ રાઘવને હાથમાં લેવાનો યત્ન કર્યો. ચારે દિશામાં તેનો શોધ કર્યો, પરંતુ સમસ્ત બંગાલા પ્રદેશમાં તેનો પત્તો લાગ્યો નહિ. યુદ્ધ શરૂ થતાંજ રૂપરામે ઇશાખાંના પતનની કલ્પના કરી લઈ રાઘવને લઇ ભારત–સમ્રાટ અકબરશાહના ચરણમાં જવાની આશાથી પ્રયાણ કર્યું હતું.

પ્રતાપને એ સમાચાર મળતાં વિલંબ થયો નહિ. એમને ચિન્તા થઇ. તેમણે મનમાં ને મનમાંજ કહ્યું:

"આટલો બધો યત્ન કરવા છતાં પણ હું તે ગૃહ–શત્રુને કબજે કરી શક્યો નહિ! કલ્પના કરી શકાય છે કે સમય આવતાં તે ક્ષુદ્ર કીટ, ભીષણ સર્પનો સ્વભાવ ધારણ કરી મ્હને દંશ કરવા માટેજ મ્હારા શત્રુને શરણે ગયો છે! હરિ ઇચ્છા! મા યશોહરેશ્વરી જે કરે છે તે સારૂંજ કરે છે! વિધાતાના લેખ કોણ મટાડી શકશે?"

હિજલી હસ્તગત કર્યા પછી પ્રતાપે ત્યાં બે વિશ્વાસુ હિંદુ અમલદારોને નીમી હિજલીનું સમસ્ત ધન—રત્ન સાથે લઇ વિજયી સૈન્ય સહિત યશોહર ચાલ્યા ગયા, અને ત્યાં જઇ સૌથી પ્રથમ માતા યશોહરેશ્વરીનું મ્હોટી ધામધૂમથી ષોડશોપચારે પૂજન કરી કૃતાર્થ થયા.

આ બનાવ પછી કેટલેક દિવસે પૂર્વ બંગ વિક્રમપુરના બે હિંદુ રાજા—કેદારરાય અને ચાંદરાય નામક બે ભાઇઓ—પ્રતાપાદિત્યની મિત્રતાનું બંધન છિન્ન કરી, સ્વતંત્ર રીતે પોતાનો રાજ્યકાર્યભાર ચલાવવાનો યત્ન કરવા લાગ્યા. એ જોઈ તેમનું દમન કરવા માટે પ્રતાપે કેટલાક સૈન્ય સહિત વિક્રમપુર જઇ, બંદુકના થોડાક ખોટા અવાજ કરી "મારો, મારો, કાપો કાપો." એવી શબ્દ ગર્જના કરી તેજ વખતે કેદારરાય અને ચાંદરાય બન્નેએ ભય—કમ્પિત થઈ થરથરતે શરીરે આવી પ્રતાપના ચરણમાં પોતાની તરવારો સમર્પણ કરી. પ્રતાપે શરણે આવેલા શત્રુને ક્ષમા કરી. આ વખતે તો તેમને જતા કર્યા અને "પુનઃ એવું કામ કરીશું નહિં, આજથી આપની આજ્ઞાનુસાર વર્તીશું." એવી મતલબનું પ્રતિજ્ઞા—પત્ર લખાવી લઇ પ્રતાપે યશોહર પ્રત્યાગન કર્યું.

એ પછી પોર્ટુગીઝ જળ—લુંટારાઓનો પરાજય કરવા તરફ પ્રતાપનું લક્ષ્ય દોરાયું. કારણ કેઃ એમના ત્રાસથી બંગાલાનો ઉપસાગર અને કિનારા ઉપર વસતા લોકો સુખે જીવન—ધારણ કરી શકતા નહોતા. તેઓ હમેશાં સમુદ્રમાંજ ફર્યા કરતા, પરંતુ લાગ મળતાંજ તેઓ કિનારે આવી ગામમાં પ્રવેશ કરી પ્રજાજનોને બહુ ત્રાસ—કષ્ટ આપતા. ગૃહસ્થોની સુખશાંતિનું હરણ કરણ કરવું એજ તેમનું નિત્ય કર્મ હતું. પાપિષ્ઠ—લુંટારાઓ કોઇ કોઇ વખત માતાના ખોળામાંથી બાળક બાળિકા લઇ જતા અને તેને દૂર દેશાવર લઇ જઇ "ગુલામ" તરીકે વેચતા ! પ્રતાપે જોયું કેઃ ગમે તેટલા યત્ન કરીને પણ એ પાપ દૂર

કરવું જોઇએ, નહિ તો દેશ સ્વતંત્ર કરવાનો યત્ન નિષ્ફળ થશે. એ કારણની સિદ્ધિને માટે તેમણે ચારાકાનના અધિપતિ મગરાજ સાથે સંધિ કરી. ઉભય વચ્ચે એવી શરતો થઇ કે: મગરાજ બંગાલાનું અને બંગાધિપતિ મગરાજનું કદી કાંઇપણ અનિષ્ટ કરી શકે નહિ. બન્નેએ યથાશક્તિ યત્ન કરી જળ-લુંટારાઓનું દમન કરવું."

એ સંધિને પ્રતાપે પ્રતાપનો ઉદ્દેશ્ય સંપૂર્ણ રૂપે સિદ્ધ થયો. પોર્ટુગીઝ જળ-લુંટારાઓને ચિરકાલને માટે બંગ-દેશમાંથી ન્હસાડી દેવામાં આવ્યા. રંકથી રાય પર્યંત સર્વ પ્રજાજનોના મનમાં સુખ-શાંતિનું રાજ્ય થયું. સર્વત્ર આનંદ થયો.

આ પ્રમાણે દિનપ્રતિદિન પ્રતાપનો મહા પ્રતાપ અને આધિપત્ય વિસ્તાર પામ્યો. શહેનશાહ અકબર બંગવીર પ્રતાપનો અપૂર્વ ઉદય જોઈ મનમાંજ ચમકયા ! તેમણે જાણી લીધું કે; "મનુષ્યની પ્રતિભા એ તો પોતાનો માર્ગ પોતાની મેળેજ સ્વચ્છ કરી લે છે. સત્ય સંકલ્પ ભગવાન પરિપૂર્ણ કરે છે. ભગવાન તેમાં સહાય કરે છે."

શંકર, સૂર્યકાન્ત વગેરે પ્રતાપના મુખ્ય મિત્રો આ સમયે મનમાં અત્યંત આનંદ પામતા પૂર્ણ ઉત્સાહ સહિત સ્વદેશના રક્ષણ માટે મચ્યા હતા. તેઓ જાણતા હતા કે: હમણાં થાઓ કે થોડા સમય પછી થાઓ, ગમે ત્યારે પણ મોગલ-બાદશાહ પ્રબળ પ્રતાપાન્વિત પ્રતાપાદિત્યનું સૌભાગ્ય જોઇ શકશે નહિ. પ્રતાપ તેમના નેત્રનો કાંટો બન્યો છે. તેઓ પ્રતાપનો પરાજય કરવા નક્કી યુદ્ધ માટે આમંત્રણ કરશે. તે સમયે ? તે સમયે " ઓ મા ભવાની, કયાં ઉભા રહેવું ?" એવી સ્થિતિ સહન કરવી તેના કરતાં પ્રથમથીજ આપણો માર્ગ સ્વચ્છ રાખવો એજ કર્તવ્ય છે. તીક્ષ્ણ બુદ્ધિના શંકરે જાણી લીધું કે: હજારો તોપો કે લાખો તરવારો જે કામ નથી કરી શકતાં તેના

કરતાં અધિક કામ તો જનસમાજના હૃદય ઉપર પ્રભુતા સ્થાપવાથી થાય છે. જનમંડલમાં પ્રતાપના રાજ્યથી થતા ફાયદા, તેમની સુખશાંતિ અને તેમની ધર્મનીતિનું રક્ષણ થતું સમજાવવાથી બંગ પ્રજા હિંદુ રાજાનેજ ચ્હાશે અને તેમ થવાથી તેઓ સર્વ મનુષ્યો પ્રતાપને સહાયતા કરશે." એ વિચારથી વાક્-કુશળ મહાન વક્તા શંકરે પ્રયાણ કરી બંગાલના અનેક પ્રદેશોમાં જઈ ત્યાંની પ્રજાને બંગવીર રાજા પ્રતાપાદિત્યના રાજ્યથી થતા ફાયદા વગેરે સમજાવી તેમને ઉત્સાહિત કર્યા. તેમનું ભાષણ સાંભળી બંગ-પ્રજા-બાળ, વૃદ્ધ, નરનારી પ્રતાપનાજ ભક્ત બન્યા અને તેમને જોઈતી સહાયતા આપવા તત્પર થયાં. સ્વદેશ-પ્રેમિક શંકરે જાણ્યું કે: "દેશભક્ત મનુષ્યો પોતાની ક્ષુદ્રતા ભૂલી જઇ, મુક્ત અંતઃકરણે જાતીય-રાજ-ધર્મ સમજાવવા સમર્થ થાય, દેશબંધુઓને ઐક્યના સૂત્રમાં બાંધવાનો યત્ન કરે તો અવશ્ય તેનું પરિણામ-ફળ સારૂંજ આવે છે. ભારતવર્ષની પ્રજાને તેનો ધર્મ સમજાવવામાં આવે, તેમની સુખ-શાંતિ જણાવવામાં આવે તો અવશ્ય તેઓ પ્રાણાર્પણ કરવા તૈયાર થાયજ."

## પંચમ પરિચ્છેદ.

### દેશભક્તિનો ઉપદેશ.

શંકરે ચાર દક્ષ અને વિશ્વાસુ ઉપદેશકોને બંગાલના અનેક સ્થાનમાં મોકલી દીધા. તેઓ નગરે નગરે અને ગામે ગામ ફરી સ્વદેશવાસીઓને મોગલોની સ્વાર્થી રાજનીતિ વિરૂદ્ધ ઉશ્કેરવા અને પરસ્પર-હિંસા-દ્વેષ ભૂલી જઇ, દેશના શત્રુ-મોગલો વિરૂદ્ધ રણમેદાનમાં ઉભા રહેવાનો ઉપદેશ દેવા તૈયાર થયા.

તે ચારે ઉપદેશકોની સાથેજ વળી એક પાંચમા યુવકે આવી યોગ દીધો. તેની આકૃતિ જેમ મધુર–કોમળ હતી તેજ પ્રમાણે તેના શબ્દો પણ અતિ મધુર–મિષ્ટ હતા. એવી મધુર આકૃતિમાંથી નીકળતાં મધુર–હૃદય–સ્પર્શી વાક્ય સાંભળી સર્વનાં હૃદય આકર્ષાયાં!

એ નવીન યુવકને કોઇ ઓળખતું નહિ. તે પોતાને કોઇ એક સ્વદેશભક્ત બંગીય–ગૃહસ્થનો પુત્ર કહી ઓળખાવતો હતો. તે ચાર ઉપદેશકોને કહેતો કે: “ મ્હેં સાંભળ્યું છે કે: તમે બંગાલાને ગામેગામ પ્રવાસ કરી સર્વ પ્રજાજનોને એકજ મંત્રની દીક્ષા આપવાના છો. આપણી જાતિને માથે મ્હોટું કલંક એ છે કે: આપણે કોઇ એક બીજા સાથે બંધુ–સૂત્રમાં બંધાતા નથી અને કોઇ કોઇનું પ્રાધાન્યત્વ સ્વીકારતું નથી! આપણે બંગાલીઓ કાયર અને અજ્ઞાન ગણાઇએ છીએ. ઇશ્વર ન કરે ને કદાચ મોગલ–બાદશાહ પુષ્કળ સૈન્ય લાવી યમુનાને બન્ને કિનારે છાવણી નાંખી યશોહર નગરને ઘેરો ઘાલે તો કોણ કહી શકે છે કે: મહારાજ પ્રતાપાદિત્યના નિશાન નીચે ઉભા રહી સમગ્ર બંગ–દેશ તેમની ઇચ્છાનુસાર વર્તે ? તેટલા માટે પ્રથમથીજ એ વિષયમાં સાવચેત રહી આપણે આપણું કર્તવ્યકર્મ કરવું ઇષ્ટ છે. ”

ચારે ઉપદેશકો યુવકની વાણી સાંભળી સંતુષ્ટ થયા અને તેની મહત્વ–સૂચક મધુર મૂર્તિ જોઇ કહ્યું: “ નક્કી આ કોઇ ઉચ્ચ વંશનો યુવક છે. ” તેમણે તેને સન્માન આપી ગ્રહણ કર્યો અને કહ્યું:

“ તમે અમારા કરતાં વયમાં ન્હાના છો. હજી યુવાવસ્થામાં હમણાંજ પ્રવેશ કરો છો. આટલી ન્હાની વયમાં આટલો બધો સ્વદેશ–પ્રેમ અને આવું મહત્વવત ગ્રહણ કરો છો એ નિશ્ચય અમારા મંગલનુંજ કારણ થશે. તમે ક્યાંથી પધારો છો ? આપનું નામ જણાવશો તો આનંદ થશે. ”

યુવકઃ "હું સમગ્રામથી આવું છું. મ્હને છેક ન્હાની વયનો યુવક જાણી તિરસ્કાર કરશો નહિ. મોગલોના અત્યાચારથી બંગ પ્રદેશ એટલો બધો ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યો છે કેઃ મ્હારો બાર વર્ષનો ભાઇ પણ મોગલો સ્હામે હથિઆર ધારણ કરવા તૈયાર થઇ રહ્યો છે! મ્હને સર્વે મનુષ્યો "કુમાર" કહે છે. તમે પણ તેજ નામથી બોલાવજો."

એક મનુષ્યઃ "અમારી ઇચ્છા છે કેઃ મહારાજ પ્રતાપાદિત્ય અને શંકર તથા સૂર્યકાન્ત સાથે તમારૂં ઓળખાણ કરાવી દઇએ. તેઓ તમને અમારી સાથે આવતા જોઇ આનન્દ પામશે."

કુમારઃ "ભગવાન જો તેવો દિવસ આપશે તો પછીથી પરિચય આપીશ. હમણાં તો હું તમારી સાથેજ આવું છું. દયા કરી આપ મ્હારી પ્રાર્થના પૂર્ણ કરો. હું પણ આપની પેઠે સર્વે જનસમાજને એકત્ર કરવાનો પ્રયાસ કરીશ. હું તેમને સમજાવીશ કેઃ આપણે સર્વે હિંદુ છીએ. મોગલો આપણા જાતિ–શત્રુ છે. તેઓ આપણને અનેક રીતે નીચોવી રહ્યા છે. તેઓ આપણને અનેક પ્રકારનો ત્રાસ આપી રહ્યા છે. આપણા તે શત્રુઓના પરતંત્ર–પાશમાંથી દુઃખી બંગ–ભૂમિ–માતાનો ઉદ્ધાર કરવો એજ આપણો ધર્મ છે. આપણા બંગ દેશ ઉપર આપણા જાતિ–બંધુ–બંગ બંધુનંજ રાજ્ય હોવું જોઇએ. તોજ આપણે મોગલોના અત્યાચારી અમલદારોના ત્રાસમાંથી મુક્ત થઇશું. તોજ આપણા ઉપર પડતા અનેક જાતના કર ( Taxes )માંથી છુટીશું. તોજ આપણે ઘડીએ ઘડીએ સહન કરવા પડતા અપમાનમાંથી મોકળા થઇશું. હિંદુઓનાં નેત્રનું જળ હિંદુ નહિ લૂંછે તો બીજું કોણ લૂંછશે? હિંદુઓની દયા હિંદુનેજ આવશે. હિંદુના ધર્મ–નીતિનું રક્ષણ હિંદુજ કરશે. તે બીજાથી થશે નહિ. હિંદુઓનો સૌભાગ્ય–સૂર્ય અસ્ત થયો છે તે શું પુનઃ ભારત–ગગનમાં ઉદય થશે નહિ! આ પ્રમાણે

પ્રાર્થના કરી હિંદુઓને ગળે આલિંગન કરી હું કહીશ કે: " મહારાજ પ્રતાપાદિત્યે એજ મહાવ્રત માટે જીવન–સમર્પણ કર્યું છે. આવો, આપણે સર્વ એ મહાયજ્ઞમાં જીવનની આહૂતિ આપીએ."

સર્વ જણ મંત્રમુગ્ધની પેઠે યુવકના હૃદયોદ્દ્ગાર સાંભળવા લાગ્યા. ત્યારપછી પાંચે જણ મળી અતુલ ઉત્સાહ વડે, આનન્દ પામી મોગલ વિરૂદ્ધ અનેક સલાહ મસલત કરી યશોહરથી બહાર નીકળ્યા.

બંગાલાના નગરે નગરે અને ગામે ગામ જઇને પાંચે વીર પુરૂષો મધુર પણ ઉત્તેજિત ભાષામાં જનસમાજને ઉશ્કેરવા લાગ્યા. તેઓ જનસમાજમાં સ્વદેશ–પ્રેમનો અપૂર્વ પ્રવાહ વહેવડાવવા લાગ્યા. તેમનો ઉપદેશ સાંભળવા હજારો મનુષ્યોનાં ટોળાં એકત્ર થઇ સ્વદેશ–પ્રેમરસનું પાન કરવા લાગ્યાં. તેઓ જે સ્થળે નિવાસ કરતા તે સ્થળે સેંકડો મનુષ્યો એકત્ર થઇ તેમનાં દર્શન માટે આવતાં. તેમનાં ઉપદેશથી સાંભળનાર મનુષ્યનાં હૃદય દ્રવીભૂત થતાં ! સર્વે આનંદ પામી કહેતાં કે: " ભાઇઓ ! શું સત્ય કહો છો કે: હિંદુઓના દેશમાં હિંદુઓનું રાજ્ય સ્થપાશે ? ધન્ય એ દિવસ ! મહારાજા પ્રતાપાદિત્યનો જય થાઓ ! આપણે સર્વે તેમની પ્રજા છીએ. આપણે ચિર દિન તેમને માન આપવા બંધાયલા છીએ. તેઓ જેવી આજ્ઞા ફરમાવે તે પ્રમાણે આપણે વર્તવું જોઇએ. આપણે હિંદુ છીએ તેથી તે હિંદુ ધર્મવીરજ અમારા રાજા થવા લાયક છે. આપણા ધર્મનું તેજ રક્ષણ કરશે. આપણા સુખ–દુઃખનું તેમનેજ યથાર્થ જ્ઞાન થશે. માટે ભાઇઓ ! આવો, આપણે રાગદ્વેષ ભૂલી જઇ તેમના ઉપર ભક્તિ કરીએ. જો મોગલ બાદશાહ અહિં આવે તો આપણે તેમને કહેવું જોઇએ કે: દિલ્લી અથવા આગ્રામાં બેસી તમારે રાજ કરવું છે, કેમ ? બંગાલા દેશમાંથી તમારે તમારી દુકાન હમેશને માટે ઉપાડી લેવી જોઇએ.

જેનો દેશ છે તેને તેનું રાજ્ય સોંપી દેવું જોઇએ.”

આ પ્રમાણે બંગાલનાં સર્વ સ્થાનોમાં ભ્રમણ કરી સર્વ પ્રજાને ઉપદેશ કરતા કરતા પાંચે વીર-ઉપદેશકો રાજમહલ નામક સ્થાનમાં આવી પહોંચ્યા.

એ સમયે રાજમહલમાં શેરખાં નામક એક અભિમાની, દુષ્ટ પ્રકૃતિનો મોગલ રાજ કરતો હતો. શેરખાં બંગાલાની સ્થિતિનો વિચાર કરી અને પ્રતાપનો પ્રબળ પ્રતાપ જોઇ અતિશય ચિન્તાતુર થઇ રહ્યો હતો. પ્રતાપનો પરાજય કરવા માટે કયો માર્ગ ગ્રહણ કરવો જોઇએ તે તેને સૂઝ્યું નહિ. ઘણા વિચારને અંતે તેને એક માર્ગ જડયો.

પંચ વીર-ઉપદેશકો રાજમહલમાં આવી પહોંચ્યા. તેમનો ઉદ્દેસ્ય એ હતો કેઃ શેરખાં આટલો બધો નજીક હોવાથી તે નિશ્ચિંત રહી શકે એમ નથી માટે ઉપદેશને બહાને તેની હિલચાલ જોઇ લેવી. રાજમહલમાં પુષ્કળ મોગલો નિવાસ કરે છે, પરંતુ તેમની સાથે જેટલા હિંદુઓ મોગલોના તાબામાં છે તેમને પ્રતાપ ઉપર ભક્તિ કરતાં શિખવવું જોઇએ. તેમનાં મન હિંદુ રાજા તરફ વાળી લેવાં જોઇએ.”

આ સમયે શેરખાંને પ્રતાપનો પરાજય કરવા કેવો લાગ મળ્યો તે કહેવામાં આવે છે.

## ષષ્ઠ પરિચ્છેદ.

### બ્રાહ્મણ-સંકટ.

રાજમહલમાં બેઠાં બેઠાંજ શેરખાંને પ્રતાપાદિત્યના પ્રબળ પ્રતાપનો મહિમા જણાતો હતો. તેને સ્વપ્ને પણ ખબર ન હતી કેઃ એક બંગાલી યુવક આટલી બધી ત્વરાથી બંગા-

હનો " રાજા " થઇ એસશે. એક વખત તેણે વિચાર્યું કે: "બાદશાહને એક પત્ર લખી પ્રતાપની વિશ્વાસઘાતકતા નિવેદન કરવી પરંતુ વળી ધાર્યું કે: તેમ કરવાથી મ્હનેજ કલંક ચોંટશે ! બાદશાહ એમજ ધારશે કે: હું સૈન્ય સામન્તાદિ લઇને આટલે બધે નજીક રહું છું છતાં પ્રતાપનું દમન કરી શકતો નથી ! તેથી મ્હારે દરબારને પ્રાર્થના કરવી પડે છે. વગેરે અનેક કલ્પના કરશે.

આવો વિચાર કરી શેરખાંએ બાદશાહને ખબર નહિ આપતાં પોતેજ કંઇક માર્ગ લેવાનો સંકલ્પ કર્યો.

તીક્ષણ બુદ્ધિના પ્રતાપાદિત્ય શેરખાંનો વિચાર સમજી શકયા ન હતા એમ નહિ. તેમણે જોયું કે: બંગાલાના લગભગ સઘળા હિંદુઓ ઐકત્વ-બંધનમાં બંધાયા છે. તેમણે પણ રાજ-કર આપવો એકદમ બંધ કરી દીધો છે. એટલુંજ નહિ પણ સમગ્ર બંગનું એકાધિપત્ય પ્રાપ્ત કરી, સ્વાધીન રાજ-નામ ગ્રહણ કરીને, સંપૂર્ણ સ્વતંત્રતા પૂર્વક વર્તવામાં આવે છે તે શું મોગલ બાદશાહ જાણતા નથી ? અને શું તેઓ એ તરફ લક્ષ્ય નહિ આપે ? શું તેઓ એ કૃત્યનો બદલો નહિ લે ? અવસ્ય એક દિવસ યુદ્ધ થશેજ, અવસ્ય એક દિવસ હિંદુ-મોગલોના રક્ત વડે યમુનાનાં શ્યામજળ રક્તવર્ણ ધારણ કરશેજ એમાં મીન મેષ નથી. વળી રાજમહલ ઘણું નજીક છે, શેરખાં ત્યાંનો રાજકર્ત્તા છે, તેમના તાબામાં પુષ્કળ લશ્કર છે, એજ શેરખાં પ્રકટ રૂપે હજી સુધી કાંઇ પણ પગલાં ભરતો નથી તેનું કાંઇ ગુપ્ત કારણ હોવુંજ જોઇએ. એ ગુપ્ત કારણ શોધી કહાડવું એજ કર્તવ્ય."

પરંતુ એ કામ અન્ય કોઇ માણુસને સોંપવું ઉચિત નથી. પ્રતાપે પ્રિયબંધુ શંકર અને સૂર્યકાન્તને બોલાવી એ કાર્ય માટે સલાહ પૂછી. શંકરે કહ્યું: " ચતુર મોગલોના મનોવિચાર સમજવા માટે યત્ન

કરતાં બહુ સાવચેતી રાખવી જોઇએ. શેરખાં જેવા ક્રૂર, અભિમાની, ક્રોધી અને હિંદુ દ્વેષી મોગલની પ્રકૃતિ જાણી લેવી એ પણ વિકટ કાર્ય છે, તેથી આપણા ત્રણમાંથી એક મનુષ્યેજ એ કાર્ય કરવું જોઇએ. જો આપની આજ્ઞા હોય તો આ સેવક એ કાર્ય કરવા તૈયાર છે."

પ્રતાપ: "ભાઇ શંકર ! મ્હારી પણ તેવીજ ઇચ્છા છે. સૂર્યકાન્ત ! તમારી શી ઇચ્છા છે ? આપણે કેટલાક ઉત્સાહી, સ્વદેશહિતૈષી, વિશ્વાસુ ઉપદેશકોને બંગાલાના નાના સ્થાનમાં મોકલ્યા છે તેઓ પણ હમણાં રાજમહલમાં આવી પહોંચ્યાના સમાચાર મળ્યા છે. તે સર્વે હથિઆર વગરના છે. શંકર તે સ્થળે જઇ પહોંચશે તો ઘણુંજ સારૂં થશે. શત્રુનો દેશ છે. કોણ જાણે કેવીએ વિપદ આવી પડે !"

શંકર: "મ્હારી ઇચ્છા છે કે: હું પણ હથિઆર વગરનોજ ત્યાં જાઉં. કોઇ પ્રકારના વિવાદમાં ઉતરવાની તો મ્હને ઇચ્છાજ નથી. વળી જો સશસ્ત્ર જાઉં તો વખતે કાંઇ ગડબડ ઉત્પન્ન થાય."

પ્રતાપ: "ત્યારે જેવી ઇચ્છા. સૂર્યકાન્ત એકલો અત્રે રહી સૈન્ય આદિની તપાસ રાખશે. તમે રાજમહલથી પાછા ફરશો ત્યારે અમે અહિં અન્ય તૈયારી કરીશું."

શંકર રાજમહલ ગયો. રાજમહલમાં પણ પ્રતાપાદિત્યનું નામ હિંદુ પ્રજાને મનથી ધ્યાન-જપનો વિષય સ્વરૂપ થઈ પડયું હતું. શંકરે જોયું કે: તે પાંચે વીર પુરૂષોએ ત્યાં એવી મધુર-ઉત્તેજક ભાષામાં ઉપદેશ દઇ હિંદુઓને દેશભક્તિનો મહામંત્ર શિખવ્યો છે કે જેથી તેઓ કહે છે કે: "અમને જો એક સુયોગ્ય આગેવાન પુરૂષ મળે તો અમે હમણાંજ શેરખાંને યમદ્વારમાં પહોંચાડી દઇએ !" શંકરે હસતાં હસતાં ઉત્તર દીધો: "ભાઇઓ ! મા-ભવાનીએ આટલા બધા દિવસ પછી આપણી મનોકામના પૂર્ણ કરી છે. મહારાજ પ્રતાપાદિત્ય વડેજ બંગા-

લમાં હિંદુનું નામ ચિર-દિવસને માટે ગૌરવાન્વિત થશે. તમે હવે થોડા દિવસ ધૈર્ય ધરો."

રાજમહલમાં શંકર જીવનની એક વિષમ પરીક્ષા ઉપસ્થિત થઇ. આ સ્થળે તેજ લખવામાં આવે છે.

રાજમહલનો એક બ્રાહ્મણ, શેરખાંના અત્યાચારથી અતિશય પીડા પામતો હતો તે શંકરને શરણે આવ્યો.

ડૂસકે ડૂસકે રડતાં રડતાં નેત્રનાં આંસુ વડે છાતી પલાળી તે બ્રાહ્મણે શંકરનાં ચરણ પકડી કહ્યું: "ભાઇ! બ્રાહ્મણના નીતિ-ધર્મનું રક્ષણ કરો. હું ધારૂં છું કે: મ્હારા રક્ષણને માટેજ ભગવાને તમને અહિ મોકલ્યા છે."

શંકરે બ્રાહ્મણને અભયદાન દીધું. તેણે આશ્વાસન આપી કહ્યું કે: "મહારાજ! તમારી શી પ્રાર્થના છે તે મ્હને કહો. આદિથી અંત પર્યંત તદ્દન સત્ય હોય તે કહો."

બ્રાહ્મણે નેત્રનાં આંસુ લુછી ગદ્ ગદ્ કણ્ડે કહ્યું:

"તમે તો જાણતાજ હશો કે: બાદશાહના નાના પ્રકારના કર-ભારથી સમગ્ર પ્રજા પિડાઇ રહી છે! રાજમહલનું કેદખાનું કેટલીએ દીન, હીન કંગાલ પ્રજાથી ભરપૂર થઇ રહ્યું છે! આ ગરીબ બ્રાહ્મણ પણ એજ કરને લીધે આજ રાજ-પુરૂષના ક્રોધાનલમાં પડ્યો છે! મ્હારા ઉપર હુકમ ફરમાવ્યો છે કે: "તું અમુક તારીખથી એક માસની અંદર સમસ્ત મહેસુલ નહિ ભરે તો સખ્ત શિક્ષા કરીને તે તમામ પૈસા વસુલ કરવામાં આવશે. વળી એક સિપાહી ત્હારે ઘેર જઇને ત્હારી તમામ સ્થાવર, જંગમ મિલ્કત ખુંચવી લેશે. ત્હને ઘર બહાર હાંકી મૂકવામાં પણ ભૂલશે નહિ." મ્હેં અનેક પ્રાર્થના કરી એક મહિનાની વિશેષ મુદ્દત માંગી. રાજપુરૂષે દયા કરી મ્હારી

પ્રાર્થના પૂર્ણ કરી પરંતુ ભાઇ ! પેટની જ્વાળા બહુ ભયંકર હોય છે. પ્રથમ તે ઓલવ્યા સિવાય હું કર ભરૂં શી રીતે? મ્હારી બીજી મુદ્દત પણ પૂર્ણ થઇ. મુદ્દત પુરી થઇ તેજ દિવસે શેરખાંનો સિપાહી આવ્યો. તેણે મ્હારા ઘરને ઘેરો ઘાલ્યો છે. તે સમયે હું ચિન્તાગ્નિમાં પ્રજ્વળવા માંડયો. આકાશ-પાતાળ જાણે કમ્પી ઉઠયું ! મ્હેં જોયું કેઃ સિપાહીએ મ્હારા ઘરમાં પ્રવેશ કર્યો છે. ત્યાર પછી તેણે મ્હને બીભત્સ ગાળો દેવા માંડી. હું મુંગે મોઢે શાંત ઉભો રહ્યો. પરંતુ મ્હેં જ્યારે જોયું કેઃ તે ધર્માંધ સિપાહીએ મ્હારા દેવાલયમાંથી શાલિગ્રામની મૂર્તિ લઇ અન્યત્ર મૂકી અને રમણીઓ ઉપર અત્યાચાર કરવા લાગ્યો ત્યારે તે મ્હારાથી સહન થયું નહિ. મ્હારૂં જ્ઞાન-ભાન જતું રહ્યું. મ્હે તેનું ગળું પકડી પૃથિવી પર પછાડી દીધો, અને પછી તેના મુખ ઉપર જોરથી એક લાત મારી. સિપાહી "તોબાહ, તોબાહ." બોલતો ગભરાતો શરીરની ધૂળ ખંખેરવા લાગ્યો, અને હું એ લાગ જોઇ ઉતાવળે સ્ત્રી પુત્રાદિનો હાથ ઝાલી ત્યાંથી ન્હાસી ગયો. ત્યાર પછી આપની પાસે આવ્યો છું."

શંકરે શાંત ચિત્તે સર્વ સાંભળ્યા કર્યું. તેણે વિશેષ કાંઇ નહિ કહેતાં એટલુંજ કહ્યુ કેઃ "ત્યારે એકલા સિપાહીનોજ દોષ નથી. ગમે તેમ હો, જ્યારે તમે મ્હારે શરણે આવ્યા છો ત્યારે નિર્ભય રહો, અને એકાગ્ર ચિત્તે ભગવાનની પ્રાર્થના કરો."

બીજી તરફ રાજમહાલના મોગલરાજ પુરૂષની કચેરીમાં મ્હોટું ધાંધલ મચી રહ્યું. શેરખાંએ હુકમ કર્યો કેઃ તે બેઅદબી બદબખ્ત હિંદુને પકડી લાવો. હું તેની ગર્દન ઉડાવી દેવાનો હુકમ આપું છું."

હુકમ સાંભળી બ્રાહ્મણનો આત્મા-પુરૂષ ઉડી ગયો !

માર ખાઇ અપમાન પામેલા સિપાહીએ અન્ય કેટલાક સિપા-

હીઓ સાથે લઇ સમગ્ર રાજમહલમાં શોધ કરી, પરંતુ તે મંદમતિના બ્રાહ્મણનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ ! અંતે તેમને અપરાધીનો પત્તો મળ્યો, પરંતુ જાણ્યું કેઃ સિંહના મુખમાંથી શિકાર છિનવી લેવો એ કાંઇ સહેલ વાત નથી !

તેમણે જઇ પોતાના માલિક શેરખાંને એ વાત નિવેદન કરી. તેમણે જણાવ્યું કેઃ બંગીમ મહાવીર–બળવાન–શંકર ચક્રવર્તીએ આપણા અપરાધીને આશ્રય આપ્યો છે !

અગ્નિમાં ઘીની આહૂતિ પડી. પ્રતાપના મિત્રોને એ કાર્યમાં જોડાયલો જાણી શેરખાં મનમાં ને મનમાંજ આનંદ પામ્યો. તેણે મનમાંજ ધાર્યું કેઃ હવે એક ગોળી વડે, અતિ સહજમાં બે પક્ષીનો શિકાર થશે. શેરખાંએ શંકરને બોલાવવા સિપાહી મોકલ્યો.

## સપ્તમ પરિચ્છેદ.

### શંકર કેદ !

તેજ દિવસે બીજો પણ એક બનાવ બન્યો. વાંચકો જાણે છે કેઃ શંકરે નિમેલા પાંચ વક્તાઓ રાજમહલમાં સ્થાને સ્થાને ફરી મોગલો વિરૂદ્ધ પ્રજાજનને ઉશ્કેરતા હતા. એ વાત એક દિવસ શેરખાંને કાને પહોંચી. તેણે આજ્ઞા ફરમાવી કે " કોઇ પણ યત્ને હમણાં ને હમણાંજ તે દુષ્ટ હિંદુ–ઉપદેશકોને પકડી બાંધી લાવો અને તેમને કેદખાનામાં નાંખી દો! "

પરંતુ શેરખાંના તાબામાં જે હિંદુ અમલદારો હતા તેમણે ગુપ્ત રીતે પાંચે ઉપદેશકોને શેરખાંની આજ્ઞા જણાવી દઇ તેમને સાવચેત કરી દીધા.

પાંચ વક્તામાંનો એક "કુમાર" નામક યુવક રાજમહલમાં એક જૂદા નિવાસ સ્થાનમાં રહેતો હતો. પેલા ચાર યુવક-ઉપદેશક એકજ સ્થાનમાં રહેતા હતા.

જે દિવસ શેરખાંની ઉપરોક્ત આજ્ઞા થઇ તે દિવસે મોગલોના તાબામાં નોકરી કરતા કેટલાક હિંદુ અમલદારો સાથે કુમાર કંઇક સલાહમસલત ચલાવતો હતો. શેરખાંના તાબામાં કેટલું સૈન્ય છે? તેઓ કેવા યુદ્ધ કુશલ છે? શેરખાં પાસે દ્રવ્ય-બળ કેટલું છે? વગેરે અનેક પ્રશ્નો પૂછી તે સર્વ માહિતી મેળવતો હતો. એકાએક ત્હેણે જોયું કે: એક લશ્કરી ટુકડી તેમના તરફજ આવે છે. તેમણે આવતાંજ તેમના ઉપર હુમલો કર્યો. તે સાથે પેલા હિંદુ અમલદારોને પણ કેદી બનાવ્યા. તેઓ કંઇ પણ બોલ્યા વગર સિપાહીઓની સાથે શેરખાં પાસે ઉપસ્થિત થયા.

વેગળેથી શેરખાંએ પેલા તરૂણ વયના તેજસ્વી યુવક સ્હામે જોયું. તેના મનમાં એવુંજ થયું કે: જાણે અગ્નિનો એક ધગધગતો અંગારો તેના સ્હામે ધસી આવે છે! શેરખાંએ પ્રથમ પોતાના કેટ-લાક વિશ્વાસઘાતી અમલદારોને કેદમાં નાંખવા આજ્ઞા કરી. ત્યાર પછી પેલા તેજસ્વી યુવકના મનોવિચાર જાણવા માટે તેનો ન્યાય કર-વાનો ડોળ કર્યો.

શેરખાંની આજ્ઞાથી અવિચલિત-હૃદયનો શંકર પણ તેજ સમયે ત્યાં આવી ઉપસ્થિત થયો. બે રાજદ્રોહીઓનો ન્યાય કરવા શેરખાંએ એક મ્હોટો દરબાર ભર્યો.

દંભની સાક્ષાત્ મૂર્તિ સ્વરૂપ મોગલ રાજપુરૂપ શેરખાંએ તિર-સ્કાર ભરેલી દ્રષ્ટિથી શંકરના પગથી માથા સુધી નિહાળી કઠોર સ્વરે કહ્યું:

"તમે જાણો છો કે: કેવા ભયંકર અપરાધને માટે તમે આજે મ્હારા સ્હામે ઉભા છો?"

નિર્ભય ચિત્તના શંકરે મુક્ત કણ્ઠે ઉત્તર દીધો:

"આજે આપની સ્હામે આવી ઉભો છું ખરો પરંતુ કોઇ પ્રકારનો મ્હોટો અપરાધ કર્યો છે એમ હું ધારતો નથી."

શેરખાં: "તમે પેલા મૂર્ખ અને મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર બ્રાહ્મણને આશ્રય આપ્યો હતો ?"

શંકર: "હા, સાહેબ, પરંતુ—"

શેરખાં: "વારૂ, ચુપ કરો. (કુમાર સ્હામે જોઇને) તમે જાણો છો કે તમારો અપરાધ કેવો ભયંકર છે તે?"

કુમાર સલામ કરી કહ્યું: "મ્હારો અપરાધ હું જાણું છું."

શેરખાં: "તમે જાણો છો કે એની શિક્ષા કેટલી ભયંકર છે?"

કુમાર કાંઇ પણ બોલ્યા વગર ગુપચુપ ઉભોજ રહ્યો.

શેરખાંએ કોપ-કમ્પિત સ્વરે કહ્યું: "તમે બધા પેલા રાજદ્રોહી-બળવાખોર-પ્રતાપાદિત્યના ગુપ્ત જાસુસો છો તે હું જાણું છું. તે હમણાં બહુ ફાટયો છે. તેણે બાદશાહ સ્હામે બળવો ઉઠાવ્યો છે પરંતુ સત્વર તેનો વિનાશ કરી દઇશ. તમે તે લુંટારાની વાકૂ જાળમાં સપડાઇ શામાટે તમારૂં સર્વ નાશ કરો છો ?"

કુમારે જોયું કે: શંકર સ્થિર અવિચલિત ચિત્તે ઉભો રહ્યો છે. જાણે ઉછળતા તરંગવાળા સમુદ્રમાં ઉચ્ચ ગિરિરાજ તરંગના તોફાન તરફ દ્રષ્ટિ નહિ કરતાં સ્થિર ઉભો ન હોય ! એ જોઇ કુમારનું સાહસ વધ્યું. તેના ઉજ્જ્વળ વિશાળ નયનમાં ધકૂ ધકૂ કરતી અગ્નિશિખા બળવા લાગી. શંકર સ્થિર દ્રષ્ટિએ કુમારના સ્હામે જોઇ રહ્યો હતો. તેની મનોહર મૂર્તિ, તેના ઉજ્વળ નેત્ર, તેના મધુર શરીર અવયવ, અને તેનું અપૂર્વ લાવણ્યમય તરૂણ વય જોઇ શંકરે મનમાંજ પ્રશ્ન કર્યો કે: "આ કોનું પુત્ર-રત્ન હશે ? કોના ઉત્તેજનથી-કોની ઉત્સાહ-

પ્રેરણાથી આ દેવ–શિશુએ સ્વદેશપ્રેમનું મહાવ્રત ગ્રહણ કર્યું છે ? આ બાળક દેશેદેશ ભટકી રખડી સ્વતંત્રતાના ગાન ગાઇ સંભળાવે છે, શ્રોતાજનોના હૃદયમાં સ્વદેશપ્રેમના બીજ રોપે છે! ધન્ય છે એનું જીવન ! એના જન્મનું સાર્થક્ય થયું છે. જેના હૃદયમાં સ્વદેશપ્રેમ નથી, જેના હૃદયમાં માતૃભૂમિ પ્રત્યે ભક્તિ નથી તે મનુષ્ય જીવતી પાષાણ–મૂર્તિ જેવોજ છે."

શંકરે મનમાં ને મનમાંજ તેને આશીર્વાદ દીધોઃ "વત્સ ! ભગવાન્ ત્હારી મન–વાંચ્છના પૂર્ણ કરો. આ શત્રુ–પુરી છે. તમે કોણ છો તે હું ઓળખી શકતો નથી. તમે ગમે તે હો, દીર્ઘજીવી થાઓ. દેશનું મુખ ઉજ્વળ કરો."

શેરખાંઃ "સાંભળ છોકરા ! થોડા દિવસથી રાજમહલમાં આવી તેં અનેક પ્રપંચ કર્યા છે. તેં ગુપ્ત રીતે બળવાનો અગ્નિ સળગાવ્યો છે. તેં હિંદુઓને ઉશ્કેરી મોગલો વિરૂદ્ધ ભંભેરણી કરી છે. પરંતુ મોગલો ત્હારી એ ચતુરાઈ ન સમજે તો પછી ભારતવર્ષમાં વિજય–નિશાન ઉડાવવું નિરર્થકજ કહેવાય ! ત્હને જીવથી મારીશ નહિ. ત્હારો ભયંકર અપરાધ જોઇ, ત્હારા એકલાના અપરાધને લીધે સમસ્ત બંગાલી જાતિનું ગળું દાબવું ઉચિત છે, પરંતુ ગમે તે કારણથી પણ હું તને મારી નાંખીશ નહિ. ત્હને કેવી શિક્ષા કરીશ તે હું હમણાં કહી શકતો નથી. હમણાં તો ત્હારે કેદખાનામાં રહેવું પડશે."

કુમારે શંકર સ્હામે નજર ફેરવી. શંકરે તેના સ્હામે જોઇ હાસ્ય કર્યું. એ જોઇ કુમારે પણ સ્મિત હાસ્ય કર્યું. જાણે બે વાદળમાંથી વિજળીની બે ઝીણી રેખાઓ ચમકી ન હોય !

શેરખાંએ જરા ગુસ્સામાં કહ્યું: "આવી દંડાજ્ઞા સાંભળવા છતાં નફટ બ્રહ્માઓના મુખ ઉપર હસવું જણાય છે ! ખરેખરા બેવકુફજ !"

શંકરઃ “ આપ ધર્માવતાર છો. આપની દયા જોઇનેજ હસવું રોકી શકાયું નહિ. એકના અપરાધને લીધે સમસ્ત બંગાલી જાતિને મારી નાંખવી એના જેવો બીજો ન્યાય કયો હોઇ શકે ? વળી પ્રાણુ દણ્ડનો અપરાધ છતાં આ બાળકને કેદખાનામાં નાંખ્યો એ પણ આપની સંપૂર્ણ દયા દ્રષ્ટિ દર્શાવે છે ! ”

શેરખાં: “ શું મ્હારા ન્યાય ઉપર વળી અન્યાયી અપરાધી હિંદુ ટીકા કરી શકે ? પ્રાણુ દણ્ડને બદલે કેદખાનામાં મોકલ્યું છું એ શું દયા ન કહેવાય ? ”

શંકરે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિં. તે થોડીવારે બોલ્યો: મ્હને શી આજ્ઞા છે તે ફરમાવશો ? ”

શેરખાં: “ તમે જે બ્રાહ્મણુને આશ્રય આપ્યો છે તેણે દિલ્હીશ્વર બાદશાહની ધર્માજ્ઞાનું કેવું ઉલંઘન કર્યું છે એ કહેવું નિરર્થક છે. મ્હેં તેને માટે કેવી દણ્ડાજ્ઞા ફરમાવી છે તે પણ તમે જાણો છો.”

શંકરે એક ઉંડો નિઃશ્વાસ નાંખી પૃથિવી સ્હામે જોઇ કહ્યું: “ હા સાહેબ. ”

શેરખાં: “ જ્યારે બધુંજ જાણો છો ત્યારે તમે શો વિચાર કરીને એ મહા અપરાધીને આશ્રય આપ્યો હતો ? ”

શંકર થોડીવાર નિસ્તબ્ધ રહ્યા પછી બોલ્યો:

“ બીજો કોઇ પણ વિચાર કરીને બ્રાહ્મણુને આશ્રય આપ્યો નથી. શરણાગતનું રક્ષણુ કરતી વખતે હિંદુઓ પોતાનું પરિણામ વિચારતા નથી. જહાંપનાહ ! નક્કી માનજો કે: કોઇ પણ પ્રકારની બહાદુરી બતાવવા માટે મ્હેં એ કામ કર્યું નથી. ”

શેરખાં: “ હજી પણ જો સમજ્યા હો કે તે અપરાધીને આશ્રય આપવાથી તમારો પણ મોટો અપરાધ થયો છે તો જરા પણ

આનાકાની નહિં કરતાં હમણાંજ તેને દરબારમાં પહોંચાડી દો. "

શંકર બોલ્યા વગર નીચે મસ્તકે ઉભો રહ્યો.

શેરખાંના નેત્રો રાતાં ચોળ થઇ ગયાં. રાતાં નેત્રે કઠોર કણ્ઠ સ્વરે તેણે પુનઃ કહ્યું: " મ્હને હમણાંજ ઉત્તર સંભળાવો. "

આ સમયે શંકરે અશ્રુપૂર્ણ નેત્રે, ગદ્દગદ્દ કણ્ઠે બે હાથ જોડી કહ્યું: " જહાંપનાહ ! ધર્માવતાર ! મ્હારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી હું મ્હારે શરણે આવેલાને શત્રુના હાથમાં સોંપીશ નહિં. એ હિંદુનો ધર્મ નથી. "

શેરખાં: ( દ્રઢતા સહિત ) ત્યારે શું તે અપરાધીનો દણ્ડ તમે સહન કરવા તૈયાર છો ? હિંદુઓનો વળી ધર્મ કેવો ? "

કુમારનું કોમળ શરીર થરથર કમ્પવા લાગ્યું.

શંકરે પ્રફુલ્લ મુખે ઉત્તર દીધો.

" જો મ્હને પ્રાણદણ્ડ થતાં તે ગરીબ બ્રાહ્મણ મુક્ત થતો હોય તો હું શિક્ષા સહન કરવા હમણાંજ તૈયાર છું. "

ઉત્તર સાંભળી શેરખાં ચમક્યો. કંઇક વિચાર કરી વાત બદલી નાંખી બોલ્યો: " ના, ના. એમ કરવાથી દિલ્લીશ્વરના નામને કલંક ચોંટે. હું તે અપરાધીનેજ યોગ્ય દણ્ડ આપવા ચાહું છું. તમે અપરાધી અમને સોંપશો કે નહિં ? "

શંકર: " જહાંપનાહ ! ઉત્તર દીધો છે કે: પ્રાણ રહેશે ત્યાંસુધી મ્હારાથી એ કાર્ય થશે નહિં. આપે ન્હાના પાપ માટે ભયંકર શિક્ષા ફરમાવી દીધી છે ! બ્રાહ્મણે રાજ કાયદાનું અપમાન કરી જે અપરાધ કર્યો છે તેજ અપરાધનો દણ્ડ ભોગવવા હું તૈયાર છું. આપ કૃપા કરી બ્રાહ્મણને આ વખત ક્ષમા કરો. "

આ વખતે શેરખાંનો ક્રોધાગ્નિ દ્વિગુણ વૃદ્ધિ પામ્યો. તેણે કહ્યું:

"શું મ્હારા ઇન્સાફનું વારંવાર અપમાન ? તમારો અહંકાર તો બહુ જબરો જણાય છે ? (સિપાહીઓ સ્હામે જોઇ) આ દુષ્ટ હિંદુને હમણાંજ કેદ કરો. એનો ન્યાય હું પછીથી કરીશ."

નિરૂપાય શંકર આ વખતે ઇશ્વરનું સ્મરણ કરી અવિચલિત હૃદયે કેદખાનામાં ગયો. કુમાર પણ ઇષ્ટ દેવતાનું સ્મરણ કરી તેની પાછળ પાછળ ગયો. બન્ને કેદ થયા.

વાંચક ! શું તમે કંઇ સમજી શકયા છો ? પેલો બ્રાહ્મણ કયાં છે તે તમે જાણો છો કે ? શંકરની યુક્તિથી તે અપરાધી બ્રાહ્મણને તો કયારનોએ બંગદેશમાં મહારાજા પ્રતાપાદિત્યની પાસે મોકલવામાં આવ્યો હતો.

---

# અષ્ટમ પરિચ્છેદ.

## કેદખાનામાં દેશભક્તિ !

મહારાજ પ્રતાપાદિત્યે બ્રાહ્મણને મુખેથી શેરખાંના રાજ્ય સંબંધી સમસ્ત વૃતાન્ત સાંભળી લીધું. ત્યાર પછી ઉપદેશકને કેદ કરવામાં આવ્યા છે અને બીજા ચાર ઉપદેશકો રાજમહલમાં છે ખરા પરંતુ તેઓ સંતાઇ રહ્યા છે. એ દારૂણ દુઃખદ સમાચાર સાંભળી પ્રતાપના મનમાં અતિશય દુઃખ થયું. છતાં વિપદ સમયે અધૈર્ય થવું એ તેમનો સ્વભાવ ન હતો. કાર્યકુશળ પ્રતાપે તુર્ત જ એક ઉપાય શોધ્યો. સૂર્યકાન્ત સાથે કેટલાક ઉચ્ચ અમલદારોને રાજમહલ મોકલ્યા. તેમને પ્રતાપે કહ્યું કે ગમે તેટલા પૈસા ખર્ચાય તો પણ કેદખાનાના સિપાહીઓને લાંચ આપી શંકર, તથા તરૂણ–

ઉપદેશકને બંધન મુક્ત કરજો. સાંભળ્યું છે કેઃ પહેરેગીરોમાંના ઘણાખરા હિંદુઓ છે, તેથી તેઓ મોગલોના વિરૂદ્ધજ હશે. એવી સ્થિતિ હોવાથી યુદ્ધ કર્યા વગર, રક્તપાત થયા વગર, આપણો ઉદ્દેશ્ય સિદ્ધ થશે.”

પુષ્કળ દ્રવ્ય લઇને, ઉત્સાહપૂર્વક સૂર્યકાન્ત રાજ્ય તરફ વિદાય થયો.

કેદખાનામાં ગયા પછી શંકર અને કુમારે જોયું કેઃ અસંખ્ય કંગાલ-ગરીબ ખેડુતો મહેસુલ ભરવા અશક્ત હોવાથી મોગલોના અત્યાચારથી કારાગ્રહમાં પડ્યા છે ! શેરખાંના રાજ્યમાં એકજ કેદખાનું હતું. નરહત્યા કરનાર મહાપાપીને ત્યાં જે પ્રકારે કેદ કરતા તેજ પ્રમાણે એક સામાન્ય અપરાધીને પણ તેવીજ સ્થિતિમાં નાંખી મૂકતા ! એ કેદખાનાની સ્થિતિ બહુ ભયંકર હતી. ચારે દિશામાં ઉંચી ભીંતો, લોખંડ જડિત દ્વાર, અતિ કષ્ટે ત્યાં પ્રકાશનો પ્રવેશ થતો. પવન તો ભાગ્યેજ ! વળી ઘણા થોડા સ્થાનમાં પુષ્કળ મનુષ્યો સમાવ્યાં હતાં. કેદી લોકોનો આહાર પણ અસ્વચ્છ, રહેવાનાં સ્થાન દુર્ગંધમય ! તે જાણે બીજું યમ-ગૃહજ હતું ! ત્યાં રહેનારને ઘણા થોડા દિવસમાંજ યમરાજાની મુલાકાત થતી ! તે ઘેર પાછું ફરતું નહિ. શંકર અને કુમાર તેજ કેદખાનામાં પડ્યા છે. તેઓ કેટલા દિવસ ત્યાં રહેશે તે તો ભગવાન જાણે !

કુમારે એક પછી એક સર્વ કેદીઓને જોઇ લીધા. પાંચસો હિંદુ ખેડુતો ત્યાં કેદ પડ્યા હતા ! રામ ! રામ !

ધર્મપ્રાણ શંકર સમ્પત્તિમાં કે વિપત્તિમાં, નિત્ય ભગવાનના નામસ્મરણમાં મસ્ત બની રહેતો હતો. કેદખાનામાં પડવા છતાં પણ તે ગણગણતે સ્વરે ભગવાનના નામ-સ્મરણમાં મશગુલ રહેતો. ગંધાતી ઓરડીની બારીમાં મ્હોં રાખી તે એકાન્ત ચિત્તે મૃદુ મધુર

તાન લહરી વડે તે ભગવાનનાં ભજન ગાતો હતો ત્યારે સેંકડો કેદી ભક્તિપૂર્વક તેના મુખ સ્હામે જોયા કરતા હતા. ગાયન પૂરું થતાંજ કુમારે ત્યાં જઇ શંકરના ચરણમાં પ્રણામ કરી ધીમે ધીમે કહ્યું:

" મહાત્મન્ ! કેદખાનામાં આસરે પાંચસો હિંદુ કેદી છે. તેમાં ત્રણસોથી વધારે પુરુષો તો બળવાન છે. એ દુઃખી દરિદ્રીઓને યોગ્ય પગાર આપી નોકરીએ રાખ્યા હોય તો તેઓ આપણને બહુ ઉપયોગી થઇ પડશે. "

શંકરે હાસ્ય કરી કહ્યું: " યુવક ! કેદખાનું એજ કાંઇ છેલ્લો દણ્ડ નથી. હજી તો ઘણું બાકી રહ્યું છે સમજ્યા ? તમને કશી ચિન્તા નથી થતી ? "

કુમાર: " મ્હારા મનમાં તો જરાયે ભય થતો નથી. આપના સમાગમથી ઉલટો મ્હને તો આનંદજ થાય છે. રાજમહેલમાં આવી મ્હેં જે કાંઈ બાતમી મેળવી છે તે નિર્વિઘ્ને આપને નિવેદન કરી શકીશ."

એમ કહી કુમારે છુપી રીતે તેના કાનમાં કહ્યું: " શેરખાં અતિ દુષ્ટ છે ખરો પણ કાંઇ સુચતુર-બુદ્ધિમાન નથી. જો એનામાં સૂક્ષ્મ બુદ્ધિ હોત તો તે મ્હને અને આપને કેદખાનામાં કદી પણ નાંખત નહિ. અગ્નિ પાસે પવનને બોલાવી કોણ બેસાડી શકે ? ગમે તેમ હો, મ્હને ખાત્રી છે કે: એ પાંચસો કેદીઓ આપણા કહેવા પ્રમાણે કબૂલ કરશે, અને—"

શંકરે વચમાંજ કહ્યું: " ધન્ય છે ત્હારા સાહસને ! કદાચ કાલે ત્હારા શરીર-રક્તથી વધ ભૂમિ રંગાઇ જશે, અને આજે કેદખાનામાં બેસી તું સ્વદેશ પ્રેમનું ઉજવળ દ્રષ્ટાન્ત બતાવી રહ્યો છે ! "

કુમારે હાસ્ય કરી કહ્યું:

" હું તો માત્ર બાળક છું. મ્હારો અપરાધ ક્ષમા કરશો. કદાચ

કાલે મ્હારો છેલ્લો દિવસ પણ હોય. પરંતુ જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી જનની-જન્મભૂમિને હું ભૂલી શકીશ નાહ. શું આપ મ્હારા મનોબળની પરીક્ષા કરવા માંગો છો? વીરવર! હું જે કહું તે કૃપા કરી સાંભળો. આ શેરખાં આપણને સહજ છોડશે નહિ એ તો નિશ્ચયજ, પરંતુ એના તાબામાં ઘોડેસ્વાર અને પાયદળ મળી ત્રણ હજારથી વિશેષ સૈન્ય નથી. એના દ્રવ્ય ભંડારમાં જોઇએ તેટલું અત્યારે દ્રવ્ય પણ નથી કે જેથી એકાએક યુદ્ધ થતાં તે ખર્ચને પહોંચી વળશે! વળી વર્ષા ઋતુ આવી પહોંચી છે. એટલા બધા લસ્કરની ખોરાકી શેરખાં એકાએક સંગ્રહ કરી શકશે નહિ, તેથી એકાએક યુદ્ધ કરતાં એનોજ પરાજય થવાનો વિશેષ સંભવ છે. વળી એના હિંદુ અમલદારો-નોકરો મ્હારી સાથે મળી ગયા છે. મ્હારા મૃત્યુથી કશું નુકશાન થવાનું નથી. આપના જીવનની બહુ આવશ્યકતા છે. આપ અને સૂર્યકાન્ત એ બન્ને મહારાજ પ્રતાપાદિત્યના ડાબા જમણા હાથ સ્વરૂપ છો. જો આપની મુક્તિ કરી શકાય તો આ હીણભાગ્ય પાંચસો કેદીઓનો છુટકો સહજ થઇ જાય. આપ કહી શકશો કે: મહારાજ પ્રતાપાદિત્યને આપણા સર્વે સમાચાર પહોંચી ગયા છે કે નહિ?'

"હા, પહોંચી ગયા છે."

શંકર કંઇક આશ્ચર્ય પામ્યો. તે વિચારવા લાગ્યો: "આ યુવક કોણ? એ કાંઇ સામાન્ય પુરૂષ નથી. આટલા દિવસ પર્યંત એને જોયો નથી એનું કારણ શું? એનું નામ "કુમાર" છે. એ નામ તો મ્હેં કદીએ કોઇનું સાંભળ્યું નથી! આટલી ન્હાની ઉમ્મર, આવું સુંદર રૂપ, આવું મધુર સંભાષણ, આવો ઉત્સાહ, આવું તેજ, આવી દેશભક્તિ, અન્ય કોઇમાં તો જણાતી નથી!" શંકર જનમાં ને મનમાંજ કુમારને

સેંકડો ધન્યવાદ દેવા લાગ્યો. થોડી વાર પછી કહ્યું: "તમારી શુભ ઇચ્છા પરિપૂર્ણ થાઓ. તમે જે સમાચાર સંગ્રહ કર્યા છે તેનાથી અમને વિશેષ લાભ થશે."

કુમારે કહ્યું: "સાંભળો! કેદખાનાના પહેરેગીરોમાં ઘણા તો હિંદુ છે. એ ચાર જણ સાથે મ્હારે મિત્રતા બંધાઇ છે. પ્રસંગ આવતાંજ તેઓ આપણામાં ભળી જશે એમ પણ તેમણે કહ્યું છે. તેથીજ હું ધારૂં છું કે: એમને હસ્તેજ આપણો ઉદ્ધાર થશે. હા, એક વાત સાંભળો. મહારાજ પ્રતાપાદિત્ય કદાચ આપણા ઉદ્ધારને માટે સૂર્યકાન્તનેજ અત્રે મોકલશે."

શંકર: "તેમ બને તો પણ મુક્ત થવાની આશા ક્યાં?"

કુમાર કંઇક વિચાર કરી બોલ્યો: "જો આપણને કાલે બીજા કેદખાનામાં ન લઈ જાય તો પછી કોની મકદૂર છે કે તે આપણને કેદખાનામાં ગોંધી રાખે?"

શંકરે હસતાં હસતાં કહ્યું: "જવા દો એ વાત. લાંબા વિચારો કરવાનું પ્રયોજન નથી. જે જનશૂન્ય સ્થળમાં પડેલા અતિ ક્ષુદ્ર કીટના ભવિષ્યનો વિચાર કરે છે તેજ આપણા ભવિષ્યનો વિચાર કરશે. તે વિશ્વંભરે જે ધાર્યું હશે તેજ થશે. તમારી પેઠે મ્હારા મનમાં પણ મુક્તિનાજ વિચારો થાય છે. શા માટે એવા વિચારો થાય છે તે કહી શકાતું નથી. આવો ભાઇ, એક વખત તે દીનબંધુ, ભક્તવત્સલ ભગવાનના ગુણગાન ગાઇએ."

કુમાર શંકરની પાસે બેઠો. શંકર કારાગૃહને ભૂલી ગયો. તેના મનમાં અપાર આનંદ ઉપજ્યો. તે ભક્તિપૂર્ણ હૃદયે શ્રી જયદેવના સુધા-સમુદ્રનું મંથન કરવા લાગ્યો:

प्रलय पयोधिजले धृतवानसि वेदं
विहितवहित्र चरित्रम खेदं ।
केशव धृतमीनशरीर, जय जगदीश हरे ॥
क्षितिरतिविपुलतरे तिष्ठति तव पृष्ठे
धरणिधारणकिणचक्रगरिष्ठे ।
केशव धृतकुर्मशरीर, जय जगदीश हरे ॥
वसति दशनशिखरे, धरणी तव लग्ना
शशिनि कलंककलेव निमग्ना ।
केशव धृतशुकररुप, जय जगदीश हरे ॥
तव करकमलवरे नखमद्भुतशृंगं
दलित हिरण्यकशिपुतनुंभृंगं ।
केशव धृतनरहरिरुप, जय जगदीश हरे ॥

મધુર કણ્ઠથી ભગવાનનું નામ–ગાન સાંભળી સર્વ કેદીઓ સ્તબ્ધ થઇ ગયા. સર્વ સ્થાન–કાલ સાથે આત્મજ્ઞાન ભૂલી ગયા.

કેદખાના બહાર ઉભા રહેલા હિંદુ પહેરેગીરો શાંત ચિત્તે ગાયન સાંભળી રહ્યા હતા. તેમના મનમાં પૂર્ણ આનંદ ઉદ્ભવી રહ્યો હતો. તેઓ મનમાંજ કહેતા કે: “ અરેરે ! મોગલોના મકાનોમાં બેસી એક દિવસ અંતઃકરણ ખોલી ભગવાનનું નામ–ગાન પણ કરી શક્યા નહિ !” મોગલ પહેરેગીરો લોઢાની જાળીઓમાંથી ડોકિયાં કરી જોવા લાગ્યા અને તેમના પર રોફ બેસાડવા બૂમો પાડવા લાગ્યા ! પણ તે સાંભળે છે કોણ ?

ગાયન બંધ પડયું. કુમારે કેદીઓને કહ્યું:

" ભાઇઓ! જે મહાત્માએ હમણાં તમને અપૂર્વ સંગીત સંભળાવી સર્વને કૃતાર્થ કર્યા છે તે ગાયનનું મૂલ્યજ નથી. સાંભળો, મોગલોના અત્યાચારથી આપણી કેવી દુર્દશા થઈ રહી છે તે તો તમે જાણો છો! આપણે તેમના ત્રાસથી મન પ્રફુલ્લ થાય ત્યાં સુધી ભગવાનનું નામ પણ દઈ શકતા નથી! આપણે બધા કેદીઓ છીએ ખરા પરંતુ ફક્ત આપણું શરીર કેદી થયું છે. આપણું મન કાંઇ તેમનું કેદી નથી. આપણે બધા કેદીજ છીએ. કોણ જાણે છે કદાચ આ કેદખાનામાંજ આપણો જીવન-દીપક ઓલવાઇ જશે તો! કદાચ આપણે પિતા માતાનો સ્નેહ, ભ્રાતા ભગિનીની સહાયતા, પુત્ર-કન્યાની ભક્તિ, વગેરે કાંઇ પણ ભોગવી શકીશું નહિ! કેટલાંએ હિણભાગ્ય બાળકો પિતૃહીન થશે, કેટલીએ સૌભાગ્યવતીના હાથ કંકણ નષ્ટ થશે, અને કેટલાંએ માતાપિતાના નેત્ર-મણિ ગુમ થઇ તેઓ શોકમાં દિવાના બની જશે!"

એક પછી એક કેદીઓ ઉંડા નિઃશ્વાસ નાંખવા લાગ્યા. કોઇના નેત્રમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. કોઈનાં શરીર થરથર કમ્પવા લાગ્યાં. કુમારે પોતે પણ એકવાર નેત્ર લુછી નાંખ્યાં. શંકરે કહ્યું: " તે પરમ દયાળુ ભગવાને આટલા બધા દિવસ પછી આપણા સ્હામે જોયું છે. હિંદુઓનું એ દુઃખ હવે રહેશે નહિ. કારણ કે બંગવીર મહારાજા પ્રતાપાદિત્યે બંગનું સિંહાસન દીપાવ્યું છે."

બેચાર કેદીઓએ નજીક આવી શંકરને પ્રણામ કર્યા અને કહ્યું: " પ્રભો! આપ કોણ છો? શું આપ અમારા ઉદ્ધારને માટે આવ્યા છો! કહો, અમારે શું કરવું તે કહો. અમે હમણાંજ સર્વ કેદીઓને તે સમાચાર જણાવી દઇશું, અમે સર્વ હિંદુ કેદીઓ એકસંપમાં જોડાઇ જઇશું."

મોગલ પહેરેગીરે જોયું કે: સન્ધ્યા સમયે સર્વ કેદીઓ એકત્ર થઇ કાંઇ સલાહ મસલત ચલાવી રહ્યા છે. એક મનુષ્ય કાંઈ બોલે છે અને સર્વ કેદીઓ એકાગ્રચિત્તે તે સાંભળી રહ્યા છે. તે પ્રહરીએ વિચાર્યું: "શું એ હિંદુ કેદીઓ ન્હાસી જવાનો તો વિચાર નહિ કરતા હોય?" પરંતુ લોખંડનાં કઠિન દ્વાર અને આગળા જોઇ પહેરેગીર મનમાંજ હસ્યો. તેણે કહ્યું: "ના, ના, એ તો અસમ્ભવિત છે."

રાત્રિના અંધકારમાં બેસી સર્વ કેદીઓએ શાંતચિત્તે શંકર અને કુમારને મુખેથી ધર્મ વીર મહારાજા પ્રતાપાદિત્ય સંબંધી સર્વ વૃત્તાન્ત સાંભળ્યું. શંકર અને કુમારે પાંચસો હિંદુ કેદીઓને મોગલ રાજશક્તિ વિરૂદ્ધ થવાની પ્રતિજ્ઞા કરાવી તથા લાગ મળતાંજ કેદખાનામાંથી ન્હાસી જવાનો અને સ્વદેશની સ્વતંત્રતા સ્થાપન કરવા માટે પ્રાણ આપવાનો સંકલ્પ કરાવ્યો. ક્ષણવારને માટે તેઓ કેદખાનાનું દુ:ખ ભૂલી ગયા. ક્ષણવારને માટે સર્વના પ્રાણમાં આશાનો સંચાર થયો.

કુમારે શંકરની પાસે આવી પુનઃ ધીમે ધીમે કહ્યું:

"સાંભળો, આજ રાત્રેજ આપણે કોઇ ઉપાય કરવો જોઇએ. કેદીઓ નિદ્રાવશ થયા પછી પેલી ઉચ્ચ બારીમાં જઇ હું જે કાંઇ કરૂં તે આપ ચુપચુપ જોયાજ કરજો."

શંકરે હસતાં હસતાં ઉત્તર દીધો: "તમારી બુદ્ધિ અને સાહસ ઉપર મ્હને અટલ આસ્થા જન્મી છે. હું સમજ્યો છું કે: તમે અસમ્ભવિતને સમ્ભવિત કરી શકશો! તમને પહેલેથીજ ઓળખવાની મ્હારે જરૂર હતી. શું સૂર્યકાન્ત તમને ઓળખે છે કે?"

કુમાર: "તે હું શી રીતે કહી શકું?"

શંકર: "શું ત્યારે તેમણે તમને અત્રે મોકલ્યા નથી કે?"

કુમાર: "ના, હું મ્હારી મેળેજ આવ્યો છું."

શંકરે કુમારને અનેક ધન્યવાદ આપ્યા. કુમારે તેના ચરણમાં પ્રણામ કર્યા અને કહ્યું: "આશીર્વાદ આપો કે જેથી આપે જે મહાયજ્ઞનું અનુષ્ઠાન કર્યું છે તેમાં હું મ્હારા જીવનની આહૂતિ આપી મ્હારૂં વ્રત ઉદ્યાપન કરૂં! તેમ થશે તોજ મ્હારૂં જીવન સાર્થક્ય થશે."

શંકર: "તમારૂં વ્રત કેવું?"

કુમાર: "વીર-ધર્મ એજ મ્હારૂં વ્રત છે. તે વ્રતનું ઉદ્યાપન કરવું એજ મ્હારૂં લક્ષ્ય છે. શું મ્હારી આશા પૂર્ણ નહિ થાય?"

શંકર અંતઃકરણપૂર્વક દ્રઢતા સહિત બોલ્યો: "તમારી આશા અવશ્ય પૂર્ણ થશે. તમે વયમાં બાળક છો ખરા પરંતુ તમારી અમૃતમયી વાણી સાંભળીને અને તમારો અતુલ ઉત્સાહ જોઇને ખરેખર હું મુગ્ધ થયો છું. ભાઇ! તું દીર્ઘજીવી થજે. ત્હારૂં કલ્યાણ થશે."

# નવમ પરિચ્છેદ.

## મુક્તિની યુક્તિ!

તેજ દિવસે, તેજ કેદખાનામાં, લોખંડના ક્ષુદ્ર જાળિયામાં બેસી એક અપૂર્વ સુંદરી યુવતી વિણાવિનિન્દિત મધુર સ્વરે ગાન ગાતી હતી. શાંત રાત્રિએ વેગથી આવતા બંશીધ્વનિની પેઠે તે કરૂણ સંગીત અતિ મધુર જણાતું હતું. તે ગાન જેના કાનમાં પ્રવેશ કરતું તે સર્વ મોહ પામતાં.

કેદીઓ નિંદ્રાવશ થયા હતા. યુવતી કણ્ઠમાંથી નીકળતી ગીત-લહરી તેમના પ્રાણમાં જાણે સ્વપ્નમાં સંભળાતો અપ્સરા સ્વર હોય તેમ જણાતું હતું. કારાગૃહમાંથી સંભળાતા ગાયને હિન્દુ પ્રહરીઓને

સ્તબ્ધ કરી દીધા. તેમણે જાણ્યું કેઃ ઉંચા જાળીયામાં બેસી કોઇ એક દેવી–મૂર્તિ કરૂણસ્વરે દુઃખગાથા ગાઇ રહી છે! ગાતાં ગાતાં જાણે તેની સુંદર આંખોમાંથી પ્રસંગોપાત અશ્રુબિંદુ ઝરી પડે છે! અહા! તેનું કેવું સુંદર રૂપ છે! મનુષ્યલોકમાં શું એવું રૂપ સંભવે ખરૂં કે? નક્કી એ કોઇ દેવી છે! હિંદુ કેદીઓનાં દુઃખ દૂર કરવા માટેજ તે મર્ત્યલોકમાં અવતરી છે! તેમણે તે દેવીને સાષ્ટાંગપ્રણામ કર્યા પછી શાંત ચિત્તે તેઓ તેમના સ્હામે ઉભા રહ્યા.

ત્યારપછી મોગલ પહેરેગીરો આવ્યા. નિર્મળ ચાંદનીના સ્વચ્છ પ્રકાશવડે તે દેવી પ્રતિમા જોઇને અને તેનું મધુરૂં સંગીત સાંભળીને સર્વે મન્ત્રમુગ્ધ જેવા બની ગયા. મોગલ પહેરેગીરોએ વિચાર્યું કેઃ "નક્કી આ કોઈ પરી હશે! નહિ તો આ કેદખાનામાં સ્ત્રી આવે ક્યાંથી? પરી ન હોય તો આવું રૂપ ક્યાંથી? અહા! પરી વિના કોનો કણ્ઠ આવો સુમિષ્ટ હોય? ઘણા દિવસથી નોકરી કરવા છતાં આવું સુંદર દ્રષ્ય તો કદી પણ જોયું નથી. પરંતુ દેવીઓ તો હિંદુ છે. હિંદુ પાસે પરી આવે કેમ? એક અતિ સુંદર યુવક આજે કેદી થયો છે તેથી તેની સાથે પ્રેમ કરવા કદાચ તે આવી હશે!" પહેરેગીરો આવા વિચાર કરતા સ્તબ્ધ થઇ રહ્યા!

પરીએ ગાયન ગાતાં ગાતાં એકાએક જાળીયામાંથી નીચે અવતરણ કર્યું અને બીજા કેદીઓમાં ભળી ગઇ. બહારના પહેરેગીરોએ જોયું કેઃ પરી અલોપ થઇ ગઇ છે, તેમ છતાં તેનું કરૂણ ગાયન પવનની લહરીઓમાં પ્રસરી રહ્યું છે. પરીના એકાએક અલોપ થવાથી તેમનો વિશ્વાસ દ્રઢ થયો. કોઇએ કહ્યુંઃ "પરીનું દર્શન કરવું એ સારૂં નહિ. કોણ જાણે આપણે કંઇ પાપ કર્યું હશે તેથી તેણે આપણને દર્શન દીધાં અને અલોપ થઇ ગઈ." કોઇ વળી પરીનાં રૂપમાં મુગ્ધ

થઇ મદનના પુષ્પશરવડે વિંધાઇ વિચારવા લાગ્યાઃ "શું મનુષ્ય-જન્મમાં પરી મેળવી શકાય નહિ ? શું આપણે તેવાં પુણ્ય નહિ કર્યાં હોય ? ગમે તેમ હો, આજે એક વખત તેને ફરીથી જોઇશું. એકલાથી નહિ બને તો દશ પંદર જણ એકઠા મળીને પણ યત્ન કરીશું. નહિ તો પ્રાણ જશે !"

બીજે દિવસે પ્રાતઃ સમયે પહેરેગીરોમાં એ સંબંધી વાદવિવાદ ઉપસ્થિત થયો. પ્રત્યેક મનુષ્યો જૂદા જૂદા વિચાર દર્શાવવા લાગ્યા. કોઇએ કહ્યું: "ના...રે ના, એ કંઇ પરી નહોતી. એ તો ભૂત હતું ભૂત !" આ વખતે અનેક પહેરેગીરો અનેક પ્રમાણ આપવા લાગ્યા, પરંતુ પહેરેગીરોના સરદારે પરીની વાત માની નહિ. તેણે કહ્યું: "જેને વિશ્વાસ ન હોય તે આવશો નહિ. જેને વિશ્વાસ હોય તે મ્હારી સાથે આવો. એ પરીને આજે હું પકડી આપું છું. મ્હને યાદ આવે છે કેઃ પેલા પહાડ ઉપર એ પરીને મ્હેં જોઇ હતી. ગમે તેમ પણ આપણે તેને વેગળેથી પકડવાનો યત્ન કરવો જોઇએ."

સર્વે હસતાં હસતાં બોલ્યાઃ "સરદાર સાહેબમાં સાહસ નથી, તેથીજ વેગળે રહીને પકડવાની વાત કરે છે."

સરદારઃ "તમે શું જાણો ભાઈ? પ્રેમ કહો કે ગમે તે કહો, પણ પ્રથમ પ્રાણ અને પછી બધું. પ્રાણ બચે તો બધુંએ થાય."

આ વખતે હસવાનો મ્હોટો ધ્વનિ થઈ રહ્યો. એ સમયે હિંદુ પહેરેગીરોનો ઉપરી ત્યાં આવી બોલ્યોઃ "કેમ ભાઇઓ! આજે હસવાનો ફુવારો કેમ ઉછળી રહ્યો છે. ?"

મોગલ પહેરેગીરઃ "અરે ભાઇ! આનંદની વાત ચાલી રહી છે. કાલે રાત્રે આસમાનમાંથી એક પરી નીચે ઉતરી હતી."

હિંદુ પહેરેગીરઃ "તમારી સાથે નિકાહ કરવા માટે કે ?"

મોગલઃ "તે કોણ કહી શકે? અહા! બહુ ખુબસુરત ચ્હેરો, બહુ મીઠું ગળું. મ્હારા કલેજા ઉપર ઉભી રહી જાણે મ્હારો પ્રાણ લઇ આસમાનમાં ચાલી ગઇ!"

હિંદુઃ "તમે સાથે કેમ ગયા નહિ?"

મોગલઃ "ના, ભાઇ ના. તેથીસ્તો! ઘરમાં બીબીજાન મોજુદ છે. તેના પ્યારમાં મ્હારા પ્રાણ જાણે મુંઝાઇ રહ્યા છે. શું તમે પરી દીઠી નથી?"

હિંદુઃ "અમે પણ જોઇ છે. એ તો બહુ અદ્ભુત દ્રષ્ય! હું પણ મ્હોટે પરોઢીયે ઉઠી—કોઇને કાંઇ પણ કહ્યા વગર—કેદખાનામાં ચારે દિશામાં જોવા લાગ્યો, પરંતુ તેને જોઇ શક્યો નહિ."

મોગલઃ "કેમ ભાઇ! અહા! તેની ખુબસુરતીએ મ્હારૂં કલેજું વિંધી નાંખ્યું છે. સાંભળો. વાત કહું તે. મ્હેં તો ધાર્યું છે કેઃ જો તે આજે દેખા દે તો પરીજાનને કહીશ કેઃ નીચે ઉતરો. હું હિંદુઓની પેઠે તમારી પૂજા કરીશ, અને તમારી સાથે પ્યાર કરીશ. જો પરીજાન નીચે ઉતરશે તો આપણે કેટલાક મિત્રો તેની પાસે જઇશું, પરંતુ જઇ શકાશે નહિ. એ વખતે કેદખાનાની ચારે દિશામાં તમે સખ્ત પહેરો ભરજો, પરંતુ સાવધાન! આપણી વાત કોઇ બીજા જાણે નહિ. કેમ? તમે રાજી છો કે?"

હિંદુઃ "બીજા બંધાનો શો અભિપ્રાય છે તે જાણવો જોઇએ. આખી રાત પહેરો ભર્યા પછી પાછલી રાત્રે પહેરો ભરે એવો કોઇ જણાતો નથી."

મોગલઃ "ના, તમારે યત્ન કરવોજ જોઇએ. નહિ તો ભાઇ, મ્હારા પ્રાણ જશે. જો ધારશો તો તમે એકલા પહેરો ભરી શકશો. કેદીઓ શું લોઢાનાં બારણાં તોડી ન્હાસી શકશે?"

હિંદુ પહેરેગીરે હસીને ઉત્તર દીધો: "અરે રામ રામ! એમ કાંઇ બને કે ?"

પ્રભાતનો સમય થયો. શંકરે કહ્યું: "કુમાર! તમે આવું ઉત્તમ સંગીત ક્યાંથી શિખ્યા છો? આવો મધુર કણ્ઠ મ્હેં કદી પણ સાંભળ્યો નથી."

કુમારે હાસ્યભરિત મુખે ઉત્તર દીધો: "હું શું આપના જેવું મધુર ગાઈ શકું છું ?"

શંકર: "કાલે રાત્રે તમારૂં કાર્ય જોઇને મ્હારૂં હસવું રોકી શક્યો નહિ. બરાબર તમે રમણીનો વેશ ભજવ્યો હતો. હું પણ ભૂલાવામાં પડ્યો હતો."

કુમાર: "મ્હેં ઘણી વખત એવો વેશ ભજવ્યો છે. આપ જાણી શકશો કે એવો વેશ ધારણ કરવાથી આપણો ઉદ્ધાર થઇ શકશે."

શંકર: "હા કેટલુંક સમજી શક્યો છું. તમે જે હિંદુ પ્રહરીની વાત કહી હતી તે શું કેદખાનાનાં દ્વાર ઉઘાડી નાંખશે ?"

કુમાર: "હા, તે મનુષ્ય કાંઇ સાધારણ પહેરેગીર નથી. તે ગુપ્ત વેશમાં એક આબરૂદાર જમીનદાર છે. મોગલોનું સર્વ નાશ કરવા માટેજ તેણે પહેરેગીરની નોકરી સ્વીકારી છે."

શંકર: "ધન્ય છે તમને! એટલે બધે સુધી તમે તપાસ કરી છે ?"

કુમારે પુનઃ કહ્યું:

"શેરખાં એ હિંદુ પહેરેગીર ઉપર અતિશય વિશ્વાસ અને શ્રદ્ધા રાખે છે. અનેક વખત તેને ઉચ્ચ પદવી આપવાની ખાંસાહેબે ઇચ્છા દર્શાવી છે છતાં તેણે એજ નોકરીપર પ્રેમ બતાવ્યો છે. જે દિવસે હું હિંદુ લશ્કરના એક ઉપરી અધિકારીને આપણો ઉદ્દેશ્ય સમજાવી તેના

હૃદયમાં સ્વદેશપ્રેમ ભરતો હતો અને તેને આપણી મંડળીમાં લેવાનો આગ્રહ કરતો હતો તે દિવસે તેણેજ મ્હને ખબર આપી હતી કેઃ શેરખાંએ મ્હારા પ્રત્યે અતિ સખ્ત આજ્ઞા ફરમાવી છે. મ્હેં તેજ વખતે એને ઓળખ્યો અને કહ્યું કેઃ "આપ હિંદુ છો. દૈવયોગે જો હું કદાચ કેદી થાઉં તો આપજ મ્હારો ઉદ્ધાર કરશો."

"ત્યારપછી જ્યારે હું કેદી થયો ત્યારે કેદખાનાનાં દ્વાર પાસે પ્રથમજ મ્હને તેનાં દર્શન થયાં. તેમણે સ્મિત હાસ્યભરિત મુખે સંકેત કરી જણાવ્યું કેઃ "કશો ભય નથી." તેથીજ હું આટલું બધું સાહસ કરી શકું છું."

શંકરઃ "કુમાર! તમારી તીક્ષ્ણબુદ્ધિ, આવું અલૌકિક કૌશલ્ય અને સાહસ જોઇ ખરેખર હું વિસ્મય પામું છું, પરંતુ હમણાં તે વાત જવા દો. એ હિંદુ પ્રહરી મ્હારી પાસે આવશે તે વખતે હું તેમને સર્વ સમજાવી શકીશ."

કુમારઃ "તેમજ કરજો. તેમને કહેજો કેઃ હું સ્ત્રીનો વેશ ધારણ કરી કામાંધ મોગલ પ્રહરીઓને પ્રેમમાં લુબ્ધ કરી વેગળે લઇ જઇશ. તે સુંદર સમયે તમે તમારૂં કામ કરજો."

શંકરઃ "તમે હાજર રહેશો કે નહિં?"

કુમારઃ "ના, હમણાં હું બીજે ઠેકાણે રહીશ. એક ખાસ કામને લીધે હું તમને મળી શકીશ નહિ. હવે સંધ્યા સમયે તમને મળીશ."

કુમાર મનમાં ને મનમાંજ બોલ્યોઃ "હે અંતર્યામી દેવતા! મ્હને ક્ષમા કરજો. દેશના કલ્યાણને માટે મ્હારે આવી પ્રપંચી—નીતિ ગ્રહણ કરવી પડે છે."

આ સમયે હિંદુ પહેરેગીર કેદીઓનો મિથ્યા તિરસ્કાર કરતો કરતો કેદખાનાનાં દ્વાર ઉઘાડવા લાગ્યો. સરદાર કુંચીઓ લઇ ચાલ્યો ગયો. ચારે દિશામાં હાહાકાર થઇ રહ્યો.

કુમારે તે હિંદુ પહેરેગીરને બતાવી કહ્યું: "એજ તે હિંદુ પહે-
રેગીર છે."

શંકરે વેગળેથી તેને પ્રણામ કર્યા. તેણે પણ કોઇ જોઇ શકે
નહિ તેમ વેગળેથી તેને પ્રણામ કર્યા. પહેરેગીર ઉત્તર-પશ્ચિમ દેશનો
બ્રાહ્મણ હતો.

---

# દશમ પરિચ્છેદ.

---

## પરીનો પ્રેમ!

પ્રાતઃકાલમાં અધિક સંખ્યામાં હિંદુ અને મોગલ પહેરેગીરો
કેદખાના આગળ પહેરો ભરવા લાગ્યા. રાત્રને
સમયે તે દ્વિતીય યમ-ગૃહ બંધ થયા પછી તેમાંથી એક કીડી સુદ્ધાં
બહાર નીકળી શકે એમ નહોતું, તેથીજ પ્રથમ રાત્રે ચાર પાંચ હિંદુ
અને છેલ્લી રાત્રે ચાર પાંચ મોગલ પહેરેગીરો પહેરો ભરતા હતા.

પહેરેગીરોમાં પણ એક શ્રેણી વિભાગ હતો. વિશ પહેરેગીરોની
એક ટુકડી થતી. તેમના ઉપર એક નાયક નીમાતો. એ પ્રમાણે પાંચ
ટુકડીઓના પાંચ નાયકો ઉપર વળી એક સરદાર નીમાતો. સરદાર મુસ-
લમાન જાતિનો નીમતા. તેના તાબામાં કેદખાનાની કુંચીઓ રહેતી.
કેદખાનાની સર્વ દેખરેખ રાખવાનું કામ તેના હાથમાં રહેતું. એ સર-
દાર સાહેબ જે કોઇ ઉપર કૃપાદ્રષ્ટિ રાખતા તેના સુખનો પાર રહેતો
નહિ. પરંતુ જેના ઉપર તેની અવકૃપા થતી તેની દુર્દશાની અવધિ
રહેતી નહિ! તેટલા માટેજ સર્વ કેદીઓ તેમની કૃપા મેળવવા આ-
તુર રહેતા.

શંકર એ વાત જાણતો હતો, તેમ છતાં અન્ય કેદીઓની પેઠે તેણે સરદાર સાહેબને નમન કર્યું નહિ. સરદારે તે જોયું અને મનમાં ને મનમાંજ શંકરનું અનિષ્ટ કરવાનું નક્કી કર્યું. જે હિંદુ પહેરેગીર સાથે સરદાર આવ્યો હતો તે સરકારનો મદદનીશ હતો. તેને બધા પહેરેગીરોનું ઉપરીપણું કરવાનું હતું. તે સરદારને સર્વ કામમાં સહાય કરતો હતો, તેથી તે હિંદુ પહેરેગીર મોગલ સરદારને બહુ પ્રિય થઇ પડ્યો હતો–કહો કે તેનો વિશ્વાસુ પણ હતો.

મોગલ સરદારે શંકરની પાસે આવી કહ્યું: "તમે ગઇ કાલના અત્રે આવ્યા છો કે? અને તમારી સાથે તમારો એક ચેલો પણ છે કે? તે ચેલો હમણાં ક્યાં છે?"

સરદારનાં નેત્રો લાલચોળ, સ્વર કઠોર અને ભાષા બીભત્સ હતી.

શંકર: "તે હમણાંજ કંઇક ગયો છે."

સરદાર: "હવે એક વખત તમે તમારા લાકડા, પત્થરના દેવ-દેવીનું સ્મરણ કરી લો. સાંભળો. તમને એક શુભ સમાચાર સંભળાવું છું. તમારે પગે અને હાથે આ સુંદર ઘરેણું પહેરવાનો હુકમ થયો છે!"

શંકરે આનંદ ભરેલે ચિત્તે લોખંડની બેડીઓ હાથે પગે પહેરી લીધી, અને સ્મિત હાસ્ય કરતાં કરતાં હિંદુ–પહેરેગીરના મુખ સ્હામે જોયું. હિંદુ પહેરેગીરે કહ્યું:

"તમને યોગ્ય દણ્ડ મળ્યો છે. રાજા ઉપર તમે દ્વેષ રાખો છો! રાજા વિરૂદ્ધ તમે પ્રપંચ કરો છો! તમે રાજદ્રોહી છો."

આવી સાધારણ વાતો તરફ સરદારનું લક્ષ્ય નહોતું. તેણે તો પોતાના કામમાંજ ચિત્ત પરોવ્યું. કુમારે વેગળેથી જોતાંજ તેણે કહ્યું: "જહાંપનાહ! આ બેવકુફ આપને કુર્નિસ્ કરે છે."

કુમાર કંઇ સમજ્યો નહિ. તે સ્તબ્ધ થઇ ઉભોજ રહ્યો.

સરદારઃ " કંઇ ચિન્તા થાય છે કે ? આ રાજપાટ વગેરે સર્વે જાણે આપનુંસ્તો ! ખુદાવન્દ સરકાર બહાદુર શેરખાં આપના ઉપર બહુ અસંતુષ્ટ છે. તેમણે આજ્ઞા ફરમાવી છે તે સાંભળીને આનંદ પામશો કેઃ તમોને આજથી ત્રીજે દિવસે કબરમાં દાટી દેવામાં આવશે ! તેમ છતાં તમને તો કશી લાગણીજ થતી નથી. જાણે જમાઇ સસરાને ઘેર આવી લેહેર કરી રહ્યો છે ! "

કુમારઃ " એક વખત મરવું છે. એ વખત નહિ, તો પછી તેને માટે ચિન્તા શી ? "

સરદારઃ " હા, હા, સાચી વાત છે. ફરો–ખુબ લહેર કરો. આ દુનિયામાં બે દિવસની જીંદગી ! ( હિંદુ પ્રહરીને ) જો રામનિધિ ! આ બળવાખોર દુષ્ટ બદબખ્ત હિંદુ છે ! એના ઉપર તીક્ષ્ણ દ્રષ્ટિ રાખજો. પહેલાં જેને મળ્યા તેનામાં એટલું સાહસ નથી, પરંતુ આ છોકરાની છાતી તો જબરી જણાય છે ! "

ત્યાર પછી કાનમાં ને કાનમાં કહ્યુંઃ " હું હવે જાઉં છું. કોઇને કહેતો નહિ. "

રામનિધિએ થોડી જીભ કચરી કહ્યુંઃ " રામ રામ ! એમ તે કાંઈ બને ! આપ સુખેથી ઇચ્છામાં આવે ત્યાં પધારો, પણ એક વાત કહું તે સાંભળો. આ છોકરાને જંજીર કેમ પહેરાવી નહિ ? "

સરદારઃ "પહેરાવવાથી લાભ થાત. પણ તેવો હુકમ મળ્યો નથી."

રામનિધિ એ વાત જાણતો હતો તેથીજ મોગલ પહેરેગીરો કરતાં સરદારનો અધિક વિશ્વાસુ થવા માટેજ તેણે એવો પ્રશ્ન કર્યો.

સરદાર ચાલ્યો ગયો. હિંદુ પહેરેગીર હસતે મુખે શંકરની પાસે આવ્યો. શંકરે પૂછ્યુંઃ " કેમ ! શા સમાચાર ? ( બેડીઓ બતાવીને ) આ નવાં ઘરેણાંની વ્યવસ્થા કોણે કરી ? "

રામનિધિ: "એની આજ્ઞા મળી છે. હવે વિચાર શો કરો છો? ન્હાસવું તો છેને? નહિ તો દિનપ્રતિદિન નવા નવા હુકમો સાંભળવા અને બજાવવા પડશે. સાંભળ્યું છે કેઃ કુમારના પ્રાણ-દણ્ડની આજ્ઞા થઇ છે?"

શંકર આશ્ચર્ય પામી બોલ્યોઃ "સત્ય છે કે? કુમાર એ વાત જાણે છે?"

રામઃ "હા, પણ તે માટે તેમને જરાયે ચિન્તા થતી નથી. ધન્ય એનું સાહસ!"

શંકરઃ "પછી?"

આ સમયે અન્ય એક પ્રહરી ત્યાં આવ્યો. રામનિધિએ તેને પૂછ્યું: ત્હારે શું જોઇએ છે?"

પહેરેગીરઃ "એ કેદીઓ મ્હારો હુકમ માનતા નથી. મ્હને તેમણે હાંકી કાઢ્યો છે."

રામનિધિઃ "કેમ?"

પહેરેગીરઃ "કંઇક ગડબડ થઈ છે. કોઇ કામમાં ચિત્ત પરોવાતું નથી. કેવળ કંઇક સલાહ મસલત ચલાવ્યા કરે છે. હું ભય બતાવું છું ત્યારે તેઓ માત્ર મ્હારી મશ્કરી કરે છે!"

રામઃ "ઠીક, તું જા. હું ત્યાં જાઉં છું."

પહેરેગીર ચાલ્યો ગયો. શંકરે પૂછ્યું: "આ વળી નવું ધાંધલ શું?"

રામઃ "એ કુમારની લીલા! તેને માટે ચિન્તા નથી. અમારો સરદાર રાત્રે ઘણું ખરૂં અત્રે રહેતો નથી. આજે પણ રહેશે નહિ. કેદખાનાની કુંચીઓ મ્હારા હાથમાં છે, પરંતુ એ દુષ્ટ મોગલ પહેરેગીરને બીજે ઠેકાણે કાઢ્યા વગર તમારા ઉદ્ધારનો ઉપાય નથી. જોઉં છું કેઃ કુમાર ક્યાં સુધી યત્ન કરી શકે છે!"

શંકરઃ "કુમારે કહ્યું છે કેઃ આજે કેદખાનાની દક્ષિણ ભીંતમાં બેસી હું ગાયન ગાઇશ. આશા છે કે તે સમયે સર્વે કેદીઓ તે તરફ આવશે. તેજ સમયે તમને સારો લાગ મળશે."

રામઃ "જો બધાં ત્યાં ન જાય તો ?"

શંકરઃ "આપ તેનો પણ ઉપાય કરી શકશો. હું બહાર ન જઇ શકું તો કોઈ પણ પ્રકારની સગવડ કરી શકાય નહિ. આશા છે કેઃ આપને હાથેજ એ કાર્ય પરિપૂર્ણ થશે. તેમ ન હોત તો આ ભયંકર શત્રુ-પુરીમાં આપને બંધુ રૂપે મેળવી શકાત કેમ ? હું હિંદુ છું. આપ પણ હિંદુ છો. આપ જો અમારો ઉદ્ધાર નહિ કરો તો પછી બીજા કોના દ્વારા એ આશા રાખી શકીશું ? આપનો એ ઉપકાર-એ મહત્‌ આત્મત્યાગ અમે જીવનમાં કદી પણ ભૂલી શકીશું નહિ."

રામઃ "એ વાત રહેવા દો. મ્હને હિંદુઓની લાગણી ન હોય એવું તમે માનો છો? હું બાદશાહી નોકર છું છતાં મ્હારા હૃદયમાં હિંદુની લાગણી તીવ્ર રૂપે છે. વારૂ, હું આપને બંધન-મુક્ત કરૂં અને હથિઆર આપું તો આપ આપનો માર્ગ મોકળો કરી લેશો ?"

શંકરે હાસ્ય કરી ઉત્તર દીધોઃ "મા ભવાનીની કૃપાથી આ હતભાગ્ય સર્વે બંદિઓનો ઉદ્ધાર કરી શકીશ."

રામઃ "એમ કેમ? કુમારે તમામ કેદીઓના હૃદયમાં સ્વદેશ-પ્રેમની લાગણી જાગ્રત કરી દીધી છે કે? એ બધા ન્હાસી જવા કબુલ છે કે? પરંતુ તેમ થાય તો મ્હોટું ધાંધલ થવાની વકી છે."

શંકરઃ "કંઇ પણ વિચાર કરશો નહિ. એ બધું હું બરાબર કરી લઇશ. પરંતુ આજકાલમાંજ જે થાય તે કરવું જોઇએ. મોગલોને આપણા પ્રપંચની ગંધ શુદ્ધાં નહિ લાગે. હવે આપણે ઝટ કરવું જોઇએ."

રામનિધિ કંઇક વિચાર કરતો કરતો ચાલ્યો ગયો. એક બે કેદી

તરફ તીવ્ર કટાક્ષ કરતો ગયો. જે લોકો ગડબડ કરતા હતા તેનો તિરસ્કાર પણ કરતો ગયો!

સન્ધ્યા સમયે કુમારે આવી બેડી પહેરી ઉભેલા શંકરને પ્રણામ કર્યા. શંકરે આશીર્વાદ દીધો: "મા ભવાની તમારી મનકામના પૂર્ણ કરો."

તે પછી કોઈ કાંઇ બોલ્યું નહિ. શંકર ધીમે ધીમે ગાવા લાગ્યો:

श्रितकमलाकुच मण्डल धृतकुण्डल
कलित ललित वनमाल। जय जय देव हरे ॥
दिनमणि मण्डलमण्डन भवखण्डन
मुनिजन मानस हंस। जय जय देव हरे ॥
कालिय विषधर गंजन जनरंजन
यदुकुलनलिनदिनेश। जय जय देव हरे ॥
मधुकर नरक विनाशन गरुडासन
सुरकुल केलि निदान। जय जय देव हरे ॥

* * * *

ગાયન સાંભળતાંજ કુમારના નેત્રમાંથી દડ્ દડ્ આંસુ ધારા પડવા લાગી. સર્વ દુઃખ ભૂલી જઇ તે બોલ્યો:

"હે મહાત્મન્! આપના સુધામય કણ્ઠમાંથી સુધામય ગાન સાંભળી હું મોહ પામ્યો છું. જેણે એ ગાયન રચ્યું છે તેને ધન્ય છે, અને જેણે એ ગાયન ગાઇ હજારો લોકોને મંત્ર મુગ્ધ કર્યા છે તે ગાનાર મહાત્માને પણ ધન્ય છે!"

થોડી વાર પછી રામનિધિએ આવી કુમારને કહ્યું કે: "આજે પણ ગઇ રાત્રિની પેઠે તમે ગાયન ગાજો, પરંતુ એક સ્થળે બેસીને

નહિ. ગાયનનો સુર જાણે બધે ફરતો હોય તેમ ફરતા ફરતા ગાજો. ભીંત ઉપરથી પડી જવાનો સંભવ નથી. જે યુક્તિ–કૌશલથી તમે મોગલોની આંખમાં ધૂળ નાંખવાનો યત્ન કર્યો છે તે યુક્તિ કાંઇ બધાને સૂજતી નથી. આપનું સાહસ અને બુદ્ધિની પ્રશંસા સેંકડો મુખે કરવી જોઇએ. આપણું સદ્‌ભાગ્ય છે કે કેદખાનામાં કોઈ પહેરેગીરને રહેવાનો હુકમ નથી. બહાર ઉભા ઉભા તેઓ પહેરો ભરે છે. ગમે તેમ હો, આપની યુક્તિથી આજે હું એ મૂર્ખ મોગલોને ઠીક સપાટામાં લઇ શકીશ.”

તેમજ થયું. મધ્ય રાતને સમયે, પેલા ઉચ્ચ જાળીયામાં બેસી પ્રથમના જેવી મોહિની મૂર્તિ ધારણ કરી, સર્વને મન્ત્ર મુગ્ધ કરી કુમાર ગાયન ગાવા લાગ્યો. પ્હોળું કપાળ, શાંત કામણગારાં નેત્રો, સુંદર ગુલાબી ગાલ, અપૂર્વ સુંદર મુખ, ઓહો ! કુમારનું કેવું મનોહર રૂપ ! એ રૂપના ઉપર વળી વીણા વિનિન્દિત કણ્ઠ સ્વર ! કુમાર મોગલોને લોભાવવા ગાવા લાગ્યોઃ

“ પડી છું પ્રેમ પાસમાં પ્યારા આવો આવોરે !
“ કરીને ચુંબન મીઠડાં મ્હને બાથ ભિડાવોરે !
“ પ્રિત કરીને પ્યારા મ્હારા દાસીને બચાવોરે !
“ વિરહાગ્નિમાં બળી મરૂં છું કોઇ ધાઓ ધાઓરે !
“ છે કોઈ રસિક પ્રેમી મ્હારા પ્રેમને પિછાણે !
“ પ્રેમનો ડંખ લાગ્યો કલેજે કોણ તે મટાડે !
“ આવો, આવો, પ્રેમી વ્હાલા વાટ હું જોઉં છું !
“ પ્યારા વિના હું કયારની અહિં બેસી રોઉં છું !

એ ગાયન સાંભળી મોગલ પહેરેગીરોના મ્હોમાં પાણી પાણી થઇ રહ્યું ! તેમનું માથું ફરવા લાગ્યું. તેમના કલેજામાં પ્રેમનાં બાણ વાગી ચૂકયાં ! દરેક પહેરેગીર જાણવા લાગ્યો કેઃ “ એ અમનેજ બો-

લાવે છે.” પ્રત્યેકજણ એમજ જાણવા લાગ્યો કે: “ બસ, હવે આપણું કામ થઇ ગયું.” એટલામાં એકાએક રામનિધિ ત્યાં આવી બોલ્યો: “ સાવચેત રહેજો. પાછળ કાંઇક ગડબડ સંભળાય છે. ”

સર્વેએ પાછળ ફરી જોયું પણ કાંઇ જણાયું નહિ. પુનઃ રામનિધિએ કહ્યું: “ મ્હારે કાને હજી પણ કોલાહલ સંભળાય છે.”

સર્વે ચિન્તામાં પડયા. તેજ સમયે ગાયન ગાનાર પરી એકાએક ભીંતપરથી નીચે ઉતરી. સર્વે જોવા લાગ્યા પણ પરી જણાઇ નહિ. જાળીયામાં પણ કોઇ ન હતું. ત્યારે શું એ કોઇ ભૂતપ્રેતની રમત હતી?

જૂવો, વેગળે પેલી ભીંત ઉપર જૂવો. ત્યાં કોણ ઉભું છે ? છૂટા વાળ બરડા ઉપર પથરાઇ ગયા છે, સુંદર જ્યોતિરૂપ વડે ચારે દિશા પ્રકાશિત થઇ રહી છે. એજ પરી કે ? હા, આ વખતે મોગલ પહેરેગીરો વ્યગ્ર ચિત્તે તે તરફ દોડયા. પરીને પકડવાની આશાએ બધાએ યત્ન કર્યો, પરંતુ કોની મકદૂર ! તેની નજીક જઇ જોતાં જણાયું કે: તે પરી ઉભી છે ખરી પરંતુ તેના પગ જણાતા નથી ! એક સિપાહીએ જોયું કે: પરીની બે પાંખો ચાંદનીમાં મળી જઈ ધીમે ધીમે અદ્રષ્ય થઈ જાય છે ! એ સમયે તેમને કંઇક ભય ઉપજ્યો. તેઓ ભયચકિત થઇ પાછા ફરવા લાગ્યા. પરંતુ તેમનો સરદાર પહેરેગીર પાછો ફર્યો નહિ. તેણે હાથ જોડી કહ્યું:

“ હે પરિજાન ! તમે મ્હારા પર મહેરબાની કરો. મ્હારૂં દિલ તમારા સિવાય દિવાનું થઇ જશે. સાચું કહું છું પિયારી ! ”

પરીએ જવાબ આપ્યો નહિ. તેણે ફક્ત જરા હાસ્ય કર્યું. તેના હસવામાંથી જાણે મુક્તાફળ ઝર્યાં. વેગળેથી કોઇએ પહેરેગીરને બૂમ પાડી. સરદારે તેના તરફ જોયું કે તુર્તજ પરી અદ્દશ્ય થઇ ગઇ !

જુવો તો ખરા, પરી એક બીજે ઠેકાણે બેસી, ચન્દ્રના કિર-

ણુમાં વાળ છૂટા મૂકી ધીમે ધીમે ગાય છે કેઃ

" પડી છું પ્રેમ પાશમાં પ્યારા આવો આવોરે,
" કરીને ચુંબન મીઠડાં મ્હને બાથ ભિડાવોરે.

તેમ છતાં આ વખતે કોઇ તેની પાસે જવાનું સાહસ કરી શક્યું નહિ. બધાં વેગળે ઉભા રહી તેના તરફ જોવા લાગ્યા.

## એકાદશ પરિચ્છેદ.

### બંધન-મુક્ત.

પહેરેગીરોએ વિચાર્યું કેઃ તે કોઇ પરી કિંવા ભૂત—એમાંથી ગમે તે એક હોવું જોઇએ. જેમની ઇચ્છા પરીને જોવાની હતી તેમણે તો આજે દૃઢ પ્રતિજ્ઞા કરી છે કેઃ કોઇપણ ઉપાયે આજે પરીને આપણે હાથ કરવી જોઇએ.

રામનિધિએ કહ્યું: " ભાઇઓ ! જો તમારે તેને પકડવીજ હોય તો સાથે હથિયાર લઇ જશો નહિ. જો હથિયાર હશે તો પરી ભયને લીધે ન્હાસી જશે. તમે કોઇ ત્હેની પાસે જશો નહિ. વેગળેથી વાત કરજો તેની પાસે પાસે જવાથી વખતે તમારૂં અકલ્યાણ પણ થાય."

મોગલ પહેરેગીરઃ " તમે જે કહો છો તે સત્ય છે. પરંતુ પરી કેદખાનાની બહાર તો આવતી નથી."

રામનિધિઃ " કદાચ તે કાલે આવત. તમારી ધાંધલને લીધેજ તે ભીંત ઉપરથી ન્હાસી ગઇ છે."

આ પ્રમાણે અનેક કથાવાર્તા કહી મોગલ પહેરેગીરોને અંધ-વિશ્વાસમાં નાંખી અને તેમને સંપૂર્ણ તાબામાં લઇ રામનિધિ નિશ્ચિંત થયો.

ત્યાર પછી તેણે કેદખાનાનાં દ્વાર ઉઘાડી જે સ્થળે શંકર શાંત ચિત્તે બેસી ઇશ્વર આરાધના કરતો હતો તે સ્થળે ગયો. બેડીઓ વડે જકડાયલો ઇશ્વરભક્ત મહાપ્રાણ શંકર તે સમયે નેત્ર મીંચી ધ્યાનાવસ્થામાં બેઠો હતો. તેના ધ્યાનમાં મા જગદંબા સિંહવાહિની, અસુર–નાશિની દશભુજા મૂર્તિ તાદૃષ્ય થઇ રહી હતી. રામનિધિ તેની પાસે ઉભો રહી ભક્તરાજની અતિ સુંદર મૂર્તિ જોઇ આનંદ પામતો હતો. શંકરની માનસ–પૂજા પૂર્ણ થતાંજ રામનિધિએ કહ્યું:

" આજે બધું બરાબર છે. આપને બેડીઓ કાઢી નાંખી બંધન-મુક્ત કરીશ અને હથિઆરો પણ આપીશ. બની શકે તો બીજા કેદીઓને સાથે લઇ જજો. નહિ તો આપ એકલાજ ચાલ્યા જજો. આપના જીવનનું મૂલ્ય થઇ શકે તેમ નથી. તે અમૂલ્ય છે. કુમાર તો પરીના વેશમાંજ કેદખાનાથી બહાર નીકળી જશે, પરંતુ તે હથિઆર વગરનો છે એટલી મ્હને ચિન્તા થાય છે. કોઇ મોગલ શંકા લાવી વખતે તેમને પકડી લે તો મ્હોટી પંચાત થઇ પડે."

રામ: "ના, ના, સંદેહ કરે એમ નથી. ગમે તેમ થાઓ પણ હું સત્વર તમારી સાથે આવી મળીશ. કેદીઓને રાજમહલને ધોરી રસ્તેથી નહિ જતાં ગુપ્ત માર્ગે ચાલ્યા જવાની આજ્ઞા ફરમાવશો. હમણાં તો એટલુંજ. આપ તૈયાર થાઓ."

રાત્રિનો સમય છે. ચાંદનીનો પ્રકાશ ખીલી રહ્યો છે. આકાશ નિર્મળ છે. કુમારે પોતાનાં વસ્ત્રોની એક ન્હાની પોટલી બાંધી. માત્ર એક વસ્ત્ર સ્ત્રીની પેઠે પહેરી લીધું. તે શંકરની સ્હામે આવ્યો નહિ. તે મનમાંજ બોલ્યો: "ના, ના, શરમ આવે છે. ત્યાં નહિ જાઉં."

બીજી તરફ શંકરે સર્વે કેદીઓને ગુપચુપ ઉપદેશ આપી તૈયાર કર્યાં હતા. કેદીઓએ કુમારનો સ્ત્રી–વેશ જોઈ કાનમાં ને કાનમાં

કહ્યું: " આ તો નક્કી કોઈ સ્ત્રી છે." પરંતુ પ્રકટ રૂપે કોઇ તેમ કહી શકતું નહિ.

જોત જોતામાં બે પ્રહર રાત્રિ વીતી ગઇ. આજે કોઇના નેત્રમાં નિદ્રા નથી. કોઇના મનમાં ભય લાગે છે કે: " કોણ જાણે કેવી આફત આવી પડશે ! " કોઇના મનમાં આશા અને આનંદનો પ્રવાહ વહી રહ્યો છે કે: " અહા આટલા બધા દિવસ પછી આજે સ્ત્રી પુત્રનું મુખ જોઇ સર્વે દુ:ખ ભૂલી જઇશું. " કોઈ વીર હૃદયે નૃત્ય કરી ઉઠયા કે: " આ નરકમાંથી ઉદ્ધાર થતાંજ મહારાજ પ્રતાપાદિત્યને શરણે જઇ તેમની આજ્ઞાથી મોગલો સાથે યુદ્ધ કરી સ્વધર્મ બજાવીશું. " શંકર શાંત ચિત્તે ભગવાનની પ્રાર્થના કરી રહ્યો હતો. અને કુમાર ?

કુમાર એકાન્તમાં બેસી ભક્તિપૂર્વક દીનબંધુ દીનાનાથ ભક્તવત્સલ ભગવાનનું સ્મરણ કરતો હતો. તે બોલતો હતો કે:

" હે રંકના નાથ ! હે દુર્બલના બળ! હે અસહાયની સહાય ! તમે તમારે શરણે આવેલા રંકજનોનું રક્ષણ કરજો. હું તો એક ક્ષુદ્ર બંગ-રમણી છું. મ્હેં જે વ્રત ધારણ કર્યું છે તે મ્હારૂં કર્તવ્ય કહેવાય નહિં તેમ છતાં તમે અંતર્યામી છો. આ હૃદય તમે જોઇ શકો છો. સૂર્યકાન્તનાં દર્શન થયા પછી આ હૃદયમાંથી પ્રેમનો ઝરો વહ્યો છે. પ્રભો ! શું એ પ્રેમવ્રત નિષ્ફળ થશે ! આજે મ્હને ભય થાય છે કે કેવી રીતે મ્હારૂં વ્રત નિભાવી શકીશ ! ઓ દયામય! તમેજ પેલા પાપી કૌરવોની સભામાં દ્રૌપદીનાં ચીર પૂરી તેની લાજ રાખી હતી. તેજ પ્રમાણે તમારી આ દુ:ખી કન્યાની પણ આજે લજ્જા રાખો. દેવ ! હું તમારાજ ચરણ શરણમાં આવી છું. જીવન જાય તેની ચિન્તા નથી, જીવન એ તો તુચ્છ છે, પરંતુ કલંક ચઢે એ

અસહ્ય છે ! હે દયામય ! બીજું કાંઇ ન થાય તો પણ કલંક રહિત થયા પછી મ્હારૂં મૃત્યુ થાય એજ પ્રાર્થના છે ! ”

કુમારના નેત્રમાંથી દડદડ્ આંસુ પડવા લાગ્યાં. ભક્તિ પૂર્ણ હૃદયમાંથી આંસુ પડયા પછી મનનો ભાર કંઇક ઓછો થયો.

પુનઃ પરીનાં દર્શન થયાં. તે ભીંત ઉપર ઉભી રહી અમૃતમય કણ્ઠે ગાવા લાગી ! શાંત રાત્રિને સમયે મધુર સંગીત ગવાતાં કામાંધ મોગલ પહેરેગીરો ભાન ભૂલા થઇ ગયા !

વાંચકોને કહેવાની ભાગ્યેજ જરૂર હશે કેઃ આ બધું કારસ્તાન કુલજાનિનું જ છે. કુલજાનિ ન હોય તો આટલું બધું સાહસ બીજું કોણ કરે એમ છે ? તેના સિવાય આટલી બધી બુદ્ધિ ચલાવે એવું બીજું કોણ છે ? વિપદમાં ધૈર્ય, કાર્યમાં ઉત્સાહ, દુઃખમાં અવિચલિત, આવું બીજું કોણ હોઇ શકે ? કદાચ કોઇ વાંચક સમજી શકે નહિ, તેથી ખુલાસો કરવાની જરૂર પડી છે કે કુલજાનિ આ પ્રમાણે પોતાના વ્રતનું પાલન કરી રહી છે. હવે ઉદ્યાપન કરવાનુંજ બાકી રહ્યું છે.

જે ભીંત ઉપર પરી પોતાના બે સુંદર પગ ઝુલાવતી નીલ આકાશ સ્હામે જોઇ મનોહર ગાયન ગાઇ રહી છે તે તરફ સર્વે મોગલ પહેરેગીરો એકઠા થયા છે. પરીનું વસ્ત્ર પવનના વેગથી ઉડી રહ્યું છે. મૂર્ખ મોગલો વિચારવા લાગ્યા કેઃ પરીની બે પાંખો ફડફડાટ કરી રહી છે !

આ સમયે રામનિધિએ ગુપચુપ કેદખાનાનાં દ્વાર ઉઘાડી નાંખ્યાં. તેણે જોયું કેઃ બધા કેદી તેના મુખ સ્હામે જોતા બેઠા છે. તેણે પ્રથમ શંકરની બેડીઓ કાઢી નાંખી. બંધનમુક્ત શંકરે પ્રેમપૂર્ણ હૃદયે રામનિધિને આલિંગન કરી કહ્યુંઃ “ધન્ય છે તમારી દેશભક્તિ! ધન્ય છે તમારો હિંદુપ્રેમ ! મોગલ રાજ્યના સર્વે હિંદુ સેવકો જો તમારાજ

જેવી દેશભક્તિ કરી જાણે, તમારા જેવોજ ઉદ્દેશ્ય ધારણ કરી બાદશાહની નોકરી કરે અને વખત આવતાંજ સ્વજાતિ-બંધુઓને સહાયતા કરે તો સમસ્ત હિંદુ જાતિ સ્વતંત્ર થતાં વિલંબ લાગે નાહ. ધન્ય બંધુ! ધન્ય તમારા સાહસને! ધન્ય તમારા આત્મત્યાગને!"

રામનિધિના નેત્રમાં આંસુ આવી ગયાં. તેણે ગદ્‌ગદ્ કણ્ઠે ઉત્તર દીધો: "મહાત્મા શંકર! જે દેશની પ્રજામાં ઇર્ષા-દ્વેષ છે અને જાતિ-પ્રેમ નથી તેજ દેશ દુઃખી થાય છે. આપણે ગમે તે ધર્મને માનતા હોઇએ પણ જ્યાં દેશના કલ્યાણનો પ્રશ્ન આવે તે વખતે તો સમસ્ત હિંદુ ભાઇઓએ દ્વેષ-ક્લેશ ભૂલી જઇ એકત્ર થવું જોઇએ અને હિંદુ રાજાને સ્વતંત્રતા પ્રાપ્ત કરાવવાના કાર્યમાં સહાયતા કરવી જોઇએ. મહારાજ પ્રતાપાદિત્ય આપણા હિંદુ રાજા છે. તેમને સહાય કરવી એ પ્રત્યેક બંગ-સન્તાનનું કાર્ય છે. મ્હેં મ્હારો ધર્મ બજાવ્યો છે."

ત્યાર પછી તેણે ઇસારત કરી કુમારને જણાવ્યું કે: "બધું બરાબર છે."

કુમારના હૃદયમાં ધબ્ ધબ્ શબ્દનાદ થવા લાગ્યો.

રામનિધિએ બહાર આવી બંદુકનો એક અવાજ કર્યો. સર્વે ચમકી ઉઠયા. મોગલ પહેરેગીરોએ પૂછયું: "આ શું? એકાએક તમે બંદુકનો અવાજ કેમ કર્યો?"

રામનિધિ: "જાણે કોઈ હથિઆર લઇને એકાએક આ માર્ગે થઇને દોડી ગયું છે. મ્હારો બહાર ખાલી ગયો!"

બધા ચમકીને તે દિશા તરફ જોવા લાગ્યા.

તેજ સમયે પરી એકાએક નીચે ઉતરી અને કેદખાનામાં થઇને એક ઉઘાડી બારીમાં આવી ઉભી. ત્યારપછી કમ્પતે પગે ધીમે ધીમે બહાર નીકળી ગઇ. પહેરેગીરો તે વખતે બીજી દિશામાં હતા. તેમણે કશું જાણ્યું નહિ.

થોડે વેગળે ગયા પછી પરીએ પરીની પેઠેજ ઉતાવળે પગલે ચાલતાં ચાલતાં અતિ મધુર સંગીત ગાવા માંડ્યું. તે ગાયન વાયુની લહરી સાથે મળી દૂર સુધી મધુરતા ફેલાવવા લાગ્યું. વૃષ્ટિધારાની પેઠે તે સંગીતે ચારે દિશામાં સંગીત–સુધા પ્રસારી દીધું:

" જાઉં છું, જાઉં છું પ્યારા, સમય થયો છે જાવા,
આવો પિપાસુ પ્યારા, સત્વર જઇએ,
આવો, આવો, આવો, પ્રેમ સાગર ન્હાવા,
વિલંબ ના કરો પ્યારા, સુખીયાં થઇએ,
સાચું સુખ પ્રેમ–સ્નાન, સાચું સુખ પ્રિય–ધ્યાન,
પ્રેમ–દાન પ્રાણ પ્યારા, તણે હાથ દઇએ. જાઉં છું.

મોગલ પહેરેગીરોએ વેગળેથી જોયું કે: પરી અતિ ઉતાવળે પગલે ચાલી જાય છે, અને તેના મુખમાંથી નિકળતા સુમધુર સંગીત વડે ચારે દિશામાં અમૃત–વૃષ્ટિ થઇ રહી છે. તે સમયે સરદાર પહેરેગીરે કહ્યું:

" તમારી ઇચ્છા હશે તે આપીશ, પણ મ્હારી સાથે આવો. રામનિધિ પહેરો ભરશે. જરા ગડબડ થતાંજ તે આપણને બોલાવશે. આપણે પણ તુર્ત હાજર થઇશું. "

સર્વેએ મળી પરીની પાછળ ચાલવા માંડ્યું, પરંતુ કદાચ પરી ન્હાસી જાય એ ભયથી કોઈ તેની નજીક જતું નહિ. વેગળે વેગળે ચાલવા લાગ્યા. પરીનું નિવાસસ્થાન ક્યાં છે તે પ્રથમ જોઇ લેવું એવી તેમની ધારણા હતી !

એ સમય દરમ્યાન શંકર, સર્વ કેદીઓને સાથે લઇ કેદખાનાની બહાર નીકળ્યો અને રામનિધિએ જે રસ્તો બતાવ્યો તે રસ્તે ચાલ્યો ગયો. રામનિધિએ કહ્યું: " મ્હારી ફિકર કરશો નહિ. આજ હો કે

કાલ હો, હું તમને આવી મળીશ. હું સંકેત કરીશ એટલે મોગલો પાછા ફરશે. તમે એટલા સમયમાં કુમારને સાથે લઇ લેજો."

કેદીઓને આગળ ચલાવી શંકર ખુલ્લી તરવારે તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો.



## દ્વાદશ પરિચ્છેદ.



### વીર–રમણી.

એક પછી એક સર્વ કેદીઓ ગુપચુપ કેદખાનામાંથી નીકળી ધોરી રસ્તે ચાલવા લાગ્યા, ત્યારે રામનિધિએ ખાલી કેદખાનું બંધ કરી તેની કુંચી એક કૂવામાં નાંખી દીધી! ત્યાર પછી બંદુકને ટેકો દઇ કેદખાનાની પાસેજ એક મ્હોટું મેદાન હતું તેની વચમાં ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો:

"મ્હેં શું સારૂં કામ કર્યું છે? એ શું ભયંકર વિશ્વાસઘાત ન કહેવાય કે? પ્રાતઃકાલમાં જ્યારે સર્વ જોશે કે કેદખાનું ખાલી થયું છે ત્યારે તેઓ શો વિચાર કરશે? પરંતુ મોગલો આવા અત્યાચારી ન થયા હોત તો આવું થાત નહિ? જેનો દેશ છે, જેના દેશનાં અન્ન ધન વડે તેઓ ભોગ–વિલાસ–સુખચેન કરી રહ્યા છે તેમને અનેક પ્રકારનાં દુઃખ આપવાં, તેમને મોઢેથી મીઠું મનવી ભયકંર કૃત્યો કરે તેનું પરિણામ એવુંજ આવે! જે રાજાએ જે પ્રજાને જીતી હોય તેના પર તો સંતાનવત્ પ્રેમ રાખી તેને સુખી–સમૃદ્ધિવાન બનાવવાના યત્નો કરવા જોઇએ! તેમના ઘરમાંથી અન્નનો છેલ્લો દાણો કાઢી લઇ, તેમના હુન્નર ઉદ્યોગો રસાતલ પહોંચાડી, તેમની ખેતીવાડી બિ-

લવવા સહાય નહિ આપી, તેમને પાયમાલ કરવા એ કોઇ પણ રીતે મોગલ બાદશાહના ગૌરવમાં વૃદ્ધિ કરશે નહિ. જીતાયલી પ્રજાની સ્થીતિ સારી—ઉન્નત રહે એ પ્રમાણે કરવું જોઇએ. તોજ પ્રજા ખુશીમાં રહે અને બાદશાહ પ્રત્યે રાજભક્ત રહે. જીતાયલી પ્રજાને અનેક પ્રકારના અન્યાય આપી, તેમનું અપમાન કરી, તેમને અનેક કર—ભાર તળે કચડી નાંખવા એ તો રાજદરબાર નહિ પણ રાક્ષસી—કસાઇખાનુંજ કહેવાશે ! જે દરબારમાં પ્રજાને ઇન્સાફ મળતો નથી તે કસાઇખાનું નહિ તો બીજું શું ? રાજા તો ચાલ્યા જશે પણ તેમનાં સારાં—માઠાં કૃત્યોના લીસોટા રહી જશે ! શું મોગલોએ હિંદુઓને વિશ્વાસઘાત નથી કર્યો ! રાજા ગાદીએ બેસતાંજ તે ઇશ્વરની પ્રતિજ્ઞા કરે છે કે: " હું પ્રજાને મ્હારાં સંતાન બરાબર ગણીશ. હું ધર્મથી રાજ્ય ચલાવીશ." પણ કયા પરદેશી રાજાએ આવી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે ? પ્રથમ તેઓ પોતાની જાતિનાનો અને પરજાતિનાનો ઇન્સાફ કરતાંજ પક્ષપાત કરે છે ! તેઓ સ્વજાતિને ગમે તેવા અપરાધનો અલ્પ દણ્ડ આપી હિંદુઓને ભારેમાં ભારે શિક્ષા કરે છે ! જે રાજાના રાજમાં ન્યાયનું બંધન શિથિલ થાય છે તેના રાજ્યનો પાયો ડગમગ્યા વગર રહેતો નથી ! મોગલો આ દેશમાં આવ્યા છે ત્યારથી પક્ષપાત અને ત્રાસ સિવાય તેમણે વિશેષ કશું કર્યું નથી ! હરિ ! હરિ ! જે દેશમાં ગાય બ્રાહ્મણનું પાલન થતું તે દેશમાં ગૌવધનો પાર નથી અને બ્રાહ્મણો તો ભૂખે મરવા લાગ્યા છે ! રાજા થઇને પ્રજાનો વિશ્વાસઘાત કરે ત્યારે પછી હું હિંદુ છું. હું શા માટે મ્હારા દેશના કલ્યાણની કામના ન કરૂં ? એમાં વિ-શ્વાસઘાત નહિ. એમણે હજારો પ્રકારના છલકપટ, હજારો પ્રકારનાં કાવત્રાં, અને હજારો વિશ્વાસઘાત કરી હિંદુઓ ઉપર વિજય મેળવ્યો છે તો પછી હિંદુઓ શા માટે એમના તરફ એવીજ વર્તણુંક ના

ચલાવે ? **शठं प्रत्ये शाठयं कुर्यात्** । શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને ઉપદેશ દેતાં કહ્યું છે કેઃ સ્હામો માણસ જેવો થાય તેવાજ આપણે થવું જોઇએ. જો આપણે સત્યવાદી બનીએ તો લોકો આપણું લુંટીજ જાય ! મ્હેં જે કાંઇ કર્યું છે તે રાજનીતિ અનુસાર ખોટું–અધર્મ નથી ! આજેઘણે દહાડે મ્હારૂં મન–કષ્ટ શાન્ત થયું."

રામનિધિએ બંદુકનો અવાજ કર્યો. પુનઃ પુનઃ અવાજો કર્યા, તેમ છતાં મોગલ પહેરેગીરો પાછા ફર્યા નહિ. તેણે વારંવાર અવાજો કર્યા. છેવટે ઘણીવારે સેનાનિવાસમાંથી કોઇએ બંદુકનો અવાજ કરી ઉત્તર દીધો. સેનાપતિએ એક ઘોડેસ્વાર મોકલી પૂછાવ્યું કેઃ " છે શું ? આટલી રાત્રે બંદુકનો અવાજ શા માટે ?" એ સમયે મોગલ પહેરેગીરો ઉતાવળે પગલે ત્યાં આવી પહોંચ્યા, પરંતુ તેમનો સરદાર પાછો ફર્યો નહિ.

રામનિધિ કમ્પતે શરીરે બોલ્યોઃ

" સેનાપતિને તુર્તજ ખબર આપો કેઃ તમામ કેદીઓ કેદખાનામાંથી ન્હાસી ગયા છે ! સરદાર અહીં હાજર નથી. કુંચીઓ તેમની પાસે છે. મ્હેં ઘણો યત્ન કર્યો પણ તેમનો પત્તો નથી. નક્કી તેઓ કાંઇ ખાસ યુક્તિ કરી ન્હાઠા છે."

મોગલ પહેરેગીરોના અંતઃકરણમાં મહા દુઃખ થયું. તેઓની ગેરહાજરી જાણી સેનાપતિ અને શેરખાં તેમને કેવી શિક્ષા કરશે તેની પણ તેમણે કલ્પના કરી લીધી. હવે તેમને બચવાનો માર્ગ નથી એમ પણ તેમણે કળી લીધું. "એકાએક આ શું થયું ? તમામ કેદીઓ ન્હાસી ગયાની વાત સત્ય છે કે ?"

એક પહેરેગીરે દિવાલ ઉપર ચઢી ઘણીએ બુમો પાડી પણ કોઇએ ઉત્તર દીધો નહિ. શું ન્હાઠા છે તે ઉત્તર દેવા માટે કે ?

ભયથી તેમનું મ્હોં સુકાઈ ગયું. રામનિધિએ કહ્યું: “હવે ઉપાય ?”

સેનાપતિના ઘોડેશ્વારે જઇ તેમને સર્વ હકિકત નિવેદન કરી. તે સમયે ચારે દિશામાં કોલાહલ મચી ગયો.

ધીમે ધીમે શેરખાંને કાને એ સમાચાર પહોંચ્યા. તેમણે ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ આજ્ઞા ફરમાવી કે: કેદખાનાના પહેરેગીરોને તેજ કેદખાનામાં પૂરી દો, અને લશ્કરની બે ટુકડીઓ બનાવી તેમને ન્હાસી ગયેલા કેદીઓને પકડવા બે દિશામાં મોકલી દો. ” સેનાપતિએ તુર્તજ તેમ કરવા મસ્તક નમાવ્યું અને રામનિધિની સલાહ પૂછી. તેણે કેદીઓ ગયા હતા તેના કરતાં જૂદો માર્ગ બતાવી કહ્યું: “ તેઓ આ માર્ગેજ ગયા છે, એ મ્હેં નજરેનજર જોયું છે. ”

એનું પરિણામ જે આવ્યું તે સહજમાં સમજી શકાય એમ છે. બે દિવસપર્યંત રખડવા છતાં તેમને એક પણ કેદી મળ્યો નહિ. તેઓ નિરાશ અંતઃકરણે પાછા ફર્યા !

મોગલ–પહેરેગીરોના સરદારની શી અવસ્થા થઇ તે જોઇએ.

કુમારે પાછળ ફરીને જોયું કે: હજી પણ તે પહેરેગીર તેની પાછળ જઇ રહ્યો છે, ત્યારે તેણે અન્યમાર્ગ પકડયો. તેના કોમળ ચરણમાં કેટલાએ કાંટા વાગ્યા ! કેટલાંએ ખૂંપરાવડે તેના કોમળ દેહ ઉપર ઉઝરડા પડયા, કેટલાએ કાંકરા પત્થર વાગવાથી તેના કોમળ પગમાં લોહી નીકળ્યું તેમ છતાં તે આગળ ચાલ્યો જાય છે. તેણે જોયું કે: ઘણે વેગળે ઘણા લોકો ચાલ્યા જાય છે. કોઇ મુખમાંથી એક શબ્દ પણ બોલતું નથી, તેમની પાછળ ખુલ્લી તરવારે એક જણ ચાલે છે. તે સમયે કુમારના હૃદયમાં ધૈર્ય આવ્યું. તેના મન પ્રાણ આનંદ–પ્રફુલ્લ થયા. તેણે મનમાં ને મનમાંજ ભગવાનને હજારો ધન્યવાદ આપ્યા. પહેરેગીરના સરદાર સાહેબે વિચાર્યું કે:

" આટલે બધે દૂર આવ્યો, ચાંદનીનો પ્રકાશ પણ મંદ થવા આવ્યો, પરંતુ પરીએ જરા વાતચિત પણ કરી નહિં ! અરેરે ! બળ્યું આ નશિબ ! પેલાં વેગળે ઘણાં માણસો જણાય છે એ કોણ હશે? પરી તો તેજ દિશામાં જાય છે ત્યારે હું શું હજી આગળ જાઉં કે ? હા, જવુંજ જોઇએ. મરવું બહેતર પણ જવું ખરૂં. "

પરંતુ એકાએક આ શું ? એક વનમાં જતાંજ પરી પવન સાથે જાણે ગળી ગઇ હોય તેમ જણાયું !

આ સમયે ચાંદનીનો પ્રકાશ બંધ થઇ ગયો હતો. અરણ્યમાં ગાઢ અંધકાર છવાઇ ગયો છે. ચારે દિશામાં જંગલ અને કાંટાળાં વૃક્ષો જણાય છે. ઓહોહો ! પરી તેને ક્યાં સુધી લઇ આવી ? ભયથી સરદારોનો અંતરાત્મા કમ્પવા લાગ્યો. તે સમયે તેના મનમાં એવું થયું કે: " આ નક્કી હિંદુઓનું ભૂત હોવું જોઇએ, નહિં તો ગરીબ મોગલ ઉપર આટલા બધા અત્યાચાર કેમ થાય ? "

ભયને લીધે સરદાર મૂર્ચ્છા પામી ગયો. કુમારે તે જાણ્યું. કુમાર ઉતાવળે પુરૂષ-વેશ પહેરી શંકર પાસે જઇ પહોંચ્યો. શંકરે તેને આલિંગન દેવા હાથ પ્રસાર્યા તેજ ક્ષણે તે વેગળે ખસી જઇ બોલ્યો:

" આ સમયે પ્રશંસા કે આનંદ દર્શાવવા જેવું નથી. આવો, મુક્ત કણ્ઠે તે સર્વ સિદ્ધિદાતા, વિપદ ભય-હારી ભગવાનનું નામ ગાઇએ."

ભગવદ્ ભક્ત શંકરે અતિ ઉચ્ચ મધુર કણ્ઠે, અપાર આનંદ પામી ભગવાનની પ્રાર્થના કરવા માંડી. કુમાર અને તેના સાથીદારોએ પણ ગાવા માંડયું. સાથે કેદીઓ પણ ગાવા લાગ્યા:

" નારાયણ, નારાયણ, નારાયણ હે !<br>
દુસ્તરે નિસ્તાર કરી લે હે !<br>
મહિમા રાખી લે, સંકટે તારી લે,

કરુણા દેખાલે કૃપામય હે !
બહિ છે નયને ધારા, ઉથલે હૃદયે પ્રેમ,
કિ ભાવે તોષિબ તોમારે હે!
વાક્યગ્નાન અતીત, ભાવરૂપ ચરિત,
તોમાતે અર્પિત જો કિછુ આમાર હે !
પ્રેમમય, પ્રાણેશ્વર, હે નિખિલ-નિર્ભય,
નાશ અહં બુદ્ધિ હરિ, એઇ આકિંચન હે. "*

રાત્રિની શાંતિનો ભંગ કરી, નિર્જન વન-પ્રદેશ ગજાવી ભક્તનું ગાન ચારે દિશામાં પ્રસરી રહ્યું.

કેદીઓ સહિત શંકર અને કુમાર થોડા સમયમાંજ યશોહર પહોંચી ગયા. સૂર્યકાન્તને માર્ગમાંજ શંકર વગેરેની મુક્તિના શુભ સમાચાર મળેલા હોવાથી તે આનંદ પ્રફુલ્લ ચિત્તે પાછો ફર્યો. શંકર સાથે પ્રતાપ અને સૂર્યકાન્તનો આલિંગન વ્યવહાર સર્વનાં ચિત્ત આકર્ષવા લાગ્યો. શંકરે કુમારને બતાવી કહ્યું: "મહારાજ ! આ બાળકરૂપી કૌશલ-વીરેજ અમારો ઉદ્ધાર કર્યો છે. મા ભવાનીએ એને રાજમહલમાં ન મોકલ્યો હોત તો અમારો ઉદ્ધાર થવાનું અસમ્ભવિત હતું."

તે પછી શંકરે એક પછી એક સર્વ બીના કહી સંભળાવી. સાંભળતાં સાંભળતાં પ્રતાપનું શરીર કમ્પી ઉઠયું. તેણે પ્રેમાવેશમાંજ કહ્યું:

" ભાઇ કુમાર ! તું આજથી મ્હારો કનિષ્ઠ બંધુ થયો છે. હું તને તેવોજ ગણીશ. મ્હેં જે કાંઇ સાંભળ્યું છે તે ઉપર કોઇ

* બંગાલી ભાષામાં કેવી સંગીત-રચના થાય છે તે જાણવા માટેજ મૂળ બંગાલી અત્રે મૂક્યું છે આ સંગીતનો ભાવાર્થ ઘણે ભાગે સમજી શકાય તેમ છે.

સહજમાં વિશ્વાસ કરે નહિ, પણ મ્હારા જીવનપર્યંત હું તને કદી પણ ભૂલીશ નહિં. મોગલોના વિકરાળ ડાચામાંથી સમગ્રદેશનો ઉદ્ધાર કરવા સમર્થ થઇશું તોજ મ્હારા નામનું સાર્થક થયું માનીશ, પરંતુ તેનું મૂળ તુંજ છે એ પણ હું ભૂલીશ નહિં. આવ ભાઇ, એક વખત આનંદ ભરેલે ચિત્તે ત્હને આલિંગન દઉં ! "

કુમારે પ્રણામ કરી કહ્યું: " મહારાજ ! આપની દયા છે એજ મ્હને સંતોષકારક ઇનામ મળવા બરાબર છે. મ્હેં માત્ર મ્હારૂં કર્તવ્ય–પાલન કર્યું છે. મ્હેં વિશેષ કાંઇ પણ કર્યું નથી. દેશને શત્રુઓના ત્રાસમાંથી છોડવવો એજ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. એ કર્તવ્યથી ભ્રષ્ટ થાય તે મનુષ્ય નહિં પણ પાષાણ છે એમજ કહેવું પડશે ! જેણે દેશને ચાહ્યો નથી, જેણે જનની જન્મભૂમિની સેવા કરી નથી તે જીવતાં છતાં મરવા બરાબરજ છે ! "

"હું આજે આપનાં પવિત્ર દર્શન કરી હું પવિત્ર થયો છું. બાલ્યાવસ્થાથીજ ઉત્કંઠા થતી હતી કે: શું હિંદુઓ માટે એવો સૌભાગ્ય-સૂર્ય કદી પણ ઉદય નહિ પામે? આટલા ઘણા દિવસ પછી આજ આશાનાં અંકુર ફુટયાં છે. આપના વીર–હસ્તથી તે કાર્ય પૂર્ણ થશે. મહારાજ! મ્હેં એક કઠોરવ્રત ગ્રહણ કર્યું છે. આત્મપ્રશંસા સાંભળવાની મ્હને ઇચ્છા નથી. આલિંગન એ પણ પ્રશંસાનોજ એક વિભાગ છે, એ પણ હાલ તો મ્હારે માટે નિષિદ્ધજ છે. અપરાધ માનશો નહિ. રાજ–કૃપા એજ હાલ તો મ્હારે માટે પૂરતું ઇનામ છે. "

પ્રતાપ: "ઠીક, જેવી તમારી ઇચ્છા. તમારૂં વ્રત કહી શકશો?"

કુમાર: " ઇશ્વર તે દિવસ આપશે ત્યારે મ્હારૂં વ્રત આપનાથી છાનું રહેશે નહિ. "

પ્રતાપે પોતાની કમ્મરે લટકતી એક સુંદર–તીક્ષ્ણ તરવાર અને

એક સુંદર વીર–પોષાક કુમારને બક્ષિસ આપ્યો અને કહ્યું: “આશા છે કે: તમે આ તરવારનું માન જાળવવા યત્નશીલ થશો.”

કુમારે ઘુંટણીએ પડી નમન કર્યાં પછી તરવાર લઇ મસ્તકે લગાડી અને કહ્યું: “આપના આશીર્વાદનું સાર્થક થાઓ.”

કુમાર નમન કરી ચાલ્યો ગયો.

સૂર્યકાન્ત વિસ્મય પામ્યો. સ્તબ્ધ થયો. કાંઇ પણ બોલી શક્યો નહિ.

પ્રતાપે કહ્યું: “ભાઇ શંકર અને સૂર્યકાન્ત! આ બાળક તો ઘણો તેજસ્વી જણાય છે. જાણે મ્હારા સ્હામે ધગધગતા અગ્નિની મૂર્તિ ઉભી ન હોય! ભવિષ્યમાં એ બાળક વીર–નરની ગણત્રીમાં આવશે.”

શંકર: “મ્હેં જ્યારે એને પ્રથમ ખાંસાહેબના દરબારમાં જોયો તે વખતે મ્હારા મનમાં પણ એવાજ વિચારો થયા હતા. આટલું બધું સાહસ, આટલું બધું તેજ, આટલી બધી તીક્ષ્ણ બુદ્ધિ મ્હેં પૂર્વે જોઈ નથી. તે ઉપરાંત વળી આટલું બધું રૂપ, કણ્ઠ પણ અતિ સુમધુર, સુકોમળ. ભાઇ સૂર્યકાન્ત! તમે એને પૂર્વે ક્યાંય પણ જોયો છે કે?”

સૂર્યકાન્તે એક નિઃશ્વાસ મૂકી કહ્યું: “હું કાંઇ પણ સમજી શકતો નથી. મ્હને લાગે છે ખરૂં કે: મ્હેં એના જેવીજ એક બાલિકાને પહેલાં ક્યાંય પણ જોઈ છે ખરી.”

શંકરે હાસ્ય કરી કહ્યું: “તમે પણ ગાંડા થયા છો કે શું? મોગલો તો એને “પરીજાન્ પરીજાન્”કહી ભાન ભૂલ્યા હતા! તમે પણ તેવાજ થશો કે શું? શું તમે એમ કહેવા માગો છો કે: કોઈ વીર–અંગ–રમણી એવો ગુપ્ત વેશ ધારણ કરી ફરતી ફરે છે!”

સૂર્યકાન્ત: “મ્હારાથી એમ કેમ કહી શકાય? પરંતુ હું એ બાળકની બરાબર તપાસ કાઢીશ.”

પ્રતાપઃ "જો તેમ હોય તોપણ કોઇને લજ્જા પાળવાનું કારણ નથી. "બંગ-રમણીએ અમારો ઉદ્ધાર કર્યો." એ વાત સાંભળી લજ્જા પામી નીચું જોવાની જરૂર શી? જો એ બાળક ગુપ્ત વેશે કોઇ સ્ત્રી હોય તો પણ તેના મહત્ કાર્યમાં કોઇ મનુષ્ય કોઇ પ્રકારનું વિઘ્ન ન નાંખી શકે એટલુંજ આપણે જોવાનું છે."

રાજમહલના કેદીઓને મહારાજા પ્રતાપાદિત્યે નોકરી આપી. અનેક મનુષ્યોએ યશોહરમાંજ ઘરબાર વસાવ્યાં અને સ્ત્રી-પુત્રને લઇ આવી ત્યાંજ સુખે દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

## ત્રયોદશ પરિચ્છેદ.

### વિજય.

શેરખાંએ જાણ્યું કેઃ શિકાર હાથમાંથી છટકી ગયો છે. કેદીઓએ આંખમાં ધૂળ નાંખી પલાયન કર્યું છે. તે સાથેજ વિશાળ કેદખાનું તદ્દન શૂન્ય થઇ પડયું છે! આ વખતે તેના શોકની સીમા રહી ન હતી?

પરંતુ તે શોક અધિક ક્ષણ રહ્યો નહિ. દુર્દમનીય પ્રતિહિંસા-વહ્નિ ધક્ ધક્ કરતો સળગી ઉઠયો. શેરખાંએ બાદશાહની આજ્ઞા મેળવી બંગીય-વીરનો પરાજય કરવા માટે યુદ્ધનું આમંત્રણ કર્યું. થોડા દિવસમાંજ સંખ્યાબંધ નૌકાઓ લઇ અતિ ઉત્સાહપૂર્વક તે બંગ દેશ તરફ ગયો. તેણે સર્વના સમક્ષ પ્રતિજ્ઞા કરી કેઃ "તે લૂંટારાના સરદાર પ્રતાપાદિત્યને તેના સહાયકો સહિત કેદી બનાવી બાદશાહ અકબર સમક્ષ ઉભો કરૂં તોજ મ્હારૂં નામ શેરખાં!"

બીજી તરફ એક ગુપ્ત જાસુસે જઈ પ્રતાપાદિત્યને સમાચાર આપ્યા કેઃ "મહારાજ! શત્રુ બારણામાંજ ઉભો છે એમ સમજજો. આપ યુદ્ધ કરવા તૈયાર થાઓ."

દૂરદર્શી પ્રતાપે તો પ્રથમથીજ તેવી ધારણા બાંધી હતી. વિશેષ એમ પણ જાણ્યું કેઃ આ વખતે મોગલોના રક્તથી બંગભૂમિ સિંચાશે એમાં શંકા નથી!

જે હિંદુ પ્રહરી રામનિધિએ કેદખાનામાંથી અન્ય કેદીઓ સાથે શંકર અને કુમારનો ઉદ્ધાર કર્યો હતો તે ક્યારનોએ રાજમહલથી યશોહર આવી ઉપસ્થિત થયો હતો. પ્રતાપે યોગ્ય માન આપી તેને એક સલાહકાર સહાયક નીમ્યો હતો.

જોતજોતામાં યમુનાને પેલે પાર સમરાનળ પ્રજ્વલિત થયો.

પ્રતાપનું સૈન્ય બે વિભાગમાં વહેંચાઈ ગયું. એક વિભાગનો સેનાપતિ થયો મહાવીર શંકર અને બીજા વિભાગમાં સૂર્યકાન્ત, મદન, સુંદર વગેરેને લઈ પ્રતાપાદિત્ય પોતે સેનાપતિ થયા. આ વખતે તેઓ જાણે સાક્ષાત્ યમરાજાની સંહાર–મૂર્તિ ન હોય તેવા દેખાતા હતા! ઝમ્ ઝમ્ સ્વરે રણવાદ્ય ગડગડી ઉઠયાં. પ્રતાપે ગદ્‌ગદ્ કણ્ઠે હિંદુ સૈન્યને ઉત્તેજિત કરતાં કહ્યુંઃ

"ભાઈઓ! એક વખત "મા ભવાની"નો નામોચ્ચાર કરો. એક વખત "ઓ મા! ઓ મા!" કહી તેની પ્રાર્થના કરો. એક વખત પ્રફુલ્લ ચિત્તે હૃદયમાંજ તેનાં દર્શન કરો. સાંભળો, જેઓ આપણા ધર્મના શત્રુ છે, જેઓ આપણા દેવ–દેવતાના શત્રુ છે, જેઓ આપણા હિંદુઓના શત્રુ છે, તેજ દુષ્ટ મોગલો તમારો દેશ લૂંટવા આવ્યા છે! મરવું તો એક વખતજ છે. એક વખતથી બીજી વખત મરણ નથી! તેથીજ મરણનો ભય તુચ્છ માની તમારા દેશની સ્વતંત્રતા જાળવવા,

તમારા દેશબંધુઓને સુખી કરવા, શત્રુઓનો સંહાર કરવા તત્પર થાઓ. એક વખત શત્રુને હાથ બતાવ્યાથી—એક વખત તેમને દેશમાંથી ન્હસાડયા પછી તમારે નિશ્ચિંત થવાનું છે. તમારા સપ્ત મારથી તેઓ એવા ભય પામી જશે કે જેથી તેઓ ફરીથી તમારા દેશમાં પગ મૂકશે નહિ—તેઓ ફરીથી તમારી જાતિ અને ધર્મનો નાશ કરશે નહિ. તૈયાર થાઓ! ભાઇઓ! તમારા દેશના સંરક્ષણને માટે તૈયાર થાઓ. તમારી સ્વતંત્રતાને માટે તૈયાર થાઓ. જૂઓ! મા જગતજનની, મા અસુર-દલ-સંહારિણી, મા કલ્યાણેશ્વરી વિમાનમાં બેસી આપણી વ્હારે આવી છે. જૂઓ, તે તમને આશ્વાસન આપે છે. તમે "મા જગદંબા" "મા જગદંબા"નો ઉચ્ચાર કરી તેની પ્રાર્થના કરો. તે ભક્તની મનોવાંચ્છના પૂર્ણ કરશે."

એમ કહી મહાબલવાન્ પ્રતાપ અતિશય બળવિક્રમપૂર્વક મોગલ સૈન્યમાં કૂદકો મારવા તૈયાર થયા. હિંદુ સૈન્યે આકાશ કમ્પાવે એવી ગર્જના કરી—"મા જગદંબા" "મા જગદંબા"નો ઉચ્ચાર કરતા "જય મહારાજ પ્રતાપાદિત્યનો જય" કહી તેમની પાછળ પાછળ પગલાં ભર્યાં. આ વખતે તેમના હૃદયમાં અપૂર્વ દેશભક્તિ અને મુખ ઉપર અપૂર્ણ દેશ-પ્રેમ તાદૃષ્ય થઇ રહ્યો હતો! જોતજોતામાં "મારો, મારો, કાપો, કાપો," એવો ધ્વનિ સંભળાઈ રહ્યો.

પરંતુ એજ સમયે ક્ષણ વારમાં શંકર અને પ્રતાપ વચ્ચે મસલત થઇ કે: ઉપસ્થિત સૈન્યનો એક વિભાગ સંતાડી રાખવો. શંકરનું સૈન્ય આગળ ઝૂઝતું મોગલોની ગતિ રોકે અને કૌશલ-પૂર્વક તેમને સંપૂર્ણ રૂપે પોતાના કબજામાં લઇ ગભરાવી—અકળાવી નિરાધાર બનાવી મૂકે, અને તેજ સમયે ગુપ્ત રાખેલું પ્રતાપ-સૈન્ય સહસા આવી ચઢી તેમના ઉપર ભીમ-વિક્રમપૂર્વક હુમલો કરી સર્વની શક્તિ નષ્ટ કરે."

એજ નક્કી થયું. ક્રમ્ ક્રમ્ સ્વરે રણ–વાદ્ય વાગવા લાગ્યું તેમ તેમ રણ–કુશળ હિંદુ સૈન્યની નસેનસમાં દેશ–પ્રેમનું રક્ત ઉછળવા લાગ્યું. મોગલોના સૈન્યમાં પણ શેરખાંએ ઉત્તેજિત–ભાષણ કર્યું. તેને પરિણામે તેઓ પણ "દીન, દીન," શબ્દ બોલતા શંકર–સૈન્ય પર તૂટી પડયા. પ્રથમથી કરી રાખેલા સંકેત પ્રમાણે શંકરે પરાજિત થવાનો ઢોંગ કરી મદમસ્ત બનેલા મોગલ–સૈન્યને ધીમે ધીમે એક દુર્ગમ જળ–ભૂમિમાં લઇ જવાનો યત્ન કર્યો. આગળ શંકરનું સૈન્ય લડતું લડતું ન્હાસે છે અને મોગલો તેમની પાછળ પાછળ હથિઆર ચલાવતા તેમને જાણે નસાડતા હોય તેમ દોડી રહ્યા છે! અલ્પ બુદ્ધિના શેરખાંએ જાણ્યું કે: શત્રુ રણમાં ભંગ કરી પ્રાણના ભયથી ન્હાસે છે પરંતુ તીક્ષ્ણ બુદ્ધિના શંકરે જ્યારે જોયું કે પોતાનો ઉદ્દેશ્ય સંપૂર્ણ રૂપે સિદ્ધ થયો છે, અને અલ્પ પ્રયાશમાંજ હવે રણજયી થઇ શકાશે, ત્યારે ન્હાસવાનો ઢોંગ કરતા સૈન્યને એકત્ર કરી ઉભો રહ્યો. એક વિકટ હુંકાર ધ્વનિ કરી "મા જગદંબા." "મા જગદમ્બા" કહી ઉઘાડી તરવારે મોગલોની ગતિ રોકવા લાગ્યો. સર્વને એકદમ મોગલો સ્હામા જુસ્સાભેર ધસતા જોઇ તેઓ આશ્ચર્ય ચકિત થયા. તેમની વિકાળ મૂર્તિ જોઇ શેરખાં અને તેનું સૈન્ય વિસ્મય પામ્યું. એ સમયે "મારો, મારો, કાપો, કાપો," શબ્દ બોલી સૈન્યને ઉત્તેજિત કરી શંકરે એક સાંકેતિક ભેરી વગાડી. તે ભેરીનો સ્વર સાંભળતાંજ એકાએક કોણ જાણે ક્યાંથી અગણિત ઘોડેસ્વાર હિંદુ સૈન્યે આવી તેના લશ્કરમાં ભળી યુદ્ધ કરવા માંડ્યું. શેરખાંએ આશ્ચર્ય–ચકિત નેત્રે જોયું કે: સ્વયં બંગાધિપતિ પ્રતાપાદિત્ય જાણે બાર–સૂર્યના જેવા પ્રચણ્ડ તેજપૂર્વક રણ–મેદાનમાં ઉદય પામી અગણિત હિંદુ સૈન્યના સેનાપતિ બન્યા છે! ચક્ષુની પલક વાગે એટલામાં શંકર અને પ્રતાપના સૈન્યે પ્રબળ વેગપૂર્વક સેંકડો મોગલોનો સંહાર કર્યો, એટલુંજ નહિ પણ સ્વયં પ્રતાપ,

શંકર અને સૂર્યકાન્ત, એ ત્રણે સાક્ષાત્ યમરાજાની પેઠે અસંખ્ય મોગલોના પ્રાણ–નાશ કરી રહ્યા છે. મોગલોના મુખમાંથી એક વખત "અલ્લા." એવો શબ્દ નીકળવાનો પણ અવકાશ રહેતો નથી! તેઓ હિંદુઓની તરવારના ઝટકાથી કટકે કટકા થઇ પૃથિવી ઉપર અનંત–કાલને માટે શયન કરી રહ્યા છે!

રણ–મેદાનમાં રક્ત–ગંગા વહેવા લાગી! ગરમ રક્તમાં પગ ડૂબી જવાથી ઘોડાઓ વિકટ હુંકાર ધ્વનિ કરવા લાગ્યા. શેરખાંએ જાણ્યું કે: અહંકારનો બરાબર બદલો મળ્યો છે. હવે નકામાં અહિં કાષ્ટના પૂતળાંની પેઠે ઉભાં રહી સૈન્યનો નાશ કરાવવામાં લાભ નથી. હવે તો જેટલું બચ્યું છે તેટલું સૈન્ય લઇ ન્હાસવામાંજ શોભા છે. અંતે શેરખાંએ સંકેત કરી લશ્કરને પોતાના મનોભાવ જણાવ્યા. તે સર્વે જીવ લઇને ઘોડા કુદાવી ગયા.

પ્રતાપ અને શંકરનું સૈન્ય વિજય–આનંદ કરતું કરતું મોઢેથી "મા જગદંબા." "મા જગદંબા." કહેતું કહેતું ન્હાસી જતા મોગલ સૈન્ય પાછળ ધાયું અને તેમને પાંચ છ માઇલ સુધી વળાવી પાછું આવ્યું.

પરાજય પામેલા ઘણા મોગલોની યુદ્ધ–સામગ્રી પ્રતાપના હાથમાં આવી, અને યથા સમયે આનંદ અને ભક્તિપૂર્વક તેમણે મા યશોહરેશ્વરીની પૂજા કરી સર્વત્ર આનંદઉત્સવ ઉજવ્યો.

એ શુભ સમાચાર વિજળી વેગે સમગ્ર બંગ–પ્રદેશમાં પ્રસરી ગયા. બંગીય રાજન્ય વર્ગે આ સમયે અંતઃકરણપૂર્વક મહારાજા પ્રતાપાદિત્યનો પક્ષ સ્વીકાર્યો, અને તે સર્વે પોતપોતાની શક્તિ અનુસાર મોગલોની વિરૂદ્ધ યુદ્ધ કરવા તૈયાર થયા.

સમ્રાટ્ અકબરશાહ વિરૂદ્ધ બંગ–વીરોના એ પ્રથમ યુદ્ધે ઇતિહાસનાં પૃષ્ઠ ઉજ્વળ કરી દીધાં.

# ચતુર્દશ પરિચ્છેદ.

## વિજય પર વિજય.

આ સમયે અકબરશાહનું સિંહાસન ડગમગ્યું! તેમને પ્રતાપનો ભય લાગ્યો. કોઇ પણ પ્રકારે પ્રતાપનો પરાજય કરવાનો સંકલ્પ કર્યો. તેમણે ઇબ્રાહિમખાં નામક એક મુખ્ય સેનાપતિને પુષ્કળ સૈન્ય-સામન્ત સહિત, પ્રતાપનું દમન કરવા બંગ-દેશમાં મોકલ્યો. ઇબ્રાહીમખાંએ મૂછ ઉપર તાવ દઇ, અહંકાર ભરેલે મુખે, વિકાળ કરેલે નેત્રે પુષ્કળ સૈન્ય લઇ પ્રયાણ કર્યું. જતી વખતે દમામપૂર્વક કહેતો ગયો હતો કે: “ જહાંપનાહ! બનશે તો તે દુષ્ટ-પ્રતાપનું મસ્તક કાપી આપની ધર્મ-સભામાં દાખલ કરીશ, અને બનશે તો તે નિમકહરામને જીવતો કેદ પકડી આપના સમક્ષ હાજર કરી આપને સંતોષ આપીશ. ”

દિલ્લીથી નૌકાઓમાં બેસી ઇબ્રાહીમખાં સૈન્યસહ પ્રથમ રાજ-મહલમાં આવ્યો. ત્યાં કેટલાક દિવસ વિશ્રામ લઇને અને ત્યાંથી કેટ-લુંક સૈન્ય લઇને ઇબ્રાહીમ સમગ્રામ પહોંચ્યો.

ઇબ્રાહિમખાં વિશેષ આગળ વધ્યો. તેણે કલકત્તાની દક્ષિણ-અ-ત્યારે જેને બંડિશા-બેહાલા કહે છે તે સ્થાનમાં આવી ત્યાં છાવણી ઠોકી. આ સ્થળે પ્રતાપનો “રાયગડ” નામક કિલ્લો હતો. ઇબ્રાહીમે પ્રથમજ એ કિલ્લાને ઘેરો ઘાલવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સૂર્યકાન્ત વગેરે બંગીય વીર પુરૂષોએ તેનો તે યત્ન વ્યર્થ કર્યો. તેમણે રાત્રિને સમયે

મોગલ–છાવણીમાં આગ લગાડી તેમને ત્રાહ ત્રાહ પોકરાવી દીધી! ઇબ્રાહિમે વિચાર્યું કેઃ "જો આ કિલ્લાને ઘેરો ઘાલવામાંજ મ્હારૂં સમસ્ત સૈન્ય નષ્ટ થઇ જશે તો પછી પ્રતાપનો પરાજય કરવાની આશા વ્યર્થજ! તેથી આ સ્થળે થોડો સમય રહી સર્વથી પહેલાં માતલાનો કિલ્લો ઘેરવો લાભકારક થઇ પડશે. સુંદરવનની દક્ષિણ–દિશામાં આવેલો માતલા–દુર્ગ એજ પ્રતાપનું કેદ્રસ્થાન છે. "માતલા" હાથમાં આવશે તો પછી બીજી ચિન્તા નથી."

તુર્તજ ઇબ્રાહિમે સસૈન્ય "માતલા" તરફ ગમન કર્યું. તે સાથે સૂર્યકાંત વગેરે વીર–પુરૂષોએ પણ તેમની પાછળ પાછળ ચાલી પ્રતાપ સાથે મળી ગયા. તેમણે વિચાર્યુંઃ "મોગલ–સૈન્યના હૃદયમાં જે શંકા ઉત્પન્ન કરી છે તે ઉપરથી તેઓ રાયગડનો ઘેરો ચાલુ રાખવા રાજી થશે નહિ. હવે તો ત્યારે "માતલા"નીજ ચિન્તા રહી. માતા યશો-હરેશ્વરી શું આપણને આ વખતે જય નહિ આપે?"

એક તરફ મહા બળવાન પ્રતાપ અને શંકર, બન્ને સેના–દલના સેનાપતિ બન્યા. તેમણે સ્થળ–માર્ગ રોકી રાખ્યો અને પેલા મહા પરાક્રમી ફિરંગી રોડાએ અગણિત સૈન્ય સહિત જળ–માર્ગનું રક્ષણ કર્યું. ઇબ્રાહિમ સૈન્ય સહિત "માતલા" સ્હામે આવ્યો તેજ વખતે પ્રતાપે ગંભીર ગર્જના કરી તોપ ફોડાવી તેને ચેતાવ્યો. ધડૂમ ધડૂમ ધૂમ, ધમમમમ! ઇબ્રાહિમના સૈન્યમાંથી તેનો જવાબ આપ્યોઃ ધમમમમ! ધૂમમમમ!

સ્વલ્પ સમયમાંજ સમરાનલ સળગી ઉઠયો. સુશિક્ષિત બંગાલી હિંદુ સૈન્યને હાથે અસંખ્ય મોગલો રણ–ભૂમિમાં શયન કરી ગયા! સ્થળ માર્ગમાં જે સ્થળે ધૂળ ઉડતી હતી ત્યાં લોહીનો કાદવ થઇ ગયો! નદીનાં જળ રાતાં થઇ ખળ્ ખળ્ પ્રવાહે વહેવા લાગ્યાં. તે દિવસે જાણે પ્રતાપ માતા ભવાનીનો વર–પુત્ર થઇ સમર–ભૂમિમાં

ઉપસ્થિત થયો છે, અને ચણ્ડમુણ્ડ સંહારિણી મા દાક્ષાયણી જાણે તેના સેનાપતિરૂપે થઇ ભક્તની મનોવાંચ્છના પૂર્ણ કરવા લાગી છે !

બંગીય વીર–પ્રતાપનું અતિશય પરાક્રમ અને યુદ્ધ કૌશલ જોઇ ઇબ્રાહિમખાં સ્તબ્ધ થઇ ગયો. કેટલાક દિવસ પર્યંત યુદ્ધ ચાલ્યું. જળમાર્ગેપર રોડા વગેરે વીર પુરૂષો અને સ્થળ માર્ગ પર સ્વયં પ્રતાપાદિત્ય, શંકર વગેરે મહારથી, અતિરથીઓ અમોઘ પ્રતાપપૂર્વક યુદ્ધ કરી મોગલ સૈન્યનો વીણી વીણીને સંહાર કરી રહ્યા હતા ! મોગલ સૈન્ય લગભગ તમામ વિનષ્ટ થયું હતું. " હવે યુદ્ધ કરવું વ્યર્થ છે. આ વખતે કોઇ રૂપે જીવ લઇને ન્હાસવું એજ શ્રેયસ્કર છે. " એમ ધારી ઇબ્રાહિમે યુદ્ધ સ્થળનો ત્યાગ કર્યો. વિજયી હિંદુ સૈન્ય " મા જગદંબા " નું નામ દેતા દેતા, બંગાધિપ પ્રતાપાદિત્યનું કલ્યાણ ઇચ્છવા લાગ્યા. ઇબ્રાહિમની પરાજય વાર્તા પહોંચતાંજ રાયગડમાં રહેલું થોડું મોગલ સૈન્ય જીવ લઇને કયાંક ન્હાસી ગયું !

આ સમયે પ્રતાપે સંકલ્પ કર્યો કેઃ " બંગાલાના કોઇ પણ પ્રાંતમાં મોગલોના કોઇ પણ રાજ–ચિહ્ન રહેવા દઇશ નહિં. " આ સમયથી તેઓ પહેલા કરતાં નૌકા બળમાં વિશેષ બળવાન બન્યા. આટલા દિવસ પર્યંત તો મોગલો જ્યારે તેમની સ્હામે હુમલો કરવા આવતા ત્યારે તે માત્ર પોતાનો બચાવ કરતા પણ હવે તો તેમણે નિશ્ચય કર્યો કેઃ " આપણે પોતેજ મોગલો ઉપર હુમલો કરવો. તેઓને આપણી ગતિ રોકવાની તક આપવી. "

પ્રતાપે પ્રથમ સૈન્ય સહિત ધસી જઇ સપ્તગ્રામને ઘેરો ઘાલ્યો. તે સમયે સપ્તગ્રામ બંગાલાનું એક મુખ્ય સમૃદ્ધિશાલી નગર હતું. સપ્તગ્રામના મોગલ રાજપુરૂષો રાજભંડાર પડતો મૂકી જીવ લઇને ન્હાસી ગયા. પ્રતાપે અપૂર્વ તેજપૂર્વક તે સર્વ લૂંટી લઇ પોતાના ભંડારમાં યશોહર મોકલી દીધું.

આ સમયે ઉડિષ્યાનો રાજન્ય વર્ગ અને પ્રતાપના કૃપાપાત્ર થયેલા પઠાણો પણ સાહસ કરી જેનાથી જે રૂપે બન્યું તેમણે મોગલોનું અનિષ્ટ કરવા માંડયું. કોઇએ મોગલોની રસદ લૂંટી લીધી. કોઇએ મોગલોના રસ્તા-ઘાટ, પૂલ વગેરે ભાંગી નાંખ્યા અને કોઇએ તો વળી મોગલોના લશ્કરમાં આગ સળગાવી દઇ શત્રુતાની હદ બતાવી આપી!

સમગ્રામ પછી રાજમહલ ઉપર હુમલો કરવાનો પ્રતાપે સંકલ્પ કર્યો. આ કાર્યમાં બંગીય-વીર પુરૂષોની અસામાન્ય નિર્ભયતાનાં દર્શન થયાં હતાં. ત્યાર પછી પ્રતાપે અપૂર્વ તેજપૂર્વક પાટનાનો કિલ્લો ઘેરી લીધો. પાટના એ બિહારનું મૂખ્ય નગર હતું. એ મહાનગરને ઘેરો ઘાલી બંગીય વીરપુરૂષોએ જે અસાધારણ વીરત્વ દર્શાવ્યું છે તે પૃથિવીની કોઇ પણ જાતિને માટે આદર્શરૂપ છે!

મહા બળવાન પ્રતાપે પાટનાનો કિલ્લો લૂંટી તેમાંના સર્વ ધન-રત્નો યશોહર મોકલ્યાં હતાં અને બિહાર-પ્રદેશમાં થોડા દિવસને માટે પોતાનું પ્રાધાન્યપણું સ્થાપી સ્વજાતિનું મુખ ઉજ્વળ કર્યું હતું.

---

## પંચદશ પરિચ્છેદ.

### વિશેષ વિજય.

ઈબ્રાહિમખાં પરાજય પામ્યો એ સમાચાર યથા સમયે દિલ્લીશ્વરને કાને પહોંચી ગયા. એક પછી એક સર્વ સમાચાર તેમણે જાણ્યા. કયી યુક્તિથી પ્રતાપે મોગલોનાં શિક્ષિત-સૈન્યનો પરાજય કર્યો, બંગ દેશના સર્વ રાજા અને જમીનદારોને પ્રતાપે કયી યુક્તિથી પોતાના વશમાં લઇ લીધા, પ્રતાપનું અર્થબળ અને

લોકબળ કેવું છે, સૈન્યની અવસ્થા કેવી છે, તે સર્વની તેઓ તપાસ કરવા લાગ્યા. એ સંબંધી લોકોને મુખેથી તેમણે જે કાંઇ સાંભળ્યું તેથી તેઓ વિસ્મય થઇ ગયા! બંગાલીઓના મસ્તકમાં પ્રપંચી નીતિ રમી રહે છે, પરંતુ પ્રતાપના મસ્તકમાં આવા આશ્ચર્યકારક રણકૌશળને પણ સ્થાન મળ્યું છે, એ જોઇ પોતાનું પુષ્કળ નુકશાન થયું હતું તેમ છતાં ગુણગ્રાહી બાદશાહ મનમાં ને મનમાંજ પ્રતાપને ધન્યવાદ આપવા લાગ્યા! મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો. તે આનું નામ!

એક ઉમરાવે આશ્ચર્ય પામી પૂછ્યું: "જહાંપનાહ! એક લુંટારા હિંદુનું રણ–કૌશળ જોઇ આપ મુગ્ધ કેમ થયા?"

અકબર: "હા, એ બંગાલી કાંઇ સામાન્ય વીર નથી. પ્રતાપના જેવા બે ચાર બંગાલીઓ ભેગા થાય તો બંગાલામાં મોગલોનું નામ વિશેષ દિવસ રહેશે નહિ. હું તેની બુદ્ધિ અને કાર્યદક્ષતા જોઇ વાસ્તવિક રીતે મુગ્ધ થયો છું. જે સમયે પ્રતાપ આગ્રામાં મ્હારા દરબારમાં બિરાજતો તે વખતે તેનું પ્રતિભા–દર્શક તેજસ્વી મુખ જોઇ હું કલ્પના કરતો હતો કે આ કોઇ સામાન્ય યુવક નથી. તે જે કાંઇ જોતો તેનું તમામ વૃત્તાન્ત જાણવા તે ઘણોજ આગ્રહી રહેતો. શું તમે જાણતા નથી કે મ્હારાં સર્વ કાર્ય તે કેવી તીક્ષ્ણ દૃષ્ટિ વડે અવલોકન કરતો હતો? શત્રુ હો કે મિત્ર હો પણ ગુણ હોય તેનો આદર કરવોજ જોઇએ. તેજ-દ્વેષી થવું અને કોઇ ઉપર મિથ્યા દોષારોપ કરવો એના જેવું મહા ભયંકર પાપ બીજું કાંઇ નથી. ઘણાં પાપિષ્ઠ માણસો વારંવાર પાપ કર્યાજ જાય છે અને પાપ–કાર્યથીજ પોતાના પાપી પેટનું પોષણ કરે છે પરંતુ તેનું તે કાર્ય જો કોઇ ઉઘાડું પાડે છે તો તેથી તે દુષ્ટને તેજદ્વેષ થઇ જાય છે! સન્માર્ગે વર્તનાર ઉપર અનેક જૂઠાં કલંક ચઢાવી તેને વળી પોતાના કરતાં અધમ બનાવવાનો યત્ન કરે છે! પરંતુ

સત્યને જોનાર ખુદાતાલા ક્યાં નથી? ખુદા સર્વ સ્થળે છે! પાપીઓ તેને ગેરહાજર સમજે છે અને વળી પાછા ખુદાના નામની દુહાઇ આપી સત્ય બોલવાનો ડૉળ કરે છે! તેમની એ પાપનિષ્ઠા એક દિવસ પણ પ્રકટ થયા સિવાય રહેશે નહિ. હું ગુણનો પૂજક છું. જે મનુષ્ય ગુણની પૂજા નથી કરતો તે મનુષ્ય નહિ પણ હેવાન છે! હું અત્યારે દિલ્લીશ્વર જગદીશ્વર છું પરંતુ તેથી શું થયું? મ્હારાં પાપી કે પ્રપંચી કૃત્યો બીજું કોઇ નહિ તો તે મહાન્યાયી, અનેક રાજાઓનો મહારાજા-ખૂદા છે તે જૂવે છેજ! તેને ત્યાં તો સર્વના ગુણની પૂજા થાય છેજ. તોપણ આપણે ન્યાય-ધર્મની દ્રષ્ટિએ યોગ્ય મનુષ્યના ગુણની યોગ્ય પૂજા ન કરીએ તો ઇશ્વર આપણને શિક્ષા કરે. ઉમરાવ! તે મ્હારો શત્રુ છે પરંતુ ગુણવાન છે! તે બહાદુર છે. તે રણકુશળ યોદ્ધો છે. તેનામાં દેશાભિમાન છે, તેનામાં સ્વદેશપ્રેમ છે. એવા સદ્ગુણ હોય એ તો સ્વાભાવિક છે. તેનામાં કેટલાક ક્ષુદ્ર દોષો છે ખરા પરંતુ જે ગુણની પ્રશંસા કરવી જોઇએ તે જો ન કરૂં તો હું કૃતઘ્ન કહેવાઉં. હું તેના પરાજય માટે અને વિશ્વાસઘાતકતા માટે યોગ્ય પગલાં અવશ્ય ભરીશ."

ઉમરાવ: " જહાંપનાહ! અપરાધ ક્ષમા કરશો. લોકો આપના ઉપર આટલી બધી ભક્તિ દર્શાવે છે તેનું કારણ આપના ઉદાર-ઉન્નત ચરિત્રને લીધેજ! હિંદુ અને મુસલમાનને એક કરવાની આપની ઇચ્છા હોવાથી સમગ્ર જગત્ આપને " દિલ્લીશ્વરો વા —"

અકબર: "એ વાત રહેવા દો. હમણાં શાં પગલાં લેવાં તે કહો. પ્રતાપ-વિજય માટે કયો માર્ગ લેવો ઉચિત છે?"

ઉમરાવ: " જહાંપનાહ! ઇબ્રાહિમખાં અતિ વિચક્ષણ અને બુદ્ધિમાન પુરૂષ છે. તેમણે નહોતું કહ્યું કે: હિંદુ સાથે વળી મોગલોનું યુદ્ધ કેવું? જે હિંદુઓ ઉઘાડી તરવાર જોતાંજ ભય પામી

દોઢ ગાઉ ન્હાસી જાય છે તે વળી યુદ્ધ શું કરશે ? મનમાં આવે। અહંકાર રાખનાર મનુષ્યનું કાર્ય સિદ્ધ થાય કે ? ઇબ્રાહિમે અગમચેતી વાપરી નહિં અને બંગાલીઓની સૂક્ષ્મબુદ્ધિ તેણે જાણી લીધી નહિં. હવે તે। યોગ્ય પુરૂષના હાથમાં એ કાર્યને। ભાર સોંપવામાં આવે તોજ કાર્ય સિદ્ધ થાય. વીર–પરાક્રમી—"

આ સમયે સભામાં સર્વાનુમતે આજિમખાંના ઉપર બંગ–વિજયને। ભાર અર્પણ કરવામાં આવ્યો.

ઉત્સાહી વીર આજિમખાંએ પ્રતાપ–વિજયનું મહાકાર્ય સ્વીકાર્યું, તે બંગવીર પ્રતાપાદિત્યે તુર્તજ જાણી લીધું. આ સમયે તેમણે એક નવીન યુક્તિને। આશ્રય લીધો. આજિમખાંને વિના વિઘ્ને, વિના ગડબડાટે બંગ દેશ તરફ આવવા દીધો. પાટના, રાજમહલ વગેરે સ્થળે ગુપ્ત રીતે સમાચાર મોકલી દીધા કે: ત્યાંના કોઇપણ બંગાલી સૈન્ય–સામન્તે આજિમખાંની ગતિ રોકવી નહિ. તેમણે તેને જરાપણ અડચણ કરવી નહિ. આજિમખાંની અધીનતા સ્વીકારવામાં પણ કોઇએ વાંધો લેવો નહિ !

પ્રતાપની આજ્ઞાનુસાર કાર્ય થયું. સર્વેએ આજિમખાંનું આધિપત્યય કબૂલ્યું. મૂર્ખ આજિમખાં અહંકારથી ફુલી–ફાળકો થયો ! તેણે વિચાર્યું કે: "અહા ! આ વખતે બાદશાહે કોને સેનાપતિ બનાવ્યો છે ? ભપકો જોતાંની સાથેજ બળવાખોરો સજ્જડ થઇ ન જાય–શેરને જોતાંજ શિયાળવાં ન્હાસી ન જાય–ત્યારે પછી સેનાપતિ નામ શેનું ? શું આ કાંઇ શેરખાં છે કે ? શું આ તે ઇબ્રાહિમખાં જોયો કે ? ઘડીના છઠ્ઠા ભાગમાં ચામડી ઉતારી ન નાંખુ ત્યારે મ્હારૂં નામ આજિમખાં શેને। ? ચિન્તા નહિ. આ વખતે બળવાખોરોના સરદાર પ્રતાપાદિત્યને કોઇ પણ રીતે પકડી બાંધી દિલ્લી લઇ જાઇશ."

અક્કલનો આંધળો આજિમખાં! સ્થૂલ બુદ્ધિમાન આજિમખાં! વિશ હજાર લશ્કરને લઇ દોરદમામ બતાવતો ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. કોઇ સ્થળે યુદ્ધનું નામનિશાન નથી! રાતદિવસ આહાર-વિહાર અને હાસ્યરંગ નાચ-તમાસા-તમારા કરી, પેટ વધારી, મોગલ સેનાપતિ આજિમખાંએ કલકત્તા નજીક આવી એક વિશાળ છાવણી ઠોકી. ત્યાં તે નિશ્ચિંત જીવે બાદશાહી સુખ ઉપભોગ કરવા લાગ્યો.

પ્રતાપને સર્વ સમાચાર મળતા હતા. તેમણે મનમાંજ કહ્યું: "ના, હવે નહિ. હવે તો એ મોગલને યોગ્ય શિક્ષા આપવી જોઇએ."

કહેવાની જરૂર નથી કે: તે પ્રથમથીજ વિધિ અનુસાર યુદ્ધ કરવા તૈયારજ હતા. આ વખતે સંપૂર્ણ સુયોગ જોઇ અકસ્માત એક દિવસ મધ્ય રાત્રે સૈન્ય સહિત હુંકાર ધ્વનિ કરી મોગલ-છાવણી ઉપર હુમલો કર્યો. આજે યુદ્ધનો સેનાપતિ હતો વીર શ્રેષ્ઠ શંકર.

ભોગવિલાસમાં ડૂબી ગયેલું મોગલ-સૈન્ય, સેનાપતિ સહિત આ સમયે વિલાસ-શૈય્યામાં શયન કરી સુખ-સ્વપ્ન જોઇ રહ્યું હતું! ભરનિદ્રામાં અકસ્માત્ પ્રલય કાળના જેવી મહા ગર્જના સાંભળી તેઓ ચમકી ઉઠયા. કારણ સમજવાની પણ શક્તિ તેમનામાં રહી નહિ. તેઓ ભયચકિત બની જડ પૂતળા જેવા થઇ ગયા! કોઇ તો આળસને લીધે સુખી-નિદ્રામાંથી ઉઠવા ઇચ્છતા નહોતા તેમણે તો ફક્ત એક પાસુંજ ફેરવ્યું! સેનાપતિ પોતેજ એક હાથ ઉચી તળાઇમાં પડેલા હતા તે આમ તેમ પાસા ફેરવી આળોટયા પછીજ એકાએક ઉઠી બેઠા થયા!

આજિમખાંએ અંધકારમાંથીજ જોયું કે: હિંદુ સૈન્યે છાવણી ભેદી નાંખી છે. ધુમાડા વડે ચાર દિશા છવાઇ ગઇ છે. મહા કોલાહલથી ચારે દિશા કમ્પાયમાન થઈ રહી છે. એ સમયે અંધકારમાં

જેના હાથમાં જે આવ્યું તેને તેણે મારવા માંડ્યો. હિંદુએ હિંદુને પણ માર્યા. મોગલે મોગલોને પણ માર્યા! જોતજોતામાં છાવણીની દક્ષિણ દિશામાં આગળ લગી ઉઠી. એ જોઇ મોગલ સૈન્ય જીવ લઇને ન્હાસ-ભાગમાં પડ્યું. જેને જ્યાં સ્થાન મળ્યું ત્યાં તે ન્હાઠા!

આજિમખાં નિરાશ થયો. તેને એકે ઉપાય સૂજ્યો નહિ. તેણે કેટલાક ઉચ્ચ અધિકારી મોગલોને બોલાવી કહ્યું: "તમે બધા અભિ-માન રાખી યુદ્ધમાં આવ્યા છો, પણ હવે તો થોડું સૈન્ય બચે તો આપણું ભાગ્ય! નહિ તો તમામ હિંદુઓનો મારીને નાશ કરી નાંખત. હજી પણ યત્ન કરો."

એકાદ હજાર સૈન્ય એકઠું થયું. જેની નજરે જે હથિઆર ચઢ્યું તે તેણે લીધું અને પ્રાણ–પ્રતિજ્ઞા કરી યુદ્ધમાં પ્રવૃત્ત થયા.

શંકરે જોયું કે: એક ક્ષુદ્ર મોગલ સૈન્ય–દલ અતિ અલ્પ સમ-યમાંજ હથિઆરો લઇ તૈયાર થયા છે, અને તેઓ એવા બળથી યુદ્ધ કરે છે કે: એકના રક્ષણ માટે દશના પ્રાણ આપે છે છતાં કોઇ પાછા હઠતા નથી. આ સૈન્યે ઘણા હિંદુ–સૈન્યનો નાશ કર્યો.

તથાપિ આજિમખાંએ જાણ્યું કે: યુદ્ધમાં જય મેળવવાનો સંભવ ઘણો ઓછો છે. વિધિપૂર્વક યુદ્ધ ચાલતું હોય તો તે તરફ કાળજી રાખી શકાત પરંતુ ન્હાસી જવા તૈયાર થયેલા કેટલાક સિપાહીઓ એકત્ર કરી યુદ્ધને માટે પ્રસ્તુત થવાથી તેમાંનો એક પણ જીવ બચશે નહિ. એટલી વારમાં તો બળતી છાવણી પણ ભસ્મીભૂત થઇ જશે.

તેમ છતાં યુદ્ધ ચાલતું હતું. હિંદુ સૈનિકો બમણા ઉત્સાહથી તીર, ધનુષ્ય, ભાલા, તરવાર, બંદુક અને તોપો ચલાવવા લાગ્યા. જે સમયે જેની આવશ્યકતા જણાઇ તે હથિઆર હાથમાં લઈ ભીમ–પરા-ક્રમપૂર્વક તેઓ મોગલોનો સંહાર કરવા લાગ્યા.

રાત્રિ વીતી. પ્રાતઃસમય થયો. આજિમખાંએ જાણ્યું કેઃ "હવે યત્ન કરવો વ્યર્થ છે! વ્યથા નર–હત્યા કરવાનું પ્રયોજન નથી. આ વખતે પ્રાણ લઇને ન્હાસી જવું યોગ્ય છે. જો પુનઃ કદી બંગાલામાં આવીશ તો દુષ્ટ હિંદુઓની દુર્બુદ્ધિનો બદલો આપીશ! ઠીક છે બચ્યા!"

પૂર્વે સેનાપતિઓની પેઠે આજિમખાંએ પણ રણ–ભૂમિનો ત્યાગ કરી પલાયન કર્યું. યથા સમયે એ વાત દિલ્હીશ્વર અકબરશાહને કાને ગઇ. તેમણે એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો!

## ષોડશ પરિચ્છેદ.

### આમંત્રણ.

શહેનશાહ અકબરને સમાચાર મળતાંજ તેમના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થયા. સત્ય જાણવાની તેમને વિશેષ ઉત્કંઠા થઇ. શું બંગ દેશમાંથી મોગલોનું નામ ભૂસાઇ જશે? શું બંગાલીઓ એવા વીર પુરૂષો થયા છે કે જેથી પ્રબળ પ્રતાપી મોગલોને તેઓ ચિર દિનને માટે દૂર કરવા સમર્થ થશે? મોગલ–બાદશાહને એ વિચારો ઉપર વિશ્વાસ ઉપજ્યો નહિ. તેમણે માત્ર સ્મિત હાસ્ય કરી મનનેજ સમજાવ્યું કેઃ "એ તો ક્ષણ વારને માટેજ છે! મોગલોના પ્રબળ પ્રતાપ આગળ તેઓ કદીપણ ટકી શકશે નહિ!"

દરબારમાં ઉમરાવોએ વિચાર કર્યો કેઃ "પૂર્વની પેઠે એક સેના-પતિ ઉપર કાર્યનો ભાર નહિ લાદતાં કેટલાક બુદ્ધિમાન અને રણકુશળ વીર યોદ્ધાઓ ઉપર બંગ વિજયનો ભાર મૂકવો જોઇએ. કોઇ પણ ઉપાયે બંગાળાનો એ બળવો શાંત કરવો જોઇએ. બંગાળાના બળવા-

ખોરોનો નાશ કરવો જોઇએ. એક પછી એક ઘણાં વર્ષ વીત્યાં છે. બંગાળામાંથી મોગલોનું નામ લોપ પામવાની તૈયારી થઇ રહી છે. એક પૈસો મહેસુલ વસુલ થતું નથી. કોઇ મોગલોની સત્તાને માનતું નથી. કોઇપણ જમીનદાર મોગલોનું રાજ–પદ સ્વીકારતું નથી !" શહેનશાહે કહ્યું: "બંગાળાનો એ મહાન બળવો શાંત પાડવા–બળવાખોરોને ત્રાહ્ય પોકરાવવા માટે જેટલું દ્રવ્ય, જેટલાં મનુષ્યોની આવશ્યક્તા હોય તેટલું ખર્ચ કરવા હું તૈયાર છું. કોઇપણ યત્ને બંગદેશ આપણા તાબામાં રાખવોજ જોઇએ. પ્રતાપનો તે વળી ભાર શો ? એના જેવા એક ચાંચડને મસળી નાંખવો એ શું મોગલો જેવાં સિંહને માટે મુશ્કિલ છે ? મોગલોની યુદ્ધ–નિપુણતા આગળ બંગાલીઓનો જય થાય કે ? કદી નહિ. સેનાપતિઓ બંગાલામાં જઇ વિલાસી થઇ જાય છે, યુદ્ધ–વિગ્રહનું નામનિશાન ભૂલી જાય છે, તેથીજ તેમનો પરાજય થાય છે ! મ્હને ખાત્રી છે કે: આ વખતે જે મોગલ–વીર યોદ્ધાઓ બંગાળામાં જવાના હોય તેમણે જય–પરાજયનો નિશ્ચયાત્મક–સંતોષજનક ઉત્તર મ્હને આપવો જોઇએ, નહિ તો તેમણે આ રાજ્યનો ત્યાગ કરવો જોઇએ. આત્માભિમાની, પરધન લોલુપ, કપટી બંગાલીઓમાં પરસ્પર વૈર–કુસંપ અને લડાઇ સળગાવવાથી આપણી ધારણા સહજમાં પાર પડશે. લડવાની જરૂર પણ નહિ રહે."

શહેનશાહનું એ કથન સર્વના લક્ષ્યમાં આવ્યું. તે કોઇ ભૂલ્યું નહિ, એ કથન અક્ષરે અક્ષર સત્ય હતું. અકબરશાહે દિલ્હી જેટલે વેગળે બેસીને પણ બંગાલીઓની–કહો કે હિંદુઓની–એ દુર્બળતાનું નિરીક્ષણ કર્યું હતું ! તેમણે જાણી લીધું હતું કે: જો તેમની વચ્ચે જૂઠી ભંભેરણી કરવામાં આવે તો પરસ્પર લડી મર્યા વગર અથવા તો ફાટકુટ પડયા વગર રહેશે નહિ ! લોભી બંગાલીઓને લાલચ બતાવતાં

થોડી મહેનતે હાથમાં લઇ શકાશે, અને પછી આપણી ઇચ્છાનુસાર તેમને હથેલીમાં રમાડી શકાશે. બાદશાહની એ ઇસારત કોઇ ભૂલ્યું નહિ.

આ સમયે બાવિશ અમીરોએ બંગવિજયનો મહદ્ ભાર ગ્રહણ કર્યો. બાદશાહે તેમને પુષ્કળ દ્રવ્ય અને અતિશય સૈન્ય–સામન્ત આપી બંગદેશ તરફ મોકલ્યા.

મોગલ–દરબારના સમસ્ત સમાચાર મહારાજા પ્રતાપદિત્યને કાને પહોંચી ગયા. આ વખતે પણ તેમણે પૂર્વની નીતિ–રીતિ ગ્રહણ કરી. આ વખતે પણ તેમણે મોગલોને વિના વિઘ્ને પોતાના રાજ્યની હદમાં પ્રવેશ કરવા દીધો. એમ થવાથી દામ્ભિક અમીરોનો દંભ વધ્યો. તેમણે અહંકાર ભરેલા શબ્દોમાં જણાવ્યું કે: જૂવો આ દેશ! આ દેશના લોકોને લાત મારી ગબડાવી પાડીએ તોયે કોઇ બોલે તેમ નથી! એમનામાં દમ શો છે? આ બધા બળવાખોરોજ છે!"

અમીરોના કરતાં મોગલ સૈન્યે પોતાનાથી બનતા અત્યાચારો કરી નિર્દોષ બંગ–પ્રજાનું રક્તપાન કરવા માંડયું! તેમનાં ખેતરોમાં થઇને ઘોડેશ્વાર લશ્કર પસાર કરવાથી અન્ન ખાલીખંમ થઇ ગયું! ઘોડા ધાન્ય ખાઇ ગયા! ખેતીનું સત્યાનાશ વળી ગયું! ગરીબ ખેડુતો પાયમાલ થઇ ગયા! તે પછી જે ગામ અને શહેરો માર્ગમાં આવતાં તેમાં લૂંટ ચલાવતા હોવાથી સમસ્ત બંગ–પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય કરી ઉઠી! તેમ છતાં કોમળ–સ્વભાવના બંગાલીઓએ તેમને કંઇ પણ કહ્યું નહિ. કહે તો સાંભળે કોણ? એ ફરિયાદ પ્રતાપાદિત્યને કાને પહોંચી. કેટલાક પ્રજાજનોએ તેમની પાસે જઇ મોગલોના દુરાચારનું વર્ણન કર્યું. પ્રતાપે ઉત્તર દીધો: "ભાઇઓ! હમણાં જે થાય તે ચુપચુપ સહન કરો. હમેશના સુખને માટે થોડું દુઃખ સહન કરવું એજ ઇશ્વરી આજ્ઞા છે." પ્રજા–જનોએ રાજ–આજ્ઞાને માન આપ્યું. તેમણે અન્ય પ્રજાને પણ

એવીજ સમજુત આપી. બંગાલીઓ કાંઇપણ વિઘ્ન કરતા નથી એ જોઈ મોગલો વિશેષ ચઢયા ! સ્થૂળ બુદ્ધિના મોગલો સમજ્યા નહિ કે: પ્રતાપ શા માટે વિના વિઘ્ને, વિના રકતપાતે તેમને સર્વત્ર પ્રવેશ કરવાનો અધિકાર આપે છે ? શા માટે પ્રતાપ પ્રજાનું રોદન, પ્રજાનો વિલાપ અને દુઃખીઓના હાહાકાર તરફ લક્ષ્ય આપતો નથી ? મોગલોએ ઉંડો વિચાર કર્યા વગરજ કોઇનાં ઘરબાર લૂંટી લીધાં ! કોઇને ઘેર અગ્નિ સળગાવી દીધો ! કોઇના અન્નથી ભરેલાં ક્ષેત્રો નષ્ટ કરી દીધાં ! કોઇ સ્થળે દેવમંદિરો જમીનદોસ્ત કરી દીધાં ! કોઇ સ્થળે કોઇની આબરૂ લીધી ! આ પ્રમાણે તેઓ વેર લેવા લાગ્યા ! એ સર્વ પ્રતાપને કાને જવા છતાં તેમનું ધૈર્ય ડગ્યું નહિ !

મોગલોએ જોયું કે: આટલો બધો અત્યાચાર કરવા છતાં પ્રતાપ યુદ્ધ કરવા તો ઇચ્છતોજ નથી ! અંતે તેમણે કલ્પના કરી કે: “ કેટલાક યુદ્ધ કર્યાથી પ્રતાપનું સર્વસ્વ ખર્ચાઇ ગયું છે, તેથી તે આપણને અટકાવવાનો કે આપણા વિજય કાર્યમાં વિઘ્ન નાંખવાનો કોઇ યત્ન કરતો નથી. કદાચ એ બળવાખોરોનો સરદાર આ વખતે પોતાની મેળેજ આપણે શરણે આવશે. ”

અમીરો ધીમે ધીમે યશોહરની નજીક આવી પહોંચ્યા. અંતે બધાએ સલાહ મસલત કરી પ્રતાપ પાસે એક દૂત મોકલ્યો.

પ્રતાપે દૂતના એક હાથમાં લોખંડની બેડીઓ અને બીજા હાથમાં તરવાર જોઇ પૂછયું કે: “ તમારો ઉદ્દેશ્ય શો છે ? ”

દૂતે કહ્યું: “ સેનાપતિએ આ આપને ભેટ મોકલી છે. આપ વીર પુરૂષ છો. એમાંથી જે ઇચ્છા હોય તે સ્વીકારો. ”

પ્રતાપે ક્રોધાગ્નિ ભરેલાં નેત્રે દૂત સ્હામે જોઈ કહ્યું: “ હેં ! આટલો બધો અહંકાર ! હું તરવાર સ્વીકારૂં છું. જો ઇચ્છા હોય તો બેડીઓ

પણ મૂકી જા. એના વડેજ ત્હારા અહંકારી માલિકને જકડી લઇશ. સદ્‌ભાગ્યે તું જો કદી જીવતો રહે તો જોઇ શકશે કેઃ આ યમુના હૃદય ઉપર કાળું જળ લઇને વહન કરી રહી છે તે સત્વર મોગલ–રક્તથી લાલ રંગાઇ ગઇ છે. ”

દૂત થરથર કમ્પતો ચાલ્યો ગયો.

## સપ્તદશ પરિચ્છેદ.

### આશા.

વર્ષાઋતુનો આરંભ થવાની તૈયારી છે. પ્રતાપ, શંકર અને સૂર્યકાન્ત, એ ત્રણે મિત્રોએ મળી વિચાર કર્યો કેઃ “ યુદ્ધ કર્યા વિના ચાલે તેમ તો નથી જ પરંતુ વર્ષાદ્ પડે તેટલો સમય થોભવાથીજ આપણું કલ્યાણ છે. આ સમયે મોગલોનું સૈન્ય પુષ્કળ છે. વર્ષાદ્ આવતાં સુધી થોભવાથી બંગાલાનાં હવા પાણીથી નક્કી તેમનું સ્વાસ્થ્ય ભંગ થશે. તે સમયે તેઓ પોતાની મેળેજ નિર્બળ થઇ જશે. તે ઉપરાંત તેમને ખાદ્ય સામગ્રી પણ મળશે નહિં, એટલે તેમના પરાજયમાં શંકાજ નથી ! ”

થયું પણ તેમજ. બીજી તરફ મોગલો પણ યુદ્ધની સામગ્રી એકત્ર કરવા લાગ્યા.

ધીમે ધીમે વર્ષાઋતુનું આગમન થયું. અતિશય વર્ષાદથી બંગભૂમિ જાણે એક વિશાળ જળાશય હોય તેમ થઇ રહ્યું. જળ–સ્થળ સર્વ એકાકાર! સૂર્યનું મુખ જોવાતું દુર્લભ્ય થઈ પડયું. મોગલ–છાવણીની દુર્દશાનું પૂછવુંજ શું ? નાના પ્રકારના સર્પ અને ઝેરી જીવ

જંતુઓ વગેરે તેમને અતિશય ગભરાવી નાંખવા લાગ્યાં. તે ઉપરાંત ઝેરી તાવ અને અજીર્ણાદિ રોગને લીધે મોગલોના પુષ્કળ સૈનિકો મરણ શરણ થવા લાગ્યા !

પ્રતાપના ગુપ્ત-જાસુસોએ મોગલ-છાવણીની એવી દુર્દશા નજરે જોઇ તેનું વર્ણન પ્રતાપને નિવેદન કરી કહ્યુંઃ " મહારાજ ! આ સમયેજ યુદ્ધ કરવું જોઇએ. મોગલો ઉપર વિજય મેળવવાનો આથી બીજો સારો અવસર હાથ આવશે નહિં ! "

શુભ દિવસે, શુભ ક્ષણે પ્રતાપાદિત્યે વીર રથિ, મહારથીઓને લઇ, અગણિત હિંદુ નૌકાસેના અને યુદ્ધ સામગ્રી લઇ કીડીની હાર પેઠે મોગલોને ચારે દિશાથી ઘેરી લીધા. ઉપરા ઉપરી કેટલાક દિવસ પર્યંત અતિ ભયંકર યુદ્ધ ચાલ્યું. મોગલો ડગલે ડગલે છિન્ન ભિન્ન થઇ પરાજય પામવા લાગ્યા, અનેકના જીવ ગયા. અનેક ઘાયલ થયા. તેમ છતાં આ વખતે તેમની સંખ્યા અધિક હોવાથી તેઓમાં ન્હાસભાગ થવા છતાં ખુલ્લું પડ્યું નહિં. અંતે છેલ્લે દિવસે યુદ્ધમાંથી તેમના કેટલાક સેનાપતિઓ નાઠા તેથી અન્ય મોગલો પણ રણમાં ભંગ કરી ન્હાસવાનો યત્ન કરવા લાગ્યા ! એક તો ઇચ્છા વગરનું યુદ્ધ, તેમાં વળી અંધારાં વાદળાં, તે ઉપરાંત રોગ-શોક હોવાથી મોગલ-લશ્કર તે ક્યાં સુધી ટકી શકે ? કેટલાક ઉભા ઉભાજ મરણ પામ્યા. કેટલાક લડતાં લડતાં મર્યા અને કેટલાકે તો રાજી ખુશીથી કેદ પકડાઇ જીવ બચાવ્યો ! બાકીના કેટલાકને પ્રતાપના સૈન્યે પકડી કેદ કર્યા ! પરિણામે ઘણા થોડા મોગલ-સિપાહીઓ સિવાય યુદ્ધ સ્થળમાંથી કોઇ ન્હાસી શક્યું નહિ.

મોગલોના રક્તથી પૃથ્વીને અભિષેક કરી ભાગીરથીને કિનારે

જઇ શંકરે થાક ખાધો. તે સમયે પ્રભાતનો મધુર વાયુ સમ્ સમ્ કરતો વહી રહ્યો છે. હજી સૂર્યનાં કિરણો પ્રખરરૂપે પડતાં નહોતાં. પક્ષીઓએ હજી પણ પ્રભાતી ગાન ગાવાની મમતા છોડી ન હતી. હજી પણ જગતના લોકો જીવનસંગ્રામ કરવામાં આત્મ-ભાન ભૂલ્યા ન હતા. હજી પણ તેમના મુખ ઉપર ક્રોધ, તિરસ્કાર, વૈર, ઇર્ષા અને કપટની છાયા પૂર્ણ રૂપે જણાતી ન હતી. હજી પણ તેમના હૃદયમાં સ્વપ્નની પેઠે અર્ધ-આનંદ જાગ્રત થઇ રહ્યો હતો. બરાબર તેજ સમયે મહા-પ્રાણ શંકર ભાગીરથીને કિનારે બેઠો છે. તેણે એક વખત સૂર્યદેવતાની સ્હામે જોયું. તેના નેત્રમાંથી બે બિંદુ અશ્રુજળ તરી આવ્યાં પણ તે કોઇએ દીઠું નહિ-કોઇએ જાણ્યું નહિ. એક ઉંડો નિઃશ્વાસ મૂકી, ભક્તિ ગદ્ગદ્ કણ્ઠે તેણે સૂર્યદેવને પ્રણામ કરી જળમાં ઉતરવા માંડ્યું. કમ્મરપૂર જળમાં જઇ સ્નાન કરતાં કરતાં સ્નિગ્ધ દેહે, અને તેનાથી પણ વિશેષ સ્નિગ્ધ હૃદયે અતિ કરૂણ સ્વરે કહ્યું:

"મા પતિતપાવનિ! આ પતિતનો ઉદ્ધાર કરજો મા! મ્હેં અનેક નર-હત્યા કરી છે. હવે માયાના બંધનમાં બંધાઇ રહેવાની ઇચ્છા નથી. મા! માયા-બંધ છોડી નાંખો. દયામયિ, પાપનાશિની મા ગંગે! હજી કેટલા દિવસ આવો મોહ રાખશો મા! હજી કેટલા દિવસ કર્મ-ફળ ભોગવવું પડશે મા? મા! હજી કેટલા દિવસ જીવન-અગ્નિ સહન કરવો પડશે મા?"

વિચારમગ્ન શંકરે મનમાં ને મનમાંજ ગણગણતે અવાજે એક ગાન ગાવા માંડ્યું. પ્રાતઃકાળના વાયુથી હાલતાં ગંગાજળ જાણે તાલ દઇ સંગીતની સાથેજ નૃત્ય કરવા લાગ્યાં. ભક્તના હૃદયમાંથી સંગીત-ધ્વનિ નીકળવા લાગ્યો:

[1]त्वंहि परमेश्वरि, मा आमार।—  
मातर्गंगे ! पुण्यमयी मा आमार[2] ॥  
कुल-कुल नादिनि, त्रिताप निवारिणी,  
निस्तारिणि मा आमार।  
शुभदे, शीतले, अमले, निर्म्मले,  
प्रसन्न सलिले मा आमार ॥  
पतित पावनी, भागीरथि, सागर गामिनी द्रुतगति,  
सगर-सन्तति तारिले, मा आमार।  
शिव-शिर-सुशोभिनि, मोक्ष-प्रदायिनि,  
कलुष नाशिनि, मा आमार ॥  
जय विश्वरुपा, साकारा, स्वरुपा,  
त्रिकाल-साक्षी मा आमार।  
मरणे, जीवने, तोमारि[3] चरणे,  
लईनु शरणे, मा आमार ॥  
देखोगो करुणामयि ! सन्ताने, मा आमार।—  
मा आमार-मा आमार-मा आमार-मा आमार ॥

---

૧ આ બંગાલી સંગીત વાંચકોને જણાવવા માટેજ ઇચ્છાપૂર્વક મૂક્યું છે. બંગાલી ભાષાને બહુ અઘરી જાણી ઘણા ભાઇઓ શીખતા નથી. પણ તેઓ આ સંગીતથી જોઇ શકશે કે: બંગાલી ભાષામાં વપરાતા ઘણા શબ્દો સંસ્કૃત છે ને તે પણ ગુજરાતીમાં સામાન્ય પ્રચલિત સમજાય તેવા છે. ૨ આમાર' એટલે મ્હારી. ૩ તોમારિ એટલે તમારે.

" અહા-હા ! ઉંચે ઉદાર અનન્ત આકાશ છે અને નીચે કલ કલ નાદિની પતિત-પાવનિ મા તમે છો ! ભગવાન બીજે ક્યાં હશે ? મા, તમેજ ઇશ્વરની પૂર્ણ મૂર્તિ છો. તમેજ મા સાક્ષાત્ પરમેશ્વરી છો !"

કિનારે ઉભા રહી પ્રતાપ શંકરની વાટ જોયા કરતા હતા. શંકર સન્ધ્યા વંદન કરી પવિત્ર થઇ કિનારે ચઢ્યો. પ્રતાપે તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ભિંજાયલાં વસ્ત્ર ધારણ કરેલા શંકરને પ્રતાપે પ્રેમપૂર્વક આલિંગન કર્યું. પ્રેમ-ગદ્‌ગદ્ કણ્ઠે, આનન્દપૂર્વક કહ્યું: " ભાઇ ! ત્હારી કૃપાથીજ મ્હારા જીવન-વ્રતનું ઉદ્યાપન થયું છે. આટલા બધાં દિવસ પછી મ્હારૂં જીવન સાફલ્ય થયું છે ! ધન્ય તમારી મિત્રતા ! મિત્રો હોય તો તમારા જેવાજ હોજો."

શંકર સુકું વસ્ત્ર બદલતાં બદલતાં સ્મિતહાસ્ય કરી બોલ્યો: "તમારૂં એકલાનુંજ જીવન-સાફલ્ય થયું નથી. મ્હારૂં જીવન પણ તમારી સાથેજ સાફલ્ય થયું છે. જે મનુષ્ય સ્વદેશને માટે પ્રાણ સમર્પણ કરી શકે છે અને તેમ કરી સ્વદેશને સ્વતંત્ર-સુખી બનાવે છે તેના જીવનને ધન્ય છે. તેનું જીવન સાફલ્ય થાય છે. આપણે તેમ કર્યું છે. બાલ્યાવસ્થામાં સુંદર વનમાં શિકાર કરતાં એક દિવસ આપણે જે વિચાર કરતા હતા તે તમને યાદ હશે. તે—"

પ્રતાપે તેને બોલતો અટકાવી કહ્યું: " ભાઇ ! હવે તે વાત કહી મ્હને શરમ પમાડતો નહિં. તે દિવસે જો પેલા બાણવડે તમે તમારૂં એક નેત્ર ઉખેડી નાંખ્યું હોત તો આજે હું કોની સહાયથી, કયા પ્રકારના સાહસથી પ્રબળ અત્યાચારી મોગલોનો દોર ઓછો કરી શકત ? તે વાત યાદ કરતાં મ્હારી છાતી ફાટી જાય છે ! હું સમજી શક્યો છું કે: તમેજ બંગ-માતાના સાચા સંતાન છો. એકાન્તમાં તમારી સાથે પ્રાણાનંદ ભોગવવાની ઇચ્છાથીજ હું અત્રે આવ્યો

છું. ભાઇ ! સમગ્ર ભરતખંડ શું એક હિંદુ રાજાના તાબામાં ન થઇ શકે ?"

શંકરે ક્ષણવાર વિચાર કરી ઉત્તર દીધો: "શા માટે ન થઇ શકે? અસંભ્ભવિત નથી, પણ જરા કઠિન ખરૂં."

પ્રતાપ: "કઠિનતા શી છે ? જુવોની, બાર વર્ષ થયાં આપણે બંગાલના રાજા થયા છીએ, પછી યત્ન કરીએ તો ભારત વર્ષમાંથી મોગલ રાજ્યનો અંત કેમ ન લાવી શકીએ ? "

શંકર: "યત્ન કરતાં અસાધ્ય કર્મ કશું નથી એ ખરૂં પરંતુ હજી આપણું એટલું પુણ્ય–બળ નથી કે જેથી આપણે મોગલોને સમગ્ર ભારત વર્ષમાંથી ન્હસાડી મૂકી એક છત્ર હિંદુ રાજ્ય સ્થાપી શકીએ. એને માટે ભગીરથ પ્રયત્ન કરવો પડે. મહાસાધન વિના તેમ બને નહિં. આ જન્મમાં આપણો જેટલો અધિકાર હતો તેટલું કરી આપણે બંગજનની પ્રત્યે ફરજ બજાવી ચૂક્યા છીએ. એક વખત બંગ ભૂમિને સ્વતંત્ર બનાવી છે. અન્ય જન્મે જો હિંદુ થઇને અવતરીશું અને તે સમયે સ્વદેશને માટે કઠોર તપસ્યા કરી જીવન ઉત્સર્ગ કરી શકીશું તો આપણી ઉચ્ચ આકાંક્ષા પરિતૃપ્ત થશે. "

ભાગ્યશાળી–પ્રતાપી–પ્રતાપાદિત્યે, બાવિશ અમીર સાથે મહા યુદ્ધ કર્યું તેમાં તેમને વિજય–લાભ થયો. તેમની એ કીર્તિ–કથા બંગાલાનાં ગામે ગામ અને નગરે નગરમાં પ્રચલિત થઈ ગઇ. આ સમયથી જ તેઓ સૌભાગ્યની સીમાએ પહોંચ્યા. આ સમયથી ત્રણ ચાર વર્ષ પર્યંત તેમણે બંગાલાનું રાજ સિંહાસન વિના ઉપદ્રવે ભોગવી પ્રજાજનોની પ્રીતિ, શ્રદ્ધા અને કૃતજ્ઞતા પ્રાપ્ત કરી. એ ત્રણ ચાર વર્ષના અરસામાં યુદ્ધ વિગ્રહ, રક્તપાત અને અશાન્તિ જેવું કશું જણાયું નહિં. અકબરશાહે જાણે બંગાલાની આશા સંપૂર્ણરૂપે છોડી દઇ

એકરીતે નિશ્ચિંત થઇ બેઠા હતા. તેમના જીવન સમયમાં બંગાલાનું મેહેસુલ તેમને નહિંજ મળે એવો તેમને દ્રઢ નિશ્ચય થયો હતો !

પરંતુ હાય ! સમય પૂર્ણ થયો. કાલનો વિચિત્ર મહિમા બદલાયો ! તે સાથેજ બંગાલીઓનો ચિર–સૌભાગ્ય–સૂર્ય અસ્તાચલ પર જવાની સૂચના આપવા લાગ્યો !

બાવિશ અમીરો સૈન્ય સહિત યુદ્ધમાંથી ન્હાઠા હતા તેમાંનો એક અમીર બંગાલામાં સંતાઇ રહ્યો હતો. તે ગુપ્ત રહીને સચોટ બાણ મારવાનો અવસર શોધતો હતો.

# અષ્ટાદશ પરિચ્છેદ.

## કુમાર કે કુલજાનિ ?

ઉડિષ્યાના રાજમાર્ગમાં એક પ્રૌઢા વિધવા સાથે એક અતિ સુંદર યુવતી વાર્તાલાપ કરતી કરતી ગાયન કરી રહી છે.

વિધવાએ પૂછ્યું: " પુરૂષોતમમાં અનેક દિવસો વ્તીત થઇ ગયા. દેવતા–દર્શન કેવાં થયાં કહે જોઉં ? "

કુલે ઉત્તર દીધો: " આપણે તો દેશમાં પાછાં ફરીએ છીએ. આટલા બધા દિવસ પછી એકાએક એ વાત ક્યાંથી ? "

વિધવાઃ " મ્હારા મનમાં તો રાત દિવસ એ સુંદર મૂર્તિ રમી રહી છે. અહા ! એનું કેવું ભુવન મોહન રૂપ ? નેત્રો બંધ કરી એક વાર તેનું ધ્યાન ધર જોઉં. બેન ! હમણાંજ હૃદયમાં જ્યોતિનાં દર્શન થશે ! "

કુલઃ " માતાજી ! તમે ભાગ્યવતી, પુણ્યવતી, અને ધર્મપરા-

યણુ છો, તેથીજ સાક્ષાત્ નારાયણુ ભુવન મોહનરૂપે તમારા હૃદયમાં વિરાજમાન થઈ રહ્યા છે. મ્હારાં એવાં પુણ્ય ક્યાંથી કે હું તેનાં દર્શન કરૂં ?"

વિધવાઃ "અવસ્ય ત્હને તેનાં દર્શન થશે. બેટી ! તું એક વખત ભક્તિ ગદ્‌ગદ્‌ અમૃત કણ્ડે તેની પ્રાર્થના કર જોઉં ! હું પેલા વૃક્ષની છાયામાં બેસી વૈકુણ્ઠનાથ ત્હને દર્શન આપે એવી પ્રાર્થના કરૂં છું."

તે સમયે જન-શૂન્ય વિશાળ રાજમાર્ગની એક બાજુમાં વૃક્ષ નીચે બેસી કુસુ અમૃતમય કણ્ઠે અમૃતવર્ષા વર્ષાવવા લાગી. તે સાંભળી વૃદ્ધ વિધવાનાં નેત્રમાંથી દડ્‌દડ્‌ આંસુ પડવા લાગ્યાં. ભગવાનનું નામ સાંભળી તેનું હૃદય રડવા લાગ્યું. કુસુ ગાતી હતીઃ—

केशव कंसारि, भव भय—हारि हे ।
अनघ अच्युत, त्रिभंग मुरारि हे ।
युगे युगे अवतरि, भु—भार नाश'हे हरि ।
भक्तवत्सल रुप धरी, नाना लीला करो हे ।
चिदानन्द मय तुमि,* अखिलेर अन्तर्यामी,
कि नामे पूजिब आमि बुझिते ना पारि हे ।
कराओ सकालि तुमि, भावि नाथ ! करि आमि,
तुमि किन्तु कर्म—स्वामी, कारण सबारि हे ।

ઉપરોક્ત બન્ને રમણીઓ કેટલાંક વર્ષથી અનેક તીર્થ-ક્ષેત્ર કરી પુરૂષોત્તમ (શ્રી જગન્નાથમાં)થી બંગાલામાં પાછાં ફરતાં હતાં. તે સમયે

* તુમિ એટલે તમે. ! આમિ એટલે હું.

એક એક તીર્થ ક્ષેત્ર કરતાં પાંચ છ માસ વીતી જતા.

વિધવા: "કુલ ! વાત કહો બેટા ! ગુપચુપ ચાલો છો શા માટે? અતિશય તાપ લાગે છે ખરૂં ! શ્રી ક્ષેત્રના રસ્તામાં બહુ તાપ લાગે છે. પહેલાં હું એક વખત આવી ત્યારે સાથે કેટલાક યાત્રાળુઓ હતા. તડકામાં રસ્તે ચાલતાં એક જગ્યાએ બેભાન થઇ પડી હતી! આવ બ્હેન, આવ, ત્હારૂં મ્હોં બહુ સુકાઇ ગયું છે. આવ, મ્હારા લુગડાના છેડા વડે ત્હારૂં મ્હોં લુછી નાંખું."

વિધવા વૃદ્ધાએ પોતાના લુગડાના છેડા વડે કુલનું સુકાઇ ગયેલું મલિન મુખ લુછી નાંખ્યું. તે બોલી: "બેટા રે! ભગવાને ત્હને મેળવી છે તેથીજ હવે છેલ્લી અવસ્થામાં જેમ તેમ ટકી રહી છું. તું મ્હને છોડી જઇશ નહિ હોં બેટા?"

કુલ: "માતા! ઓ માતા! એ શું બોલો છો મા! હું તો તમારીજ કન્યા છું. હું હવે કયાં જઈશ? વચમાં એક વખત ગઇ'તી ખરી પણ હવે નહિ જાઉં."

વૃદ્ધા: "ચાલ ત્યારે, આ વખતે પાછાં જઈ આપણે જમાઇને શોધી લાવીએ. શું યુદ્ધ હજી બંધ નહિ પડયું હોય? અહા! જબરો વીર પુરૂષ! ધન્ય એની વીરતા! કેવળ માર, કાપ, એજ જેનું ધ્યાન."

કુલ ગુપચુપ રસ્તો પસાર કરવા લાગી. તે મનમાંજ વિચારવા લાગી. "અહા! આ સરલ પવિત્ર બ્રાહ્મણી, માતાની પેઠે મ્હારા ઉપર સ્નેહ રાખી મ્હારૂં પ્રતિપાલન કરે છે. મ્હારી ઉમ્મરની કન્યા ગુમાવી બિચારી ગાંડી જેવી બની પ્રત્યેક તીર્થમાં ફરતી ફરે છે, મ્હને મેળવ્યા પછી એના જીવને કંઇક શાંતિ થઇ છે. મ્હારો વળી પતિ કયાં છે? અહા! એ તો જાણે છે કે મ્હારો પતિ યુદ્ધમાં ગયો છે તે સત્વર પાછો ફરશે! મ્હારો પતિ? અહા! પતિ શબ્દ કેવો મધુર

લાગે છે ! આ જીવનમાં તો તે મેળવી શકી નથી. આ જીવન તો નિષ્ફળ થયું ! ”

કુલે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

માર્ગની એક દિશામાં મ્હોટું ખેતર જણાય છે. ખેતરની પેલી દિશામાં ઘનઘોર જંગલ આવેલું છે. વૃદ્ધાએ કહ્યું: “આવ બેટા કુલ ! મ્હારી પાસે આવ. આ રસ્તો બહુ ખરાબ છે. અહિં લૂંટારાઓનો ભય છે.”

કુલઃ “આપણી પાસે શું છે કે લૂંટારા લઇ જશે મા ?”

વૃદ્ધાઃ “બીજું તો કાંઇ નથી પણ બેટા ! આ ત્રિભુવનમોહનરૂપ તો છે ! ત્હારો સોનાની મૂર્તિ જેવો સુંદર દેહ જો કોઇ મ્હારૂં હૃદય દાઝવી લઇ જાય તો પછી હું શી રીતે જીવી શકું બેટા ? ચોર-લૂંટારાઓ ધનની ચોરી કરે છે ખરા પરંતુ રૂપ ઉપર પણ તેમની નજર કાંઇ ઓછી નથી ! કેટલો ભય પામતાં પામતાં ત્હને લઇ આવું છું તે તો મ્હારો જગન્નાથજ જાણે છે ! કહે જોઉં બેટા ! તું શામાટે અહિં આવી’તી ?”

કુલઃ “કેમ મા ? મ્હારે ન આવવું ?”

વૃદ્ધાઃ “તીર્થમાં આવવાનું કોણ ના કહે છે પણ બાળ-બચ્ચાં થાય, વેવાઇ-વેવણનો લાવો લેવાય, પુત્ર-પુત્રીનાં સંતાન-સંતતિનું સુખ જોઇએ, ઘર-સંસારનું ખુબ સુખ જોઇએ, પછી ધોળા વાળ થાય ત્યારે પતિ સાથે તીર્થ કરવા જવું.”

કુલઃ “મ્હારે માટે તો તીર્થક્ષેત્રજ યોગ્ય છે. મ્હારે વળી પતિ કેવો ? તે આશા તો રણાંગણમાંજ પૂરી થઈ છે. નારાયણ ! જેવી ત્હારી ઇચ્છા.”

કુલ નિઃશ્વાસ નાંખતી ચાલતી હતી. સખ્ત તાપમાં વિશાળ

ખેતર ઉપરથી અગ્નિની કણાઓ લઇ પવનદેવ વહી રહ્યા હતા. તેમાં કુલના નિઃશ્વાસ મળી જતા હતા.

કુલજાનિએ રાજમહલથી આવી પ્રતાપાદિત્ય પાસેથી ઇનામ મેળવ્યું હતું એટલું અમારા વાંચકો જાણે છે, તે પછી કુલજાનિના જીવનમાં જે કાંઇ બન્યું હતું તેનું સંક્ષેપ વૃત્તાન્ત અત્રે લખવામાં આવે છે.

કુલજાનિ દૂરદર્શી બુદ્ધિમતી હતી. તેણે જાણ્યું કેઃ સૂર્યકાન્તની પાસે રહેવાથી કદાચ તે વ્રત ભ્રષ્ટ થશે. કદાચ તે દેશપ્રેમ ભૂલી જઇ મ્હારા પ્રેમમાં લુબ્ધ થઇ જીવનને તુચ્છ બનાવશે, કદાચ વીર-વ્રત ભૂલી જઇ તે મ્હારા સુંદર રૂપની પૂજામાં મસ્ત બનશે, તેમ થશે તો દેશના શત્રુઓને દૂર ન્હસાડશે કોણ ? પ્રતાપ, શંકર અને સૂર્યકાન્ત, એ ત્રણની ત્રિપુટી મળીને એક અંગ થયું છે. એક જણ તેમાંથી દૂર થાય તો મહાવ્રત નિષ્ફળ થાય. તેથીજ કુલજાનિએ પોતાનો સ્વાર્થ ત્યાગ કરી દેશના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ માન્યું હતું. તેથીજ તેણે નિશ્ચય કર્યો હતો કેઃ "સૂર્યકાન્તનું પતન થવાનો સંભવ હોય તેવું કાર્ય હું કદી પણ કરીશ નહિ. મ્હને પતિનું ગૃહસંસારનું અને સંતતિનું સુખ નહિ મળે તેની જરા પણ દરકાર નથી. હું એવું ક્ષણિક-તુચ્છ સુખ ભોગવી સંતોષ પામું તેના કરતાં એમના વીર-પરાક્રમથી સમસ્ત દેશ ચિરકાલને માટે સુખ ભોગવે, જનની જન્મભૂમિ સ્વતંત્ર થાય અને દેશબંધુઓ ચિરકાલ પર્યંત સુખ-વિભવ ભોગવે એજ ઉત્તમ છે. મ્હારા એકના સુખને ભોગે અનેક દેશબંધુઓને સુખ થાય તો તેજ માર્ગ ગ્રહણ કરવો મ્હારે માટે ઉચિત છે. દેશપ્રેમને ભોગે નારીપ્રેમ ઉચિત નથી. એક રમણીના પ્રેમમાં પડયા રહેવા કરતાં દેશપ્રેમમાં પડ્યા રહેવું એજ વીર-પુરૂષોને માટે ઉચિત છે. હું એમને દેશપ્રેમમાં મસ્ત થવાનો માર્ગ ખુલ્લો કરી આપીશ. ચારેક વર્ષ પર્યંત હું એમની પાસે જઇશ નહિ."

ત્યારે શું તેનો પ્રેમ પદ-દલિત થયો છે? શું સૂર્યકાન્તે તેનું અપમાન કર્યું છે? તે વિચાર વાંચકોએજ કરી લેવો. અમે કહીશું નહિ.

જે કુલજાનિ આગ્રામાં તોરાબને ઘેર અત્યાચાર સહન કરી દુઃખી દુઃખી થઇ હતી, જેણે સૂર્યકાન્તનાં દર્શન કરતાંજ તેને આત્મ સમર્પણ કર્યું હતું, જેણે તેનેજ માટે આગ્રા જેટલે ઘણે વેગળેથી યશોહર પર્યંત ગમન કર્યું હતું, જેણે હૃદયના જુસ્સાથી પોતાની પ્રેમ-વાર્તા પોતાને મુખેથીજ સૂર્યકાન્તને નિવેદન કરી હતી, અને જેણે દેશના હિત માટે બંગાળાને નગરે નગર અને ગામે ગામ ફરી અંતે રાજમહલ જઇ કેદી બની હતી, જેણે બુદ્ધિબળનો ઉપયોગ કરી મોગલોના ભયંકર કેદખાનામાંથી પાંચસો કેદીઓ સાથે શંકરનો ઉદ્ધાર કર્યો હતો તેજ એ કે? તેજ હાસ્યમયી, શોભામયી, હાસ્યમુખી, વિશાળ લોચના, કરૂણહૃદયા બાલિકા-પરી કે? તેજ વિપદ્‌માં સ્થિર, દુઃખમાં અચંચળ, કાર્યમાં સિંહ સમાન બળવાન કુલજાનિ કે?

જો તેજ હોય તો પછી સ્વદેશ પ્રત્યે અત્યારે તેના વિચારો પૂર્વના જેવા કેમ જણાતા નથી? શું તેના મનમાંથી સ્વદેશપ્રેમનો રંગ ઉતરી ગયો છે? શું કુલજાનિનું મન બદલાઇ ગયું છે?

કુલજાનિ જે દિવસે પ્રતાપ પાસેથી ઇનામ લઈ આવી હતી તેને બીજેજ દિવસે એક વૃદ્ધા-બ્રાહ્મણી સાથે તીર્થ-યાત્રા ચાલી ગઇ હતી, પરંતુ તે વાત કોઇ જાણતું નહોતું. પુરૂષના વેશમાં પ્રખ્યાત થયેલો કુમાર તેજ કુલજાનિ હતી એ કોણ જાણે?

કુલજાનિ યશોહર આવી ત્યારે મહાયુદ્ધના સમાચારો તેના જાણવામાં આવ્યા. તેણે સાંભળ્યું કેઃ મોગલો વારંવાર પરાજિત થવા છતાં પણ તે વિચાર પડતો મૂકતા નથી. થોડા સમયમાંજ તેઓ પુનઃ ચઢી આવવાના છે. કુલજાનિ સૂર્યકાન્તને મળી નહિ પણ તેણે મનમાંજ કંઇક સંકલ્પ કર્યો.



## ઉનવિંશ પરિચ્છેદ.

### માનસિંહની ચઢાઇ.

શહેનશાહ અકબર મરણ-પથારીએ સૂતા છે. હવે તેમના જીવનની આશા નથી. તેમના સિંહાસન ઉપર તેમના પુત્ર-પૌત્રની લોલુપ દ્રષ્ટિ પડી છે. બે દિવસ પછી તેમનો આયુષ્ય-રવિ અસ્ત પામશે, છતાં તે માટે કોઇને શોક કે ઉત્કંઠા નથી! કોઇને કાંઇ શોક કે ઉત્કંઠા હોય તો તે માત્ર તેમના સિંહાસનને માટેજ છે. શહેનશાહ-પુત્ર સલિમ અને સલિમ-પુત્ર ખુસરૂ-પિતા અને પુત્ર-એ બન્ને રાજસિંહાસન પ્રાપ્તિને માટે, પરસ્પર એક બીજા ઉપર અતિ દ્વેષ-હિંસા દર્શાવી રહ્યા છે. માનસિંહ વગેરે ઉચ્ચ પદાધિકારીઓએ પ્રથમ ખુશરૂનો પક્ષ લઇ તેને પિતામહના સિંહાસનપર અભિષિક્ત કરવાનો યત્ન કર્યો હતો પરંતુ તેમ થવાથી રાજ્યમાં ભયંકર બળવો-અરાજકતા થવાના ચિહ્નો જણાયાં હતાં. પરિણામે, સલિમનોજ જય થયો. અકબરશાહના મૃત્યુ પછી તેજ ભારતના સિંહાસન પર બિરાજ્યા અને જહાંગીર નામ ધારણ કરી રાજદણ્ડ-ભાર ગ્રહણ કર્યો હતો.

અકબરશાહનું મૃત્યુ અને સલિમનું સિંહાસન પ્રાપ્તિ, એ બન્ને બનાવને લીધેજ પ્રતાપે કેટલાક વર્ષ પર્યંત નિર્વિઘ્ને બંગાલાનું સિંહાસન દીપાવ્યું હતું. એ સમય દરમ્યાન બંગાલીઓના સૌભાગ્યની સીમા ન હતી. પરંતુ હાય ! સમય પૂર્ણ થયો. સુખ પાછળ દુઃખ ડોકિયાં

કરે છે એ કથન પ્રમાણે બંગાળાના છેલ્લા વીર-નરરત્નનું પતન થયું. તેમ થવાથી સમસ્ત બંગાલી જાતિનું, બંગદેશના સમસ્ત હિંદુઓનું સ્વતંત્રતા રૂપી અમૂલ્ય-રત્ન, ચિરકાલને માટે અદ્રષ્ટ સમુદ્રમાં ડુબી ગયું ! પ્રતાપ બંગાળામાં સુખ શાંતિપૂર્વક રાજ કરતા હતા. તે અન્ય કોઇ રાજાને ઉપદ્રવ કરતા ન હતા, તેમ છતાં સિંહાસન ઉપર બેસતાંજ શહેનશાહ જહાંગીરે સૌથી પહેલાંજ બંગાધિપ પ્રતાપાદિત્યને રાજ્યભ્રષ્ટ કરવાનો સંકલ્પ કર્યો ! શા માટે ? માત્ર ઇર્ષા, માત્ર રાજલોભ, માત્ર વૈર ! તેમણે જોયું કે પિતા અકબરશાહના વખતમાં બંગ-વિજય માટે મોકલેલા કેટલાક મોગલસેનાપતિઓ અને બાવિશ અમીરો બંગાલામાં ગયા હતા પરંતુ તે સર્વે પરાજય પામી પાછા આવ્યા છે એટલુંજ નહિ પણ તેમના કૃત્યથી બંગવીર પ્રતાપનો પ્રતાપ અને ગૌરવ સર્વત્ર વૃદ્ધિ પામ્યું છે. જો તેનો નાદ નહિ ઉતારવામાં આવે તો કોઈ દિવસ ભારત-સિંહાસન ડગમગી જશે ! વખતે મોગલ-રાજકુલ ભારતમાંથી નષ્ટ થશે ! અનેક વિચાર કર્યા પછી તેમણે એક સરલ ઉપાય શોધી કાઢયો. રાજપુત-કલંક માનસિંહને તેમણે પ્રતાપાદિત્યનો પરાજય કરવા મોકલવાનું યોગ્ય ધાર્યું. માનસિંહે પ્રથમ ખુસરૂનો પક્ષ ગ્રહણ કરેલો હોવાથી સલિમની તેના ઉપર વિશેષ આસ્થા ન હતી, ઉલટું તે મનમાં ને મનમાં માનસિંહથી કંઇક ભય પણ પામતો. માનસિંહના તાબામાં વિશ હજાર સુશિક્ષિત રણકુશળ રાજપૂત સૈન્ય યુદ્ધ માટે સદા તૈયાર રહેતું. સલિમે વિચાર્યું કે: માનસિંહને પ્રતાપ સાથે યુદ્ધ કરવા મોકલવાથી બે ઉદ્દેશ્ય સિદ્ધ થાય એમ છે. એક તો, માનસિંહ પ્રતાપથી પરાજય પામે તો પોતાનો ગુપ્ત-શત્રુ અંતર્હિત થાય છે, અને કદાચ ભાગ્ય બળે જો માનસિંહ પ્રતાપ ઉપર વિજય મેળવે તો તેનો એક મ્હોટો

બહિર્શત્રુ વિનષ્ટ થઇ જાય છે ! તેને તો બે તરફથી લાભજ હતો. એમાંથી ગમે તે એક ઉદ્દેશ્ય સિદ્ધ થતાં તેની આશા, આકાંક્ષા અને ઉચ્ચાભિલાષા યોગ્યરૂપે ફળવતી થાય એમ છે.

સલિમે માનસિંહને ઉપર ઉપરથી સન્માન અને શિષ્ટાચાર બતાવી કહ્યું:

" વીરવર ! આ વિપદ સમયે માત્ર તમેજ મ્હારા સહાયક છો. પ્રતાપ જેવા પ્રબળ બંગીય શત્રુનું તમારા સિવાય કોઇ દમન કરે એમ નથી. જુવો, પિતાના સમયથી આજપર્યંત સોળ વર્ષથી બળવાખોર પ્રતાપનો પરાજય કરવા કેટલાએ ઉપાયો કર્યા, કેટલુંએ સૈન્ય મરાયું–કપાયું, મોગલ રક્તવડે બંગ–ભૂમિમાં નદી–પ્રવાહ વહ્યો પરંતુ આપણું કશું વળ્યું નહિં. પૂર્ણ તેજવડે, પૂર્ણ બળવડે, પૂર્ણ સ્વતંત્રતા વડે તે બંગીયવીર બંગાલામાં નિર્ભય રાજ્ય ચલાવી રહ્યો છે ! તેનો અહં-કાર, તેનું તેજ, અને તેની સ્વતંત્રતા ચૂર્ણ કરવા માટે તમારા સિ-વાય બીજો કોઈ સમર્થ નથી. તમારા સિવાય મોગલોની પ્રતિષ્ઠા કોણ જાળવશે ? "

સત્ય કહીએ તો માનસિંહ સિવાય એવો બીજો કોણ સ્વજાતિ-દ્રોહી, સ્વદેશ–વૈરી રજપૂત–કુલકલંક હોય ? એના જેવો સ્વધર્મ ત્યાગી, સ્વદેશની સ્વતંત્રતા ધ્વંશ કરનાર કુલાંગાર મોગલોને ન મળ્યો હોત તો બંગાળાનો–ભારતવર્ષનો સ્વતંત્રતા–સૂર્ય ચિરકાલને માટે અસ્ત થાત ખરો કે ?

દુર્ભાગ્ય ક્રમે આ સમયે બીજા પણ કેટલાક સ્વદેશ–દ્રોહી, પાપી નર–પિશાચ, મહારાજ પ્રતાપાદિત્યની વિરૂદ્ધ નાના પ્રકારની પ્રપંચ જાળ રચવા લાગ્યા હતા. એક બંગાલી કાયસ્થ–પુત્ર સમસ્ત બંગ–બિહાર અને ઉડિષ્યાનો સ્વત્તંત્ર રાજા થઇ બ્રાહ્મણાદિ સર્વ વર્ણ ઉપર અધિકાર

ભોગવે એ તેમને અસહ્ય થઇ પડયું ! કયે પ્રકારે એ ભાગ્યશાળી પુરૂષનું સર્વ–નાશ–સાધન કરી શકાય, કયે ઉપાયે આપણો દેશ, વિદેશી–વિધર્મીના હાથમાં સમર્પણ કરી નિશ્ચિંત થઇ શકાય, કઇ યુક્તિ–કૌશલથી સ્વતંત્રતાનો વિજય–મુકુટ વેગળો ફેંકી દઇ, પરંતત્રતાની કાંટાળી–મલિન માળા જનની જન્મભૂમિના ગળામાં પહેરાવી શકાય, તેવા યત્ન કરવામાં કેટલાક અભાગી દુષ્ટ હિંદુઓ રોકાયા ! એ દુષ્ટાત્માઓમાં ભવાનન્દ મજુમદાર નામક એક નર–પિશાચ સર્વેનો આગેવાન હતો. એ અકૃતજ્ઞ મહા પાપી પિશાચ પ્રતાપાદિત્યનો કૃપા પાત્ર સેવક હતો. તેનું શરીર પ્રતાપના અન્ન વડે હૃષ્ટપુષ્ટ થઇ વૃદ્ધિ પામ્યું હતું. પ્રતાપની કૃપાને લીધેજ તે કંગાલ અવસ્થામાંથી પાંચ માણસમાં આબરૂદાર ગણાતો હતો ! આ સમયે લાગ જોઇને પોતાના આશ્રયદાતા પ્રતાપના પગમાં કુહાડો મારવા તે પાપિષ્ઠ તૈયાર થઇ ગયો ! નિમકહરામ ભવાનન્દે બંગાલામાં સંતાઇ રહેલા મોગલ–અમીર સાથે મુલાકાત કરી, અને કયે ઉપાયે પ્રતાપનું સત્યાનાશ કાઢી શકાય તે સંબંધી સલાહ મસલત ચલાવવા લાગ્યો !

એ અમીરને વાંચકો ઓળખી શકયા છો કે ? એજ આપણો પૂર્વ–પરિચિત તોરાબઅલિ, એજ કુલજાનિ અને સૂર્યકાન્તનો શત્રુ તોરાબ !

તોરાબના ઘરમાંથી કુલજાનિ ગુમ થઇ ગયા પછી તોરાબે તેની ઘણી શોધ–ખોળ કરી પરંતુ તેનું હૃદય–રત્ન કયાંય પણ મળ્યું નહિ ! પ્રેમ–ભિક્ષુ તોરાબનાં નેત્ર આગળ રાતદિવસ કુલજાનિનું મનોહારક, સુંદર રૂપ તરવા લાગ્યું. તોરાબ કોઈ પણ રીતે કુલને ભૂલી શકયો નહિ. તેના ગુમ થયા પછી તે ઘણા દુઃખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. ક્રમે ક્રમે દિવસ પર દિવસો વીતવા લાગ્યા, તેમ તેમ તેના હૃદયનો ઘા સુકાવા લાગ્યો. કેટલેક દિવસે તેનું ચલિત ચિત્ત ઠેકાણે

આવ્યું. પુનઃ તે શિષ્યમણ્ડલને લઇ તેમને વિદ્યા-શિક્ષા આપવા લાગ્યો. ધીમે ધીમે બાદશાહના દરબારમાં પણ તેનો પગપેસારો થયો. ક્રમે તોરાએ અમીરનું ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું.

તે અનેક કામોમાં ગુંથાયો છતાં કુલજ્ઞાનિને ભૂલતો નહિ. વારંવાર કુલજ્ઞાનિનો મુખચંદ્ર તેના હૃદયાકાશમાં ઉગી નીકળતો. તે વખતે તે આત્મભાન ભૂલતો ! કુલજ્ઞાનિને તદ્દન ભૂલવા જેવી તેનામાં શક્તિ ન હતી. બંગ-દેશમાં આવવાનો લાગ શોધતાં ત્યાં આવી કુલજ્ઞાનિને શોધવાની તેની તીવ્ર ઇચ્છા હતી. અંતે તેને લાગ મળ્યો. આ સમયે તેણે સ્વહસ્તે સૂર્યકાન્તનો પ્રાણ સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી.

બરાબર એજ કુગ્રહપૂર્ણ મુહૂર્ત સમયે, શહેનશાહ જહાંગીરે માનસિંહને પ્રતાપાદિત્યનો પરાજય કરવા બંગ-દેશ તરફ મોકલ્યો.

એ સમયે પ્રતાપના પેલા બે ગૃહ-શત્રુ કોચુરાય અને રૂપરામ બસુ માનસિંહને આવી મળ્યા. તેઓ તેને પ્રતાપની સર્વ ગુપ્ત-નીતિ કહેવા લાગ્યા. તે સાંભળી માનસિંહે અતિશય સંતુષ્ટ થઇ મનમાંજ કહ્યું કેઃ "ઠીક છે. સયોગ તો બહુ સારો મળ્યો છે. પ્રતાપનું પતન થવાનું હશે તો આ વખતેજ થશે ! કારણ અન્ય અનેક શત્રુઓને જીતી શકાય છે પણ જાતિ-શત્રુ-ગૃહ-શત્રુને જીતવું મુશ્કિલ છે ! પ્રતાપના મુખ્ય જાતિ-શત્રુ આ સમયે મ્હારે હાથ ચડયા છે ! આવોજ સુયોગ હું શોધતો હતો. ભગવાને કૃપા કરી તે શુભ સમય મેળવ્યો છે !"

માનસિંહે, દેશદ્રોહી, પાપી ચાણ્ડાલ કોચુરાય અને રૂપરામ બસુનો સારી પેઠે આદર સત્કાર કરી તેને પોતાની સાથે લીધા. તેમના આહાર-વિહાર અને વિલાસને માટે સારી પેઠે તજવીજ કરી તેમને ખુશી કર્યા. આ પ્રમાણે "અષ્ટ વજ્ર" એકત્ર થવાથી પ્રતાપાદિત્યનો પરાજય કરવાનું કામ બહુ સુગમ થઇ પડયું !

શહેનશાહપ્રેરિત વિશ હજાર રાજપૂત સૈન્ય ઉપરાંત માનસિંહે બીજા પણ કેટલાક હબસી અને મોગલ-સૈન્યને સાથે લીધું હતું. યુદ્ધની પુષ્કળ સામગ્રી એકત્ર કરવામાં આવી હતી. હાથી, ઘોડા અને નાના પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્ર અને ગોળી-ગોળા, બંદુક, તોપ વગેરે બંગ-વિજય માટે આગળ આગળ મોકલવામાં આવ્યાં. કોચુરાય વગેરે સાથે સલાહ મસલત ચલાવી. આ ચઢાઇ વખતે માનસિંહે એક નવીન યુક્તિ કામે લગાડી. પ્રતાપ પોતાના ફિરંગી સેનાપતિ રોડાની સહાયથી નૌકા-બળમાં ચઢીઆતા ગણાતા હતા. તે ફિરંગીની ચતુરાઈ-યુદ્ધ કુશળતાને લીધેજ અત્યાર પહેલાંના મોગલ-સેનાપતિઓ જળ માર્ગે ચઢાઇ લઇ ગયેલા તેમાં તેઓ છિન્ન-ભિન્ન થઇ પરાજય પામ્યા હતા. તે બનાવ ધ્યાનમાં લઇ માનસિંહે આ વખતે જળ-માર્ગ છોડી દઇ સ્થળ-માર્ગેજ પ્રતાપના રાજ્યમાં પ્રવેશ કર્યો. હજારો મજુરોની સહાયતાથી એ માર્ગ ત્વરિતગતિએ સ્વચ્છ કરવામાં આવ્યો હતો.

પ્રથમની પેઠે આ વખતે પણ પ્રતાપાદિત્યે માનસિંહને આગળ વધવામાં વિઘ્ન નાંખ્યું નહિ. તેને પોતાના રાજ્યમાં આગળ વધવાજ દીધો. તેમના મનમાં ખાત્રી હતી કે: પહેલાંની પેઠેજ આ વખતે પણ લાગ જોઈ માનસિંહ ઉપર હુમલો કરી તેને યમ-સદનમાં પહોંચાડી દઇશ, તેમજ તેના સૈન્યને દૂર સુધી તગેડી મુકીશ !"

પરંતુ હાય ! સર્વે સમયે એક પ્રકારની નીતિ ફળપ્રદ થતી નથી. આ સમયે પ્રતાપના દૃઢ સંકલ્પ ઉપર અદૃષ્ટે ગુપ્ત રીતે અતિ નિષ્ઠુર ત્રાસદાયક હાસ્ય કર્યું હતું !





## વિંશ પરિચ્છેદ.

### ઘર-ભેદુ કેચુરાય!

પ્રતાપાદિત્યને શી ખબર કેઃ તેના સૌભાગ્ય ઉપર ઇર્ષાન્વિત થઇ, તેના ઉપર વૈર લેવા માટે, કેટલાક સ્વદેશદ્રોહી, પાપિષ્ઠ, દુષ્ટાત્માઓ માનસિંહને જઈ મળ્યા છે! તેમના જાણવામાં આવ્યું નહિ કેઃ ઘરનું છિદ્ર ઉઘાડું પાડવા અને તેમની નીતિ-જાળ છિન્ન કરવા માટે કેટલાક મહા પાપીઓએ કમરકસી છે! તેમને ખબર ન હતી કેઃ તેમની પરમારાધ્ય-પરમપૂજ્ય-જનની જન્મભૂમિને-સુવર્ણમય બંગાલાને-મોગલોના હાથમાં સોંપી દેવા માટે કેટલાક હીન-મતિનાં નર-પિશાચ અત્યાર પહેલાં ઘણે વેગળે સુધી પહોંચી ગયા છે! તેઓ તો નિશ્ચિંત જીવે, પૂર્ણ ઉત્સાહ ઉદ્યમથી સમ્મુખ રહી ઉપસ્થિત યુદ્ધની રહામે થવાની તૈયારી કરી રહ્યા હતા, પણ બીજી તરફ કેટલાક શયતાનોએ વિવિધ પ્રકારની કપટકળાઓનો ઉપયોગ કરી તેમનું સ્વદેશ-સ્વતંત્રતા રૂપ દેવમંદિર ભાંગી ચૂર્ણ કરવાનો ઉદ્યોગ કર્યો હતો!

માનસિંહ જે સમયે અગણિત સૈન્ય-સામગ્રી લઇ બંગાલના ચાપડા નામક સ્થાને ઉપસ્થિત થયો તે સમયે વર્ષાદનું વિશેષ જોર હતું. માર્ગ, ઘાટ, હાટ, ખેતરો વગેરે સર્વે જળ જળાકાર થઇ રહ્યાં હતાં. તે સમયે ખોરાકની ઘણીજ તંગી પડતી હતી. " શું ખાવું "

"શું ખાવું" કહી સૈનિકોમાં હાહાકાર થઇ રહ્યો ! માનસિંહે યોગ્ય પ્રમાણમાં રસદ સાથે લીધી હતી તે સ્થળ માર્ગે, સ્થળે સ્થળે માર્ગ દુરસ્ત કરતા વિલંબ થવાથી ખૂટી પડયો. એ સમયે માનસિંહ મ્હોટા વિચારમાં પડી ગયો ! પોતે જાતે શું ખાવું અને લશ્કરને શું ખવડાવવું ? આ વિચારમાં તે ભાન ભૂલી ગયો ! એક વખત ધાર્યું કે: " લાવ, પાછો ચાલ્યો જાઉં. બીજી વખત જોઇ લેવાશે." વળી બીજી વખત વિચાર્યું કે: "ના, ના, તેમ થાયજ નહિં." વળી પાછો વિચાર કરવા લાગ્યો કે: " ત્યારે શું આ અગણિત લશ્કર વગેરેને ખોરાક વગર મરવા દઉં કે ? " પોતે પોતાની મેળેજ ઉત્તર દીધો કે: "ના, ઠીક છે. બે દિવસ વાટ જોવી. ભવાનન્દ મજુમદાર શું કરે છે?"

સત્ય કહીએ છીએ કે: તે સ્વદેશદ્રોહી, દુષ્ટાત્મા ભવાનન્દેજ આ વખતે માનસિંહને મહાન વિપદમાંથી ઉગાર્યો ! તે પાપીએજ " ગોવિંદ દેવની મૂર્તિ પ્રતિષ્ઠા " કરવાને બ્હાને–લાખો ગરીબોને ભોજન કરાવવાને બહાને પ્રતાપનો આજ્ઞાપત્ર લઇ તેણે થોડા દિવસમાંજ પર્વત જેટલી અનેક અન્ન સામગ્રી એકત્ર કરી દીધી ! અને દેવમૂર્તિની પ્રતિષ્ઠાને બદલે તે મહા પાપીએ સમસ્ત અન્ન સામગ્રી તેના ઇષ્ટ દેવતા માનસિંહ–મોગલોના ચરણમાં સમર્પણ કરી કૃતાર્થ થયો !

જે દારૂણ દુઃખને સમયે, અન્ન વિના મોગલ સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો હતો ! જે સમયે બંગ–વિજયની આશા આકાશ કુસુમવત્ જણાતી હતી, તેજ સમયે માનસિંહને તેના ભક્ત પાસેથી અતિશય આહાર–સામગ્રી મળી ગઇ, તેથી તે અપાર આનંદ સાગરમાં સ્નાન કરવા લાગ્યો ! તેણે આદરપૂર્વક ભક્તને આલિંગન દઇ કહ્યું: "ભાગ્યશાળી નર–રત્ન ! પ્રથમ કાર્યમાં વિજય મેળવવા દે. ત્હારૂં ઇનામ મ્હારા હૃદયમાં કોતરી રાખ્યું છે !"

એક તરફથી દેશદ્રોહી ભવાનન્દ, બીજી તરફથી "ઘર-ભેદુ વિભીષણ"-પેલો દુષ્ટાત્મા કોચુરાય અને પ્રતિહિંસાની સાક્ષાત્ મૂર્તિરૂપ રૂપરામ, એ સર્વ ક્ષણે ક્ષણે માનસિંહના કાનમાં ઇષ્ટમંત્ર કહી રહ્યા છે, તેથીજ વારંવાર કહેવું પડે છે: એ દેશદ્રોહી, મહાપાપી "અષ્ટ વજ્ર" એકત્ર થયા ન હોત તો કોની મગદૂર છે કે: "બંગાળના છેલ્લા વીર "પ્રતાપાદિત્યને" પરાજય કરવા સમર્થ થાત !"

માનસિંહ ક્રમેક્રમે યશોહર નજીક આવી પહોંચ્યો. યમુનાથી થોડે છેટે વિશાળ છાવણી નાખી રાજનીતિના નિયમ પ્રમાણે તેણે બંગાધિપ પ્રતાપાદિત્ય પાસે, તરવાર અને લોખંડની બેડી સહિત એક દૂત મોકલ્યો.

આ વખત દૂતની સાથે એક પત્ર પણ મોકલવામાં આવ્યો હતો. પત્રમાં અમીરોની પેઠે લખ્યું હતું કે: "અમારા કેદી થાઓ કે યુદ્ધ કરો."

ગંભીર સ્વભાવના પ્રતાપે અતિ ગંભીર મૂર્તિ ધારણ કરી જરા ગુસ્સા ભરેલે કણ્ઠે કહ્યું: "દૂત ! તું જઇને ત્હારા રાજપૂત કુલકલંક સેનાપતિને કહેજે કે: હિંદુઓ મરવાથી ડરતા નથી. મરણને તો તેઓ હસતાં સહતાં આલિંગન કરે છે પરંતુ મોગલોનાં ચરણની રજ મસ્તકે ઉઠાવી તમારી પેઠે કલંક લઇ જીવવું અમને પસંદ નથી ! તમે આત્મ-ગૌરવ ભૂલી, વિશુદ્ધ આર્યત્વને તિલાંજલિ આપી, મોગલોને પોતાની વહુ-બેટી સમર્પી છે અને તેમની કૃપાથી સુખ-વિલાસ ભોગવો છો તે જીવતાં જીવત નરકમાં પડયા છે એવું અમે માનીએ છીએ ! ધર્મને લાત મારી, પરધર્મને ચહાનાર પાપીઓનાં મ્હોં જોવાથી પણ પાપ થાય છે ! કહેજે કે: તમારા જેવા કુલાંગાર-બુદ્ધિ ભ્રષ્ટને રાજપૂત કહેતાં પણ અમને શરમ આવે છે અને તમારા જેવા નર-રાક્ષસોને ઉત્તર

આપવામાં અમે અમારૂં અપમાન સમજીએ છીએ! બેડી દૂર ફેંકી દે! હું ત્હારી તરવાર ગ્રહણ કરૂં છું. તેની આ તરવારથી તેનાજ શરીરના રક્તથી પૃથિવીને શીતળ કરી શકીશ! તેના જેવા ધર્મભ્રષ્ટ વન-પશુના લોહીનું પાન કરવા મા જગદમ્બા તૈયાર થઇ રહી છે! દૂત! જા કહેજે કે: અમે યુદ્ધ કરવા તૈયારજ છીએ. નમ્યું આપીશું નહિ. શરીરમાં રક્તનું એક ટીપું રહેશે, ત્યાં સુધી મોગલોના દાસ થઇશું નહિ!"

દૂતે જઇ માનસિંહને સંદેશો કહ્યો. પછી બાકી શું? થોડા સમયમાંજ બન્ને પક્ષ વચ્ચે યુદ્ધની તૈયારી થઇ. માનસિંહે વિવિધ પ્રકારની યુક્તિઓ રચી, જૂદા જૂદા સ્થાનમાં નાના પ્રકારની વ્યૂહ રચના કરવા માંડી. આ સમયે કોચુરાયે તેને સાવચેત કર્યો કે: "મહારાજ! સાવચેત રહેજો! હવે આગળ વધશો નહિ. થોડે વેગળે પેલી સુંદર યશોહર-પુરી જણાય છે તેની પૂર્વ દિશામાં પેલી વિશાળ ખુલ્લી જમીનનાં તળીયામાં પુષ્કળ દારૂ ભર્યો છે. આપ એ દિશામાં સૈન્ય લઇ જશો કે તુર્તજ ચતુર પ્રતાપ ક્ષણવારમાં, વિના યુદ્ધે સર્વને નષ્ટ કરી નાંખશે! ત્યાં ગયા કે પછી સૈન્ય સહિત તમારે બચવાની આશાજ ન રાખવી!"

"એ શું?" એમ કહી માનસિંહ જાણે આકાશમાંથી નીચે ન પડ્યો હોય તેમ આશ્ચર્ય ચકિત થઇ ગયો! "એ શું કહો છો? યુદ્ધનીતિમાં પ્રતાપ એટલો બધો હોંશિયાર છે? બહુ સારૂં થયું કે તમે મ્હને ચેતવ્યો. આજે તમે મ્હને જીવતદાન દીધું. હું જીવનપર્યંત તમારો ઉપકાર ભૂલીશ નહિ. એ ખુલ્લી જમીનમાં જવા માટેજ મ્હેં તૈયારી કરી હતી. સદ્‌ભાગ્યે આપે મ્હને બચાવી દીધો! આપની સહાયતા વગર મ્હારૂં અગણિત સૈન્ય નાશ પામત! ત્યાં જતાંજ પ્રતાપ

પૃથિવી નીચેનો દારૂ સળગાવી દેત. તેમ થવાથી કીડીઓની હાર પેઠે વિચરતું મ્હારૂં લશ્કર મરણ પામત ! અહા ! શું બંગાલીઓ આટલા બધા બુદ્ધિમાન છે ! આટલા બધા સુચતુર છે ! ”

કોચુરાયે ઉત્તર દીધોઃ “ મહારાજ ! આ તો હજી એક વિષય છે. એટલું જોતાંજ આપ પ્રતાપાદિત્યની બુદ્ધિની પ્રશંસા કરો છો પણ એવી પ્રપંચી નીતિ તો તેની સમગ્ર રાજધાનીમાં જોવામાં આવશે ! એવી નીતિને લીધેજ તેનું રાજ સુરક્ષિત થઈ રહ્યું છે ! જૂવો, પણે સ્હામે તેના કિલ્લાની ઉત્તર દિશામાં જુવો. તેની નીચેના સર્વ પ્રદેશમાં સુરંગો ભરેલી છે. તેની નીચે પણ પુષ્કળ પ્રમાણમાં દારૂ ભર્યો છે. કિલ્લાની દક્ષિણ દિશામાં મહાવીર યોદ્ધાઓનું અજેય પહાડી સૈન્ય રાખ્યું છે. એક એક યોદ્ધો એક સો મોગલોને ભારે પડે તેમ છે ! અને પશ્ચિમ દિશામાં મરણ-ભયને તુચ્છ માનનારા બંગીય-વીર સિપાહીઓ જાણે પત્થરનાં પૂતળાં હોય તેમ હાર બંધ ઉભાં છે ! તેથી આપ અધિક દૂર જશો નહિ. આ સ્થળે ઉભા રહીનેજ આપ સિંહનાદ કરો. શત્રુનો હુંકાર ધ્વનિ સાંભળતાંજ અહંકારી પ્રતાપ સ્થિર રહી શકશે નહિ. તુર્તજ તે પોતાનું સૈન્ય લઇ શત્રુના સૈન્ય-સાગરમાં કૂદી પડશે ! લાગ જોઇને આપ ઇચ્છાનુસાર કરી શકશો. ”

માનસિંહે કોચુરાયને જુસ્સાભેર આલિંગન કર્યું, અને કહ્યુંઃ “ ધન્ય છે તમારી બુદ્ધિને ! જો કોઈ પણ રીતે બંગ-વિજય થશે અને પ્રતાપાદિત્ય કેદી થશે તો તે તમારી કૃપાનુંજ પરિણામ જાણીશ. યુદ્ધ થઇ રહ્યા પછી તમારા ઉપકારનો જે કાંઇ બદલો આપવાનો છે તે શહેનશાહ સાથે વાર્તાલાપ થતાંજ તમે જાણી શકશો. તમે—”

કોચુરાયે તેને બોલતાં અટકાવી કહ્યુંઃ “ હમણાં તે વાત બંધ રાખો. પ્રતાપાદિત્ય સાથે યુદ્ધ કરતાં બહુ સાવચેત રહેજો એજ મ્હારી

પ્રાર્થના છે. એના બે મુખ્ય સેનાપતિઓ એના ડાબા-જમણા હાથ સ્વરૂપ છે. શંકર અને સૂર્યકાન્ત નામક જે બે બંગાલી-વીર યુવકો છે તે ઉત્તેજિત થતાં સાક્ષાત્ અગ્નિનારાયણજ જોઇ લેજો ! તે ક્ષણ વારમાં આપના હજારો સિપાહીઓને ભસ્મીભૂત કરી નાંખશે ! પ્રથમથી સર્વ વિષય નિવેદન કરી દેવો એજ મ્હારૂં કર્તવ્ય છે. અપરાધ ક્ષમા કરજો. ''

માનસિંહે આનંદપૂર્ણ હૃદયે કહ્યુંઃ '' ના, ના. તમારો તે વળી અપરાધ હોય ! એ પ્રમાણે ઉપદેશ આપવો એજ સાચા મિત્રનો ધર્મ છે. તમે મ્હારા કરતાં વયમાં ન્હાના હોવા છતાં મ્હેં તમારી શાથે મિત્રતા બાંધી છે. આશા છે કે તમે મ્હારા જેવા મિત્રનું કલ્યાણ કરી તમારા હૃદયની ઉદારતા દર્શાવી આપશો.''

મૂર્ખનો સરદાર, દ્વેષાગ્નિથી અંધ બનેલો દેશ દ્રોહી કચ્ચુરાય, માનસિંહનાં સ્વાર્થી શબ્દો સમજી શક્યો નહિ ! માનસિંહે પ્રપંચી રાજનીતિનો ઉપયોગ કરી મૂર્ખ કચ્ચુરાયને અનેક પ્રકારનો લોભ બતાવી છાપરે ચઢાવ્યો ! કચ્ચુરાયે પ્રતાપાદિત્ય સંબંધી બીજી પણ અનેક ગુપ્ત વાતો કહી દદી. અંતે તેણે કહ્યુંઃ

'' હજી એક વાત કહેવાની રહી જાય છે. મહારાજ ! આ દેશનાં સર્વ પ્રજાજનો પ્રતાપાદિત્યને ભવાનીનો વર-પુત્ર જાણે છે. સર્વ મનુષ્યો એમજ જાણે છે કેઃ માતા મહાકાલી યુદ્ધમાં અદ્રષ્ટ રૂપે પ્રતાપનું સેનાપતિત્વ ગ્રહણ કરે છે, તેથી સૈન્ય અને પ્રજાજનો પ્રતાપને સાક્ષાત્ દેવતા રૂપે માને છે. યુદ્ધક્ષેત્રમાં પ્રતાપ ઉભો રહે છે તે સમયે સૈન્ય જરાપણ ભય-વિહ્વળ થતું નથી. તેઓ જરાપણ મ્હોં પાછું ફેરવતા નથી, તેમના મનમાંથી મૃત્યુનું તો નામ નિશાનજ નીકળી જાય છે. તે સર્વ જાણે છે કે માતા કાલી દેવી તેમની સહાય કરે છે, ભવા-

નીનો વર-પુત્ર તેમની સાથે છે, તેથી દેવતા સ્હામે મનુષ્યો કેટલી ક્ષણ ટકી શકે ? એવા અટલ-અચલ વિશ્વાસથીજ ભાગ્યશાળી પ્રતાપ પ્રજાજનોના હૃદય ઉપર પોતાનું આધિપત્ય જમાવી શક્યો છે. માટેજ મહારાજ! આપ બરાબર વિચાર કરીને પ્રતાપના સૈન્ય ઉપર હુમલો કરજો.''

માનસિંહે કૃતજ્ઞતા સહિત ઉત્તર દીધોઃ " પુનઃ કહું છું કેઃ યુદ્ધમાં જય થશે તો તે આપની કૃપાનુંજ ફળ માનીશ.''

## એકવિંશ પરિચ્છેદ.

### નિરાશામાં આશાનું કિરણ!

યુદ્ધ શરૂ થતાં પહેલાં થોડીવાર આગમચજ પ્રતાપાદિત્યના જાણવામાં આવ્યું કેઃ જે કંગાલને તેમણે ક્ષુધા વખતે અન્ન અને તૃષા વખતે જળ આપી જીવન-દાન આપ્યું છે તેજ મહા અકૃતજ્ઞ, મહા-પાપી, દેશદ્રોહી, નરપિશાચ ભવાનન્દ મજુમદાર ઇર્ષાગ્નિથી પ્રજ્વલિત થઇ પોતાના વિરૂદ્ધ એક ટોળી ઉભી કરી રહ્યો છે. એટલુંજ નહિ પણ પોતાના વિરૂદ્ધ નાના પ્રકારના ષડ્યન્ત્ર રચી રહ્યો છે! તેજ ગુપ્ત રીતે માણસો મોકલી પોતાની યુદ્ધ નીતિ સંબંધી કચુરાયને સર્વ સમાચાર આપે છે અને તે દુષ્ટાત્માજ દેશની સર્વ આંતરિક અવસ્થા કચુરાય દ્વારા માનસિંહને જણાવી દે છે, અને તેણેજ વર્ષાદના દિવસોમાં અન્ન વગર ટળવળતી મોગલ સેનાને અન્ન આપી બચાવી છે-અરે! માનસિંહને અન્નદાન આપી તેણેજ તેને આટલે બધે સુધી પોતાની છાતી ઉપર લાવવાનું સાહસ કર્યું છે!

એક પળવારમાં પ્રતાપાદિત્ય તે સર્વ જાણી ગયા. તેમણે એમ

પણ જાણી લીધું કે: બંગાલી જીવનમાં મ્હોટું કલંક લાગી ગયું ! હવે એક ભગવાન સિવાય બીજું કોઈ તે મટાડી શકે તેમ નથી !

ગમે તેમ હો, પણ પ્રતાપ ભય પામ્યો નહિં. પ્રિયબંધુ શંકર સાથે સર્વ વિષય ઉપર ધૈર્ય રાખી વિચાર કર્યો. આ સમયે દુર્ભાગ્યે તેમના ગુરૂ શ્રીકૃષ્ણ તર્કપંચાનન મહારાજ પરલોકમાં સિધાવી ગયા હતા. પ્રતાપ અને શંકર વચ્ચે અનેક વાર્તાલાપ થયો. અંતે શંકરે કહ્યું:

" જો કે પાપિષ્ઠોએ જાણી જોઇને પરતંત્રતાની બેડીમાં જકડાવાની ઇચ્છા રાખી છે, જો કે આપણી સર્વ ગુપ્ત–યુદ્ધનીતિ માનસિંહ જાણવા પામ્યો છે, તથાપિ હજી પણ આપણને શંકા કરવાનું કારણ જણાતું નથી. મા યશોહરેશ્વરી આપણી સહાયતા કરશે. તેમનીજ કૃપાથી રહામે રહી યુદ્ધ કરવામાં આપણે માનસિંહને સૈન્ય સહિત નષ્ટ કરીશું. ચિન્તા કરશો નહિં. મા જગદંબાની પ્રાર્થના કરો કે તે સહાય થાય. "

બંધુના એવાં ઉત્સાહપૂર્ણ વાક્ય સાંભળી પ્રતાપના હૃદયમાં ધૈર્ય અને આશ્વાસન ઉપજ્યું. બીજે દિવસેજ તેમણે મા યશોહરેશ્વરીની ષોડશોપચારવડે પૂજા કર્યા પછી નિયમ પ્રમાણે યુદ્ધ જાહેર કર્યું.

ઉભય પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ બાઝયું. આવું ભયંકર યુદ્ધ અત્યાર પહેલાં બંગદેશમાં કદી પણ થયું હતું કે નહિં તેની શંકાજ છે: બંગાધિપતિ પ્રતાપાદિત્યની આજ્ઞાનુસાર મહાવીર શંકર અને સૂર્યકાન્ત, પૂર્વદેશીય સેનાપતિ વીર રઘુ, ફિરંગી બુદ્ધિકુશળ વીર રોડા, " ગુપ્ત સેનાપતિ " સુખા, ઢાલિપતિ મદન, કુમાર ઉદયાદિત્ય વગેરે રથિવૃન્દે અગણિત સૈન્ય લઇને માનસિંહ ઉપર હુમલો કર્યો. બન્ને પક્ષ વચ્ચે ઘનઘોર યુદ્ધ ચાલ્યું. રણવાદ્યે ગંભીર નાદ કર્યો.

ઘોડાઓનો હણહણાટ, હથિઆરોના ખણખણાટ, અને બંદુક તથા તોપોના ધમમમ, ધમમમ શબ્દ ધ્વનિ સાંભળી કાન બહેર મારવા લાગ્યા. ધૂળ અને ધુમાડાવડે ચારે દિશામાં અંધકાર છવાઇ ગયો ! કેવળ " મારો, મારો, કાપો, કાપો, મર્યો રે ! મર્યો રે ! " વગેરે ભયંકર શબ્દધ્વનિ સંભળાવા લાગ્યા. બંગીય વીર સૈનિકોની વીરતા આગળ આજે રાજપૂત વીર પુરૂષો પણ પરાજય પામશે એમ જણાતું ! બંગીય વીર સૈનિકોનાં ટોળેટોળાં અત્યંત ઉત્સાહથી શત્રુ વ્યૂહ ભેદ કરી ક્ષણવારમાં તો હજ્જરોને કાપી નાંખતા ! પ્રતાપના સૈન્યમાં પણ મર્યા નહિં એમ નહતું, પરંતુ તુલનામાં બહુ ઓછું હતું.

સમસ્ત દિવસ એ પ્રમાણે મહાયુદ્ધ થયા પછી રાત્રિનો સમય થયો. માનસિંહનું સૈન્ય પ્રથમથીજ થોડું થોડું પાછું હઠતું હતું, તે હવે વિશેષ હઠવા લાગ્યું. રાત્રિનો સમય હતો, તેમાં વળી તેઓ બંગાળાના રસ્તાથી બરાબર માહિતગાર નહતા, એવે સમયે બંગીય–સેનાના જુસ્સા ભરેલા હુમલાથી ભય પામી પોતાને નિરૂપાય જોઈ, માનસિંહે સાંકેતિક બંસી ધ્વનિ કર્યો અને તેજ ક્ષણે ઘોડાને સખ્ત એડ મારી ત્વરિત ગતિએ પાછાં પગલાં ભર્યાં. માનસિંહની સાથેજ અગણિત રાજપૂત, હબસી અને મોગલ સૈન્ય પણ પાછળ હઠયું !

વિજય–ઉલ્લાસ પામી " મા કાલી, મા કાલી, " શબ્દોચ્ચાર કરતી બંગીય વીર સેના તેમને ન્હસાડવા લાગી અને તેમને પાંચ ગાઉ દૂર મૂકી આવી પાછી પોતાને સ્થાને આવી સ્થિર થઇ.

બીજે દિવસે પ્રાતઃ સમયે પુનઃ સમરાનલ પ્રજ્વલિત થયો. એ દિવસે પણ બંગાલી વીર સૈનિકોએ અસાધારણ વીરત્વ દર્શાવી માનસિંહને સૈન્ય સહિત પાછો હઠાવ્યો !

આ પ્રમાણે કેટલાક દિવસ સુધી યુદ્ધ ચાલુ રહેવાથી માનસિં-હનું પુષ્કળ સૈન્ય મરાયું અને ઘાયલ થયું. ઘણા હાથી, ઘણા ઘોડા નિરર્થક થયા અને મરણ પામ્યા ! માનસિંહના હૃદયમાં બંગ–વિજ-યની આશા નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ. અંતે તેના મનમાં પણ એવોજ વિશ્વાસ ઉપજ્યો કેઃ " પ્રતાપ, મા ભવાનીના વર પુત્ર રૂપેજ જન્મ્યો છે. "

કોચુરાય અને ભવાનન્દ મજુમદાર વગેરે કુલાંગાર–દુષ્ટાત્માએ જોયું કેઃ સઘળું ધૂળ થવા બેઠું છે. તે સમયે ભવાનન્દે એક યુક્તિ રચી. કોચુરાયે પણ તેને " અતિ ઉત્તમ સલાહ " કહી તેના બરડો થાબડયો ! તેણે ઉત્સાહિત થઇ કહ્યુંઃ " યોગ્ય કહ્યું છે. એવાં આ-શ્વાસન–વાકયથી માનસિંહને ઉત્તેજિત કરવો જોઇએ નહિં તો કાર્ય સિદ્ધ થશે નહિં. "

દુષ્ટબુદ્ધિના ભવાનન્દની સલાહ પ્રમાણે કોચુરાય માનસિંહની છાવણીમાં ઉપસ્થિત થયો. હજી પ્રાતઃકાળનો સમય થયો નહતો. હજી પાછલી રાતનો થોડો અંધકાર પૃથિવી ઉપર છવાઇ રહ્યો હતો. હજી સર્વે નક્ષત્રો આકાશમાં અદ્રષ્ય થયાં નહતાં. હજી નિશાચરોએ પોતાની સર્વ શાળાઓ બંધ કરી નહતી ! છતાં કાર્યનું મહત્ત્વ સમ-જાવવા માટે કોચુરાય તે સમયે ઉપસ્થિત થયો હતો. તેણે જોયું કેઃ કપાળે હાથ દઇ માનસિંહ ગંભીર ચિન્તામાં નિમગ્ન થઇ રહ્યો છે. તે એક રૂપે બાહ્ય જ્ઞાન શૂન્ય જેવોજ બની ગયો છે !

થોડીવાર પછી બન્ને વચ્ચે વાતચિત શરૂ થઇ. ઉંડો નિઃશ્વાસ નાંખી માનસિંહે કહ્યુંઃ " મિત્ર ! અદ્રષ્ટ એજ સર્વનું મૂળ છે એમ સમજવામાં આવે છે. બંગાધિપ પ્રતાપાદિત્યનું અદ્રષ્ટ હજી પણ તેનાપર પ્રસન્ન છે. કોની મકદુર છે કે તેને સિંહાસન–ભ્રષ્ટ કરી

શકે ? આટલી વયમાં મેં અનેક યુદ્ધ કર્યાં છે, અનેક દેશપર જય મેળવ્યો છે, પરંતુ બંગાલી વીર પ્રતાપાદિત્યના જેવો અદ્‌ભૂત પરાક્રમશાળી વીર મ્હેં ક્યાંય પણ દીઠો નથી. ધન્ય છે એનું વીરત્વ ! ધન્ય છે એનું સાહસ ! ગમે તેમ પણ હવે મ્હારૂં તો મૃત્યુજ સમજવું ! કાં તો પ્રતાપને હાથે કે કાં તો જહાંગીર શાહને હાથે."

કોચુરાયઃ "એમ કેમ ? મૃત્યુનું કારણ ? "

માનસિંહઃ " યુદ્ધમાં જય મેળવવાની આશા નથી માટેજ ! યુદ્ધ કરીએ તો પ્રતાપ અથવા બીજા કોઇ પણ બંગ–વીરના હાથમાં જીવન સમર્પણ કરવું પડશે, અને પરાજિત થઇ દિલ્લી જાઉં તો બાદશાહ નક્કી મ્હને પ્રાણ દણ્ડની આજ્ઞા ફરમાવશે. એક સમયે કુમાર ખુશરૂનો પક્ષ લીધો હતો તેથી તેઓ મ્હારા ઉપર ગુપ્ત રીતે દ્વેષ રાખે છે. ખુશરૂ–પક્ષના અનેક માણસોને તેમણે નિષ્ઠુર ઉપાયે મરણ શરણ કર્યા છે ! આ વખતે તેઓ મ્હારી પણ એવીજ ગતિ કરશે. મનમાં મ્હોટી આશા હતી કે બંગ–વિજય કરી તેમના ક્રોધમાંથી મુક્તિ મેળવીશ, પરંતુ હાય ! વિધાતાના લખેલા લેખ કોણ મિથ્યા કરી શકે એમ છે ? "

કોચુરાયઃ ( સ્મિતમુખે ) ના મહારાજ, નિરાશ થશો નહિં. ધૈર્ય ધરો. તમારે હાથે એ મહાકાર્ય પરિપૂર્ણ થવાની મા યશોહરેશ્વરીની ઇચ્છા હોવાથી તેમણેજ તમને અત્રે તેડાવ્યા છે, એ વાત કહેવા માટેજ હું આ સમયે એકાંતમાં આવ્યો છું. આપના વિશ્રાંતિ–સુખમાં વિઘ્ન નાંખું છું."

માનસિંહ ! ના, ના, તમે એવું શું બોલો છો ? કોઇ પણ સમયે કોઇ પણ સ્થળે આવવા જવા માટે તમોને અધિકારજ છે. તમે જે કહેવા આવ્યા હોય તે સ્પષ્ટ રીતે કહો."

કોચુરાયે નાના પ્રકારનાં નખરાં કર્યાં પછી કહ્યું: " કાલે રાત્રે મ્હેં એક અદ્દ્ભૂત સ્વપ્ન જોયું છે. તેમાં જાણે મા યશોહરેશ્વરી મ્હારે ઓશિકે ઉભાં રહી કહેતાં હતાં કે: " રાઘવ ! રડે છે શા માટે? બસ, આટલા બધા દિવસ પછી ત્હારા પિતાની હત્યા કરનારને યોગ્ય દંડ મળશે ! મહાવીર માનસિંહજ તેને રાજભ્રષ્ટ અને કેદી કરશે. આટલા દિવસ હું પ્રતાપના પક્ષમાં હતી ખરી પરંતુ આજથી તેને છોડી દઇ કાલથી હું માનસિંહના પક્ષમાં આવી છું. તું જઇને માનસિંહને મ્હારી આ ઇચ્છા સંભળાવ અને આવતી કાલથી અતિ ઉત્સાહપૂર્વક યુદ્ધ ક્ષેત્રમાં ઉપસ્થિત થવા કહે. તેથી તેની મનોવાન્છના પૂર્ણ થશે. " તેથીજ કહું છું મહારાજ ! આપ નિરાશ થશો નહિં. આજથી ઉત્સાહપૂર્વક રણક્ષેત્રમાં ઉપસ્થિત થાઓ. નિશ્ચય વિજય-લક્ષ્મી આપને વિજયમાળ આરોપશે."

માનસિંહે આશ્વાસન ભરેલે અંતઃકરણે ભક્તિપૂર્વક જાગ્રત-દેવી મા યશોહરેશ્વરીને બે હાથે પ્રણામ કર્યાં. અનેક કારણોને લીધે માનસિંહને કોચુરાયના શબ્દો ઉપર વિશ્વાસ ઉપજ્યો. તેણે તેજ ક્ષણે માતાજીનું નામ દીધું અને " મા, મા. " શબ્દોચ્ચાર કરતાં કરતાં પોતાની જાતેજ ગંભીર રણ-તુરી વગાડી !

રણ-તુરી વગાડતાંજ છાવણીમાં મહા કોલાહલ મચી ગયો. સર્વે સૈનિકો ચકિત થઇ રણ-વેશ ધારણ કરી તૈયાર થયા. એક પછી એક તોપો છુટવા લાગી. ઝમ ઝમ કરતું રણવાદ્ય વાગવા લાગ્યું. સર્વ સૈનિકો એક સ્વરે: "જય, મહારાજ માનસિંહનો જય." બોલી આકાશ મેદિની ગજાવવા લાગ્યા.

---



## દ્વાવિંશ પરિચ્છેદ.

### ભારતનું ભાવી.

પ્રતાપે અકસ્માત રણુ-તુરીનો અવાજ સાંભળ્યો પણ તેનો અર્થ સમજાયો નહિં, તેથી તે જાણવા ઉત્કંઠિત થયા. થોડીવારમાં તેમણે પણ રાજમહેલના ઉચ્ચ શિખરપર ચઢી શંખનો ગંભીર નાદ કર્યો. પ્રસંગોપાત આવશ્યકતા જણાતાં તેઓ એ પ્રમાણે શંખ ધ્વનિ કરતા હતા. એ ધ્વનિ બે ગાઉથી પણ વિશેષ પર્યંત સંભળાતો. તે સાંભળતાંજ તેમનું ભક્ત-સૈન્ય યુદ્ધ-વેશ પહેરી સિંહનાદ કરતા તેમના સમક્ષ હાજર થતા.

આજે હજી અલ્પ રાત્રિ બાકી હોવા છતાં રાજમહેલમાંથી આ પ્રમાણે ભયંકર શંખ ધ્વનિ થતો સાંભળી પ્રતાપનું દેશભક્ત સૈન્ય એકદમ અસ્ત્ર-શસ્ત્ર સજી ભક્તિપૂર્વક મા ભવાનીને નમન કરી " જય, મહારાજ પ્રતાપાદિત્યનો જય " બોલતું ચારે દિશા કમ્પાવી મૂકવા લાગ્યું.

પ્રતાપ તત્ક્ષણાત શંકર અને સૂર્યકાન્ત સાથે સલાહ મસલત કરવામાં ગુંથાયા. તેમણે કહ્યું:

" કોણ જાણે કયા બળને ભરોંસે પેલા રાજપૂત કુળ—કલંકે આજે અસમયે રણુ—તુરીનો નાદ કરી યુદ્ધ કરવાની સૂચના આપી છે! ગમે તેમ હો, શત્રુ જ્યારે રણક્ષેત્રમાં આમંત્રણ કરે છે ત્યારે હવે ક્ષણનો પણ વિલંબ નહિં કરતાં તમે અગ્રસર થાઓ. હું એક

વખત માતા યશોહરેશ્વરીનાં દર્શન કરી હમણાંજ તમારી પાછળ આવું છું. ”

શંકર અને સૂર્યકાન્ત તત્ક્ષણાત સર્વ સૈન્ય—સામન્તાદિ લઇને યુદ્ધ ક્ષેત્રમાં ઉપસ્થિત થયા અને પ્રચણ્ડ પ્રતાપ દર્શાવી શત્રુ વ્યૂહ ભેદ કરી શત્રુ સૈન્યનો સંહાર કરવા લાગ્યા.

એકાએક પ્રતાપનું ડાબું નેત્ર વારંવાર ફરકવા લાગ્યું. તેમનું મન એકાએક ઉદાસ થઇ ગયું. જાણે કંઇક ગુમાવ્યું ન હોય અથવા ગુમાવવાની તૈયારી ન હોય! જાણે તે પુનઃ મળે તેમ નથી. એવા વિચારો તેમના મનમાં ઉદય પામ્યા.

મનમાં એવા વિચારો કરતા પ્રતાપે માતાજીના મંદિરમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાંજ માતાજીનાં ચરણ—કમળનાં દર્શન કરવાની તેમની મનેચ્છા હતી પરંતુ કેવું આશ્ચર્ય ? તે સ્થળે દ્રષ્ટિ કરતાંજ ચરણ—કમળ જણાયાં નહિં ! તે સ્થળે માત્ર પાષાણનો એક કડકો જણાય છે ! ત્યાર પછી તેમણે માતાજીના મુખ સ્હામે જોયું. અહા ! જે મુખ નિત્ય હસતું જણાતું તે આજે ભયંકર કેમ જણાય છે ! જે નેત્રમાંથી નિત્ય અમૃતની વૃષ્ટિ થતી ત્યાંથી આજે અગ્નિની જવાળા નીકળતી કેમ જણાય છે ! જે ઓષ્ટ નિત્ય સ્મિત હાસ્યમાં ફરકતા જણાતા તે આજે ક્રોધાવેશથી ઉપરના દાંતવડે દબાયલા કેમ છે ? માતાજી જાણે તેમના સ્હામે તીવ્ર કટાક્ષ કરતાં ગુસ્સામાં ઉભેલાં જણાય છે ! પ્રતાપે માતાજીના મુખથી તે પગ પર્યંત સર્વત્ર દ્રષ્ટિ ફેરવી લીધી. તેમણે જોયું કેઃ માતાજીનું ચૈતન્યમય શરીર જાણે ધીમે ધીમે નિસ્તેજ, ચૈતન્ય હીન થઇ પાષાણ રૂપ થઇ જાય છે ! એ સમયે તેમણે એક બીજો ચમત્કાર પણ જોયો કેઃ માતાજીનું મસ્તક ભેદ કરીને એક દિવ્ય જ્યોતિ અંતર્ધ્યાન થઇ ગઈ ! તે સાથેજ માતા-

જીનાં સર્વ શરીર અવયવો શરીરમાંજ અદ્રશ્ય થઇ જઇ કેવળ માત્ર એક મ્હોટો પાષાણુજ ત્યાં ઉભો કર્યો હોય તેમ થઇ રહ્યું !

પ્રતાપથી ચીસ પાડી કહેવાઇ ગયું: " ઓ મા ! હું આ શું જોઉં છું ? "

ભય, ભક્તિ અને વિસ્મયને વશ થઇ પ્રતાપ રડી પડયા. નેત્રમાં આંસુ સહિત તેમણે કહ્યું: " ઓ મા ! હું આ શું જોઉં છું ? મા, ચૈતન્યરૂપિણિ ! તું શું ચાલી ગઇ મા ? તું શું મ્હને છોડી ગઇ મા ? શું ત્હારી અવકૃપા થઇ મા ? વારૂ, તું જા, મા ! હું પણ ત્હારી પાછળજ આવું છું મા ! "

વીર પ્રતાપે આ વખતે મુક્ત કણ્ઠે રોદન કર્યું. રડતાં રડતાં તે પુનઃ બોલ્યા: "જા, મા, ત્યારે જા, બંગ ભૂમિનો ત્યાગ કરી જા ! આ રાજ્ય શ્મશાન થાઓ, એની શ્રી, શોભા અને સૌંદર્ય–સર્વ–નષ્ટ ભ્રષ્ટ થાઓ. દુર્ભાગ્ય બંગાળી જાતિનાં ! તેને જન્મોજન્મ પરજાતિનાં ચરણ તળાસવા દો ! તેમને પરસ્પર દ્વેષાદ્વેષીમાં, અહંકાર અભિમાનમાં મા મરવા દો ! જે જાતિમાં દ્વેષ અને કુસંપ છે તે જાતિ વિના અગ્નિએ બળી ભસ્મ થવી જોઇએ ! જે જાતિમાં જાતિ–પ્રેમ નથી, દેશ પ્રેમ નથી, સંપ નથી, તે જાતિ ઉપર અનેક પ્રકારનાં દુઃખ પડવાંજ જોઇએ ! જે જાતિમાં સ્વાર્થી ચાડીયાઓનું પ્રમાણુ વિશેષ છે તે જાતિ ચિર દરિદ્રતા ભોગવે એમાં આશ્ચર્ય શું ! ત્યારે તો જા, મા ! યશોહરેશ્વરિ ! હિંદુઓના હૃદયની ભક્તિ, શક્તિ, બળ, બુદ્ધિ, આશા, શ્રદ્ધા, એ સર્વસ્વ લઇને ચાલી જા મા ! મા ! એ જાતિ પુનઃ સ્વપ્ને પણ સ્વતંત્રતાનું મુખ ન જૂવે એવો શ્રાપ આપજે મા ! " મા જગદંબાના ધ્યાનમાં મસ્ત બનેલા પ્રતાપાદિત્ય મંદિરમાંથી બહાર નીકળ્યા. બહાર નીકળતાંજ મૂર્છિત થઇ પૃથ્વી પર પટકાઇ પડયા.

મૂર્છિત અવસ્થામાંજ તેમણે એક અદ્દભૂત સ્વપ્ન જોયું.

તેમણે જોયું કે, એક અપૂર્વ સુશોભિત વિમાન અદ્ધર લટકી રહ્યું છે. કોઇ નર–ચક્ષુએ એવી શોભા કદી જોઇ નહિં હોય, કેવળ ભવાનીના વર–પુત્રજ આજે તે માનવ ચક્ષુએ જોયું. તેમણે જોયું કે: માતાજીની વિશ્વમોહિની મૂર્તિવડે દશ દિશા ઉજ્વળ થઇ રહી છે અને માતાજી મૃદુ મૃદુ હાસ્ય કરી રહ્યાં છે ! માતાજીની તે જગદ્ધાત્રી, જગત્ પાલયિત્રી, કરૂણામય મૂર્તિ જોઇને પુણ્યવાન્ પ્રતાપાદિત્ય રડતાં રડતાં બોલ્યા કે: " મા ! હું આ શું જોઉં છું ? તું આવી કઠોર કેમ થઇ મા ? "

તે સમયે વિમાનમાંથી સ્વર્ગીય બંસી સ્વરે, અતિ કોમળ અને કરૂણા કણ્ઠે મા જગદંબાએ કહ્યું:

" વત્સ ! નિરાશ થઇશ નહિં. તું રાજ્યભ્રષ્ટ થશે ખરો પરંતુ મોગલો પણ આ રાજ્ય અધિક કાલપર્યંત ભોગવશે નહિં. ભારત-વર્ષની હિંદુ–શક્તિ અને આર્ય–સભ્યતાનું પુનર્દ્દીપન કરવા માટે, સ્વેત દ્વીપ જેટલે અતિ વેગળેથી ગૌર શરીરની સુસભ્ય જીવિત જાતિની એક ટોળી સત્વર આ સ્થળે આવી પહોંચશે. તેઓ એક હાથમાં સત્ય અને ન્યાય તથા બીજા હાથમાં કરૂણા અને વ્યક્તિગત સ્વતંત્રતા લાવી તેનું લ્હાણું કરી, તેઓ દેવતાની પેઠે, પ્રત્યેક ભારતવાસીની ભક્તિ પુષ્પાંજલિ ગ્રહણ કરશે. તે સમયે હિંદુઓ પરતંત્ર ગણાવા છતાં સર્વ પ્રકારની સ્વતંત્રતા–સુખનો આસ્વાદ લેશે. હિંદુઓનાં દર્શન, વિજ્ઞાન, કાવ્ય, સાહિત્ય, શિલ્પ, અને વાણિજ્યને ઉન્નત થવાના માર્ગો મળશે. ભારતવાસીઓ અત્યારે ધર્મ–રક્ષણની ચિન્તામાં દેહ ગાળી રહ્યા છે પણ તે ગૌરાંગ–પ્રભુઓ તેમના ધર્મનું રક્ષણ કરશે, અને તેમને ધર્મના કાર્યમાં ઘણી સહાય કરશે. જે જાતિના ધર્મનું

રક્ષણ થાય છે તે જાતિ અનંત કાળપર્યંત સ્વગૌરવ જાળવી શકે છે! હિંદુઓ ઉપર પરમેશ્વરનીજ કૃપા થઈ છે તેથી તે શ્વેત-દ્વીપ વાસી-શ્વેત જાતિને ભારતવર્ષમાં મોકલે છે. મ્હારી ઇચ્છા હતી કે: સમગ્ર ભારતવર્ષ, ઐક્યતા-સૂત્રમાં ગ્રથિત કરી ત્યાં ધર્મરાજ્ય સ્થાપવું પરંતુ તે સૌભાગ્ય શ્વેત દ્વીપથી આવતા, અતિ દૂર પશ્ચિમદેશનિવાસી, સર્વ ગુણાલંકૃત જાતિ સિવાય કોઇથી બનશે નહિં ! તેઓજ ભારતવર્ષના ભાવી રાજા થશે ! તેઓ ભારતવર્ષને અનેક પ્રકારનાં સુખ-સૌભાગ્ય આપી તેમને દુઃખ, ત્રાસમાંથી મુકત કરશે ! તેમના આગમનથી કોઇ મૂઢાત્માઓ શરૂઆતમા નારાજ થશે પરંતુ પરિણામે સર્વને સમાન સુખ મળશે. ધર્મ અને સમાજ સુધારા સંબંધી મોહ-લોએ તમને પરતંત્ર જેવા બનાવી દીધા છે પણ શ્વેત રાજાઓના રાજ્યમાં બન્ને વિષયોમાં તમારૂં રક્ષણ થશે. એ ન્યાયી, ગુણવાન, વીરપૂજક રાજ-રાજેશ્વરને ગુરૂ પદ ઉપર સ્થાપી તમારા વંશધર સુખ શાંતિમાં જીવન વ્યતીત કરશે.”

પ્રતાપે સ્વપ્નમાંજ મા જગદંબાની ભવિષ્ય વાણી સાંભળી-મને થોડીવારમાંજ ચૈતન્ય આવ્યું. ભક્તિ અને વિસ્મય વડે તેમનું સર્વ શરીર કમ્પાયમાન થયું. તેમણે માતાજીને ભક્તિપૂર્વક દણ્ડવત્ પ્રણામ કર્યા. તેમણે મનમાં ને મનમાંજ કહ્યું: “ મા જગદંબા ! ત્યારે તો મ્હારી ઇચ્છા પૂર્ણ થાઓ.”

એમ કહી પ્રતાપે ઘોડેશ્વાર થઈ વિજળી વેગે પ્રયાણ કર્યું. કોણ જાણે શાએ વિચાર કરી તેઓ રાજમહેલ આગળ આવી એક વખત ઉભા રહ્યા. ઘોડા ઉપરથી ઉતર્યા. રાજમહેલમાં પ્રવેશ કર્યો. આ સમયે પ્રાતઃકાળ થયો હતો.

તેમણે પોતાના સ્હામે રાણી પદ્મિનીને ઉભેલી જોઇ કહ્યું:

" પ્રિયે ! આજે છેલ્લો દિવસ છે ! વિદાયગિરી આપો ! જન્માન્તરે પુનઃ તમને મેળવી સુખી થાઉં !"

પદ્મિનીના નેત્રમાં આંસુ છલકાયાં ! તેમણે રડમસ ચ્હેરે કહ્યું: "પ્રાણેશ્વર ! આપ આજે આ દાસીને આવાં નિષ્ઠુર વચનો સંભળાવશો એવું હું પ્રથમથીજ જાણતી હતી. મ્હેં ગઇ રાત્રે સ્વપ્નમાં જોયું છે કે–"

પ્રતાપે તેમને બોલતાં અટકાવી કહ્યું: "રહેવા દો ! તે વાત કહેવાની જરૂર નથી. હું મ્હારા મનની સ્થિતિ ઉપરથીજ તેની કલ્પના કરી લઉં છું. ભવિષ્યમાં જે બનવાનું હતું તે બને છે. પ્રિયે ! દુઃખ માનશો નહિ. શોક કરશો નહિ. સર્વ તે મહામાયાની લીલા છે ! તેમની માયાને લીધેજ આપણે આટલા દિવસ સુખનું સ્વપ્ન જોઇ લીધું ! આજે તે સ્વપ્ન ઉડી ગયું છે ! આજે આપણી મા જગદંબા પણ અંતર્ધ્યાન થયાં છે !

પદ્મિની સ્થિર નેત્રે, શાંત ચિત્તે બોલ્યાં: "હવે દાસીને શી આજ્ઞા છે ? છેલ્લા સમાચાર સંભળાવ્યા પછી પણ મ્હને—"

"હા, માતાજીની લીલા અતિ વિચિત્ર છે. છેલ્લું પરિણામ જોયા વિના તમને કાંઈ પણ કરવાનો અધિકાર નથી."

પદ્મિની: "ત્યાર પછી ?"

પ્રતાપ: "ત્યાર પછી જે કાંઇ કર્તવ્ય હોય તે તમેજ નક્કી કરી લેજો. તમે સતી સાધ્વી–રમણી છો. છેલ્લા પરિણામ પછી જે કાંઇ કરવાનું છે તે તમારા અંતઃકરણમાં તમે જાણો છો. તમારી તે ઇચ્છા તમારૂં ગૌરવ વધારશે. જો તમે સાંભળો કે: હવે બંગાળાનો સ્વતંત્રતા રૂપી સૂર્ય ચિર–અસ્ત થયો છે, ભવાનીનો વરપુત્ર જીવતાંજ મરણ પામ્યો છે, તો તમે યમુના નદીનાં અતલ જળમાં ડૂબકી મારજો. પાછાં બહાર નીકળશો નહિ ! તમે કાંઇ એકલાં નથી, જે સ્થળે

જે કોઇ " મ્હારા " ગણાય છે, "મ્હારાં" કહેવાઇ જેઓ ગૌરવ માને છે. તે નયનાનન્દદાયિની, ચિરકલ્યાણી દેવીઓ, ખોળાનાં બાળકોને હૃદય સાથે દબાવી હસતી હસતી તમારી પાછળ આવશે! નૌકા તૈયાર છે. સર્વ મહાદેવીઓને લઇ તમે યમુનાના મધ્યમાં તૈયાર રહેજો. અશુભ સમાચાર સાંભળો તેજ ક્ષણે નૌકાનું તળીઉં ફોડી નાંખજો, પણ જો કદી સાંભળો કે: "મા યશોહરેશ્વરીએ બંગદેશના સ્હામે કૃપા દ્રષ્ટિયે જોયું છે, બંગ દેશને ચિર-સ્વતંત્રતા મળી છે તો તેજ ક્ષણે મંગળ શંખધ્વનિ કરી ચારે દિશા ગજાવી મૂકજો. આનંદ પામી ચાર પાંચ નોકા લઇ કિનારે જજો. અન્ન ધનના ભણ્ડાર ખુલ્લા મુકી દેજો. આપણે પહેરવાનાં વસ્ત્ર માત્ર રહેવા દઇ બાકીનાં તમામ પ્રજાજનોને લુંટાવી દેજો. માતાજીનું ઇંટની ભીંતોવાળું મંદર સોનેથી મઢાવી દેજો ! પરંતુ પ્રાણેશ્વરી ! શું તે શુભ ક્ષણ હવે આપણે જોઇ શકીશું કે? તે આનંદદાયક સ્વપ્ન પુનઃ જણાશે કે? સતિ ! રડશો ના. નેત્રનાં જળ લૂછી નાંખો. જીવનની છેલ્લી ક્ષણપર્યંત માતા જગદંબાનું સ્મરણ કરજો. જગતની જંજાળમાં ચિત્ત પરોવશો નહિ. માયામાં મોહ પામશો નહિ. નાશવંત પદાર્થો ઉપર લોભ રાખશો નહિ. તે જગદંબાનું ધ્યાન ધરવાથી તેજ તમારૂં કલ્યાણ કરશે. તે દયામયિ છે, તે ભગવતિ પરમેશ્વરિ છે."

આ સમયે વીર પ્રતાપના નેત્રમાંથી દડ્દડ્ ધારે અશ્રુજળ વહી રહ્યાં હતાં. હરિ ! હરિ ! તે જળ પુનઃ સુકાયાં નહિ !

બન્ને જણ ગુપચુપ રડયા કરતાં હતાં. તે પછી વીર-વીરાંગનાએ છેલ્લું આલિંગન કર્યું. તે આલિંગનથી બન્નેના હૃદયમાં સમુદ્ર મંથન થવા માંડયું. ક્ષણવાર બન્ને એક બીજાના સુંદર-મુખ સ્હામે જોઇ રહ્યાં. બન્નેના નેત્રમાં અશ્રુબિંદુ !

આ સમયે પ્રાણમયી પદ્મિનીએ પ્રાણસ્પર્શી વાક્યમાં કહ્યું: "ત્યારે જાઓ, પ્રાણેશ્વર! શત્રુનો સંહાર કરો. શત્રુના રક્ત વડે મા–વસુમતી તૃપ્ત કરતાં કરતાં તમારી વીરગતિ—"

આ સમયને ઉચિત એવા ગંભીર હાસ્ય–રૂદન સહ એક પ્રકારના અપૂર્વ સ્વરે પ્રતાપે કહ્યુ: " હા પ્રાણ ! એવુંજ કથન તમારે મુખેથી સાંભળવાની ઇચ્છા છે ! પ્રિયે ! તમે સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ છો. તમને ધર્મપત્ની રૂપે મેળવ્યાથીજ વિધાતાએ મ્હને બંગાધિપતિનું ઉચ્ચ આસન આપ્યું હતું. "

આ સમયે જગતની મોહ–માયાનો ત્યાગ કરી મા જગદંબાનો સાચો પુત્ર પ્રતાપાદિત્ય એકદમ પદ્મિનીની પાસેથી ચાલ્યો ગયો. તેણે પાછું ફરીને જોયું નહિ. મહારાણી પદ્મિની પતિદેવની પૂઠ પાછળ આશ્ચર્યચકિત નેત્રે જોતી ઓઠમાં જમણા હાથની પહેલી આંગળી કચડવા લાગી !

આ સમયેજ ઓગણિશ વર્ષનો તરૂણ કુમાર ઉદયાદિત્ય વીર–વેશ ધારણ કરી માતાનાં ચરણને પ્રણામ કરવા આવ્યો. તેણે પ્રણામ કરી કહ્યું: " માતાજી ! રજા આપો ! આજના યુદ્ધમાં જો વિજય પ્રાપ્ત થશે તો પિતાજીને કહી મા યશોહરેશ્વરીનું મંદિર સોનાનું બનાવી દઇશ."

પદ્મિની કાંઇ પણ બોલી નહિ. તે મનમાંજ કંઇક હસી–રડી અને પુત્રના મસ્તકે હાથ મુકી ઉઠાવી લીધો !





# ત્રયોવિંશ પરિચ્છેદ.

## બદલો !

કુલજાનિ ઘરમાં શાંતચિત્તે ટકી શકી નહિ. ચારે દિશામાં તોપોનો ગડગડાટ, વીર પુરૂષોના હુંકાર ધ્વનિ વડે દેશ ગાજી ઉઠયો હતો ! તેના મનમાં એકાએક વિચાર થયોઃ

" શું આજે છેલ્લો દિવસ છે ! આજે શું બંગાલીઓના ભાગ્યની પરીક્ષા થાય છે ? શું માનસિંહે આજે જીવન વિસર્જન કરવાનો નિશ્ચય કર્યો છે ? છે શું આજે ? કાં તો બંગ દેશ આજે ચિર-સ્વતંત્રતા મેળવશે કે કાં તો માનસિંહ આજે નવીન–આશાથી રંગાયલા બંગદેશનાં પ્રફુલ્લ મુખકમળ ઉપર પરતંત્રતા રૂપી અંધકાર ઢાળી દેશે ! કોણ જાણે છે કેઃ આજે યુદ્ધ અવસાન સમયે વિધાતાએ બંગાલના ભાગ્યમાં શું લખી રાખ્યું છે ? "

વિચારતાં વિચારતાં કુલજાનિના ખિલેલા કમળ જેવા મુખ ઉપર ક્રોધ, તિરસ્કાર, દ્વેષ અને તે સાથેજ દુઃખની છાયા જણાઈ. કુલજાનિએ વિચાર્યુંઃ

" ઓઃ ! કેવી વિપદ્ ? મહા પાપી, દેશદ્રોહી કુલાંગાર, હિંદુ ધર્મભ્રષ્ટ ભવાનન્દ અને કોચુરાય મોગલોને જઇ મળ્યા તેથીજ આ મહા અનર્થ થયો ! તેઓ હિંદુ થઇને સ્વજાતિનું સર્વનાશ કરી રહ્યા છે ! ધિઃક લોભ ! દ્વેષ અને લોભને લીધેજ તેમણે બંગાળાના સ્વતંત્ર–સૂર્યને રાહુનું ગ્રહણ લગાડયું છે ! ઓ મા જગદંબા ? તું ક્યાં ગઇ ! મા વસુંધરા ! તમે એ કુલાંગાર દેશદ્રોહી પાપીઓને તમારા

ગર્ભમાં સમાવી દેતાં કેમ નથી મા ? ”

તેના નેત્રમાં જાણે વિજળી રમવા લાગી. તેના વિશાળ નેત્રમાં-થી મ્હોટાં મ્હોટાં અશ્રુ-બિંદુ ખરવા લાગ્યાં. જાણે એક પછી એક અગ્નિના ચણગારા ખરતા ન હોય !

ભીંત ઉપર પ્રતાપે ઇનામ-આપેલી ચળકતી અણીદાર તરવાર લટકતી હતી. તેનાસ્હામે જોતાં જોતાં કુલજાનિએ કહ્યું: “ હાય ! શું એ પડી પડી મલિન થઇ જશે ? શત્રુના રક્તપાનની શું એને તૃષા નહિં હોય ? ”

કુલજાનિનું જમણું અંગ ફરકયું.

કુશે ભીંતિથી તરવાર લઈ લુગડાના છેડા વડે લુછી સાફ કરી. તેનો વીર-પુરૂષ-વેશ એમને એમ પેટીમાં પડયો છે, તે પણ તેણે જોયો. એ સમયે કુલજાનિના મનમાં કોણ જાણે શુંયે થઇ આવ્યું ! યુદ્ધ ક્ષેત્ર ! બંગ-રમણી યુદ્ધ ક્ષેત્રમાં જાય ! અસમ્ભવિત ! વળી તેનું જમણું અંગ ફરકયું.

કુલજાનિએ વીર-પોષાક શરીરે ધારણ કર્યો. કમ્મરે તરવાર લટકાવી. અહા ! વાંચક ! તમે જરા તેના સ્હામે તો જુવો ! તે મુખ અને તે પહેરવેશમાં કેટલો બધો ફેર છે ? તેના અપૂર્વ શિરો કેશ માથે શિરપેચની પેઠે ગોળ વિંટાળવામાં આવ્યા. તેનાં વિશાળ નેત્રો, શત્રુ નાશ કરવાની ઇચ્છાથી ભડ્ભડ્ બળવા લાગ્યાં. રમણીનાં રમ-ણીય નેત્ર કટાક્ષ તે અગ્નિમાં બળી ભસ્મ થઇ ગયાં ! ઉપલા દાંત વડે નીચલા કોમળ ઓઠને દબાવવાથી તેમાંથી લોહી નીકળ્યું. સુંદર નાસિકા ઉદ્વેગને લીધે ફુલવા લાગી. કમળ નાળ સમાન બે બાહુ, નિતમ્બ, ચરણ, અને શરીરનો સર્વ અન્ય વિભાગ યોગ્ય રૂપે કઠિન બખ્તર વડે ઢાંકી દેવામાં આવ્યો. વીરબાળા-કુલજાનિ અત્યારે રાજ-

કુમારનો વેશ ધારણ કરી, રણ-પોષાક વડે સજ્જ થઇ, સમર-ક્ષેત્રમાં કુદી પડી!

જે સ્થળે સૂર્યકાન્ત, અદ્દભૂત પરાક્રમ બતાવી શત્રુઓનો સંહાર કરતો હતો તે તરફ કુલજાનિની દ્રષ્ટિ પડી. જોતાં જોતાં કુલજાનિની નજરે પડયું કેઃ સૂર્યકાન્ત ઉપર શત્રુઓની એક ટોળી ધસી જવા તૈયાર થઇ છે. એક તરફ તોપ, એક તરફ બંદુક અને એક તરફ તરવાર તેના સ્હામે ઘા કરવા તૈયાર થઇ રહ્યા છે!

એ સમયે સૂર્યકાન્ત બે ઉચ્ચ અધિકારી મોગલોનાં કાપેલાં મસ્તક પોતાના બે હાથમાં લઇ તેજસ્વી વાણી કહીં પોતાના સૈન્યને ઉશ્કેરતો હતો. વેગળે ઉભેલી કુલજાનિએ સૂર્યકાન્તની વિપદ્ જોઇ હતી, તેથી તેણે પોતાના પ્રાણને તુચ્છ માની સૂર્યકાન્તને સાવચેત કરવા માટેજ તેણે અગણિત સૈન્ય સમુદ્રમાં ભૂસકો માર્યો! પતંગ જેમ અગ્નિ શિખા પર કુદકો મારે છે તેજ પ્રમાણે કુલે કુદકો માર્યો! ક્ષણમાં તેણે અનેક મોગલોને કાપી સૂર્યકાન્તને સાવચેત બનાવ્યો. તે આત્મ-રક્ષણ કરી શક્યો. તેનો જીવ બચ્યો.

વેગળેથી એક મોગલે કુલજાનિના તે કૃત્યનું અવલોકન કર્યું. તેને જોતાંજ તેણે ઓળખી. અનેક કષ્ટ સહન કરી તે સૂર્યકાન્તના સ્હામે આવવા લાગ્યો. તે ભયાનક સમયે, તે અગણિત સૈન્ય તરંગમાં, યુવક વેશ ધારી કુલજાનિને સૂર્યકાન્ત ઓળખી શક્યો નહિ. પરંતુ માત્ર એકજ વખત તેના મુખ સ્હામે જોતાંજ કોણ જાણે સાથે વિચાર તેના મનમાં ઉદય પામ્યા! જાણે કોઇ તેના હૃદય દ્વાર નજીક ઉભું રહી બોલવા લાગ્યું કેઃ "જૂવો તો ખરા! હું કોણ છું તે ઓળખો તો ખરા!" સૂર્યકાન્ત ક્ષણ માત્ર થોભી તેના સ્હામે જોવા લાગ્યો. ચાર ચક્ષુ એકત્ર થયાં! હાય સૂર્યકાન્ત! શું કરે છે તું? પુનઃ તેના સ્હામે

જોઇશ નહિ. તું ત્હારૂં કામ કર્યો જા. જો તો ખરો, પેલો મોગલ-શત્રુ ત્હારા પ્રાણુ લેવા તત્પર થઇ રહ્યો છે!"

વેગળેથી દોડતો આવી એક મોગલ તેના સ્હામે ઉભો રહ્યો. કુલજાનિ તુર્ત પાછળ હઠી ગઇ. સૂર્યકાન્તે સહજ આશ્ચર્ય પામી કહ્યું: "આ શું? ગુરૂ-તમે—"

તે મોગલ કોણુ હતો? તે તોરાબઅલિ!

તોરાબઅલિએ કઠોર કણ્ઠે કહ્યું: "હા, હું, સૂર્યકાન્ત! કુલજા-નિને ક્યાં મૂકી આવ્યા છો?"

સૂર્યકાન્તે ઉત્તર દીધો: "ક્યાં છે તે હું જાણુતો નથી. હમણાં તે વાત કરવાનો સમય નથી. દૂર થા, નરાધમ-પાપી-"

એજ ક્ષણે એક મોગલે તેના હાથમાં તરવાર ઘોચી દીધી. એક પળ વારમાં કુલજાનિએ ધસી આવી તે મોગલના બે કટકા કરી નાંખ્યા!

એ સમયે તોપનો એક બળતો ગોળો સૂર્યકાન્ત ઉપર આવવા માટેજ છૂટયો હતો. કુલજાનિએ તે જોયું. તુર્તજ તેણે સૂર્યકાન્તને ધક્કો મારી વેગળો ખસેડી તે સ્થળે પોતે ઉભી રહી! કુલજાનિ તે ગોળો ઝીલવા ઉભી રહી હતી પરંતુ તેમ નહિ થતાં ગોળો તેની બાજુમાં થઇને ચાલ્યો ગયો! કુલજાનિ મરવા આવી હતી પણુ બચી ગઇ.

તોરાબ: "શું તું જાણુતો નથી કે કુલજાનિ ક્યાં છે? હજી પણુ પ્રપંચ! સૂર્યકાન્ત ત્હારા સ્હામે આ કોણુ છે તે જોતો ખરો!"

સૂર્યકાન્ત: "હું તો એક વીર-યુવક જોઉં છું. એ તો પેલો કુમાર છે."

"હા-હા. કુમાર છે!" મ્હોડાને વિકૃત કરી તોરાબે ઉતાવળે જઇ કુલજાનિનો શિરપેચ ખેંચ્યો. તેજ ક્ષણે શિરોકેશનો ભારો

ફુલજાનિના બરડા પર વિખરાઇ પડયો ! ફુલ માત્ર એક વખત સૂર્ય-કાન્તના સ્હામે ફરીને ઉભી રહી. અહા ! કેવી અપૂર્વ શોભા ! સૂર્ય-કાન્ત આશ્ચર્યચકિત નેત્રે તે દેવી મૂર્તિ જોઈ રહ્યો ! ચાર ચક્ષુનું સંપૂર્ણ મિલન થયું. મુખ ઉપર અનિર્વચનીય ભાવ ફુટી નિકળ્યા ! ચિર દિવસની તૃષિત આકાંક્ષા આજ પૂર્ણ માત્રામાં વિરાજ કરી રહી !

એજ સમયે મોગલ પક્ષમાંથી તોપનો એક ગોળો છુટી આવ્યો. હાય ! આ વખત ગોળો વ્યર્થ ગયો નહિં ! તે ગોળો ફુલજાનિની છાતી પર પડયો ! ફુલજાનિ અર્ધી પૃથિવી ઉપર ઢળી પડી તેજ ક્ષણે સૂર્યકાન્તે તેને બાથમાં ઝીલી લઇ હૃદય સાથે દબાવી દીધી ! તેણે કમ્પતે સ્વરે કહ્યું :

" હાય ! પ્રિય ફુલ ! આ શું થયું ! ઓ હો હો ! તું રણાંગણમાં ? આ વેશમાં ? અને મ્હારે માટેજ ? હાય ! બાલિકા ! ત્હને હું કેટલો ચ્હાતો હતો તે એક પણ દિવસ કહી શકયો નહિં. ઓઃ ! પ્રિયે !"

તેના ઓઠ ઉપરનું હસવું સુકાયું નહિં. તે હસવું સ્થિર થતાં-માં તો સ્વર્ગનું ફુલ સ્વર્ગમાં ચાલ્યું ગયું ! તેનો પ્રેમ તેના હૃદ-યમાંજ રહ્યો !

આ સમયે તોપનો એક બીજો ગોળો આવ્યો. તેણે સૂર્યકાન્તની છાતી ભેદી નાંખી ! તુર્તજ તોરાબઅલીની અણિદાર તરવારે શિષ્યનું ગળું કાપી લીધું ! ફુલ પાસેથી શિષ્યને ઝુંટવી લીધો !

નરકનો અગ્નિ ઓલવાઇ ગયો ! હિંસા–દ્વેષની સાક્ષાત્ મૂર્તિ સ્વરૂપ પાપી તોરાબનું કલેજું આટલે બધે દિવસે આજે શીતળ થયું !

હાય પ્રેમ ! હાય, રમણીનું સુંદર રૂપ !

---



# ચતુર્વિંશ પરિચ્છેદ.

## પ્રતાપનું પતન !

સૂર્યકાન્તનું પતન જોઇ બંગીય-સૈન્યમાં હાહાકાર થઇ ગયો ! સારો લાગ જોઇ માનસિંહે આ સમયે શ્રાવણની જળ-ધારા પેઠે તોપના ગોળાની અવિશ્રાન્ત વૃષ્ટિ કરી ! બાળકો જેમ કાષ્ટના ગોળા લઇ આમ તેમ રમત રમે છે-કૂદતા ફરે છે તેજ પ્રમાણે બંગીય વીરપુરૂષો આજે અગ્નિના ગોળા લઇને રમત રમવા લાગ્યા છે, પરંતુ આ પ્રમાણે રમતાં રમતાં, જે સ્થળે કંદર્પ સદ્દશ તરૂણ યુવક ઉદયાદિત્ય અતુલ ઉત્સાહપૂર્વક સૈન્યને મોગલો રહામે લડવા પ્રેરણા કરી રહ્યો હતો તે તરફ એક ભભકતો ગોળો ચાલ્યો ! અરે રે ! આ શું ? એ ગોળો તો રાજકુમારના હૃદયપર પડ્યો છે ! હરિ હરિ ! આ શું થયું ? રાજકુમાર પરલો— !"

ચારે દિશામાં આ વખતે હાય, હાય ધ્વનિ થઇ રહ્યા !

એ "હાય" ધ્વનિ સાથેજ પ્રતાપનો નૌકા-સેનાપતિ બહાદુર ફિરંગી રોડા અદ્દભૂત વીરત્વ બતાવતો બતાવતો રણભૂમિ ઉપર ચિર-નિદ્રિત થયો !

ઉપરા ઉપરી ત્રણ ત્રણ મુખ્ય સેનાપતિઓનાં પતન ! બંગીય-સૈન્યનો હાહાકાર થોભ્યો નહિ. આકાશમાં પણ મ્હોટાં કાળાં વાદળાં જણાવા લાગ્યાં.

તેજસ્વી વીર શંકર ગર્જના કરી ઉઠયો: "ભાઇઓ ! આ સમયે

શોક કરવો ઉચિત છે કે ? જે મોગલ-શત્રુઓએ તમારા ત્રણ પ્રિયતમ સેનાપતિઓના પ્રાણ લીધા છે તેમને શું તમે જીવતા રહેવા દેવા ચ્હાઓ છો ? તેઓ જીવતા રહે તે જોવા તમે ખુશી છો કે ? તમે અતિશય પરિશ્રમ કરી અરાડ વર્ષથી બંગાલને સ્વતંત્ર બનાવ્યો છે તે શું એક દિવસના યુદ્ધમાંજ પરતંત્ર થઇ પરધર્મી, પરજાતિના પગ નીચે કચડાઇ જશે કે ? ”

શંકરનાં હૃદય-સ્પર્શી વાક્ય સાંભળી બંગીય-સૈન્ય પુનઃ ઉશ્કેરાઇ ગયું. આ સમયે તેઓ મરણ-ભયને તુચ્છ માની માનસિંહના સૈન્યનો સંહાર કરવા તૈયાર થયા. પ્રતાપના પક્ષમાંથી ભીમ ગર્જના કરતી તોપોના અવાજ થવા લાગ્યો. રણવાદ્ય ઝમઝમ્ સ્વરે વાગવા લાગ્યાં.

પ્રતાપ પાસે સમાચાર પહોંચ્યા કેઃ “ સર્વ નાશ થયું છે ! વીરવર સૂર્યકાન્ત, કુમાર ઉદયાદિત્ય અને ફિરંગી રોડા રણમાં પડ્યા છે ! ”

પ્રાણોપમ સુહૃદમિત્ર, પ્રાણાધિક પુત્ર અને એક મુખ્ય વીર સેનાપતિનું પતન સાંભળી પ્રતાપના હૃદયમાં જરા પણ વ્યથા થઇ નહિ. કેવળ માત્ર “ એ બધી માતાજીની લીલા ! ” એમ કહી તેમણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને તુર્તજ કર્તવ્યકર્મમાં ચિત્ત પરોવ્યું.

અદ્દભૂત બળ-વિક્રમપૂર્વક હિંદુ સૈન્ય આગળ ધસ્યું. અકસ્માત પ્રતાપ મોગલ-સૈન્યની પાછળ આવી ઉભા રહ્યા ! શંકર પણ તેમની સાથે આવી મળ્યો.

એ સમયે તે બન્ને મહાવીર, ભભકતા અગ્નિની પેઠે માનસિંહની સૈન્ય-મંડળીને ભસ્મીભુત કરવા લાગ્યા. અનેક મોગલોનો કચ્ચરઘાણ નીકળી ગયો. તેમની ભીમ-ભૈરવ-રૂદ્ર મૂર્તિ જોઇ શત્રુઓ મનમાં ને મનમાંજ ભય પામવા લાગ્યા. તેમણે ધાર્યું કેઃ હવે બચવાની આશા વ્યર્થ !

પરંતુ હાય ! જ્યાં વિધાતાજ રૂઠે ત્યાં બીજાનું શું જોર ! પ્રતા-

પની વિધાતા રૂઠી હતી! મહાયુદ્ધ ચાલતાં ચાલતાં રાત પડી ગઇ. અંધકારમાં કાંઇ પણ નજરે પડતું નહિ. આ સમયે ભવાનન્દની સલાહથી, માનસિંહની પાછળ ઉભા રહી કોચુરાયે "પ્રતાપના મૃત્યુની" તદન અસત્ય વાર્તા સર્વત્ર પ્રચાર કરી દીધી! એ મહા અમંગલ વાર્તા સાંભળતાંજ બંગીય-સૈન્ય તદન બળહીન અને સહાયહીન થઇ સર્વત્ર અંધકાર જોવા લાગ્યું-અરે! તે ચારે દિશામાં ન્હાસભાગ કરવા લાગ્યું!

મહા બળવાન પ્રતાપાદિત્ય પોતાના સૈન્યમાં થયેલા અકસ્માત ભંગાણનું કારણ સમજી શક્યા નહિ! સૈન્યમાં ભંગાણ પડેલું જોઇ તેમનું મન પણ પાછું પડ્યું! તેમણે પણ પોતાના મૃત્યુ સમાચાર સાંભળ્યા! તેમણે જાણ્યું કે: માનસિંહનું સૈન્ય તેમના (પ્રતાપના) મૃત્યુ સમાચાર સર્વત્ર પ્રચાર કરી બંગીય-વીર-સૈન્યને બળહીન કરી રહ્યું છે! તેથીજ તેઓ રણાંગણમાંથી ન્હાસી જવા લાગ્યા છે!

પ્રતાપે જાણ્યું કે: "માનસિંહની એ એક સચોટ યુક્તિ છે! મ્હારા મૃત્યુના સમાચાર ફેલાવી મ્હારા સૈન્યને તેમણે જાણે જીવતુંજ મારી નાંખ્યું છે!"

ના, ના, એટલેથીજ તેમના મનને સંતોષ કેમ થાય? આ સમયે આકાશમાં એકાએક વિજળીનો ચમકારો થયો. વિજળીના પ્રકાશમાં પ્રતાપે કંઇક જોયું. શું જોયું? જે જોયું તેથી શોકમગ્ન થયા, તેથી તેમનું હૃદય ભાંગી પડ્યું! તેમણે જોયું કે: માનસિંહની પાછળ ઉભો રહી દુષ્ટાત્મા કોચુરાય અને મહા પાપી મજુમદાર, એ વાત સત્ય જણાવી માનસિંહના સૈન્યને વિશેષ રૂપે ઉશ્કેરી રહ્યા છે!

પ્રતાપે જોરથી એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો તેની સાથેજ તેઓ ઘોડા પરથી મૂર્છિત થઇ પૃથિવી પર પડ્યા!

આ સમયે માનસિંહે, પ્રતાપની આસપાસના થોડા બંગીય સૈન્ય ઉપર વેગ પૂર્વક આક્રમણ કર્યું. તેમ છતાં મુઠ્ઠીભર થોડા વીર–યોદ્ધાઓ રાજરાજેશ્વર પ્રતાપના શરીરનું રક્ષણ કરવા અચલ અડગ થઇ ઉભા. તેઓ ત્યાંથી ડગ્યા નહિ ! ગમે તેમ પણ અગણિત સૈન્ય આગળ થોડા સૈન્યનું બળ કેટલું ? તેઓ કેટલી ક્ષણ ટકી શકે ? તેઓ યુદ્ધ કર્યા વગર ઉભા ઉભાજ મરણ પામ્યા ! તેમ છતાં પોતાના પ્રભુ પ્રતાપાદિત્યની પાસેથી તેઓ એક પણ ડગલું ખસ્યા નહિ.

હવે એક માત્ર વીર શંકર બાકી રહ્યો હતો. તે મહાવીર, મહા તેજસ્વી, સ્વદેશનો સાચો ભક્ત શંકર, પોતાના પ્રાણને તુચ્છ ગણી પ્રાણાધિક પ્રેમી બંધુ પ્રતાપાદિત્યના મસ્તક આગળ ઉભો. એ સમયે તેનું બાહ્ય જ્ઞાન લુપ્ત થયું હતું. તેના મનમાં શા વિચારો ચાલતા હશે તે તો વાંચકો પોતેજ વિચાર કરી લેશે. તે સમયે તે નિશ્ચલ પાષાણ-મૂર્તિની પેઠે સ્થિર નેત્રે પ્રતાપના સ્હામે જોયા કરતો હતો. ક્ષણપર્યંત એક દ્રષ્ટિયે જોયા પછી તે પણ બંગેશ્વર મહારાજ પ્રતાપાદિત્યના શરીર ઉપર મૂર્છિત થઇ પડયો !

સન્ધ્યાના આગમન સાથેજ ધીમે ધીમે કાળ–રાત્રિનું પણ આગમન થયું ! તે કાળ–રાત્રિ વીતી પુનઃ પ્રભાત થયુંજ નહિં ! બંગાળના “ છેલ્લા વીર ” ની જીવન સંધ્યા સાથે તે કાળરાત્રિ ચિર–અંધકારમાં બદલાઇ ગઇ !

આ સમયે માનસિંહે સ્વહસ્તે બન્ને મહાપુરૂષને ઉભા કર્યા અને થોડીવારમાંજ તેમને કેદી બનાવી પોતાની છાવણીમાં લઇ ગયો !

“ **બંગાલના છેલ્લા વીર** ” ના અવસાન સાથે બંગાલની સ્વતંત્રતા પણ કવિ કલ્પના સમાન થઇ ગઇ !

**इति तृतिय खण्ड ।**

**समाप्त.**

## ઉપસંહાર.

ત્યાર પછી શું થયું ? હાય ! હાય ! ત્યાર પછી તો જે થવાની કલ્પના રાખી શકાય તેજ થયું! હિંદુ કુલ-કલંક માનસિંહે યશોહરનો કિલ્લો હસ્તગત કરી તેમાંનું સર્વ ધનરત્ન લૂંટી લીધું. ત્યાર પછી મ્હોટા ઠાઠમાઠથી માતા યશોહરેશ્વરીનું શોડષોપચાર પૂજન કરી કૃતાર્થ થયો.

"યશોહરેશ્વરી" દેવીની પાષાણ પ્રતિમા માનસિંહ પોતાને દેશ લઇ ગયો અને શાસ્ત્ર વિધિ અનુસાર માતાજીની પ્રાણ પ્રતિષ્ઠા કરી. આજે પણ જયપુરમાં અમ્બર પર્વત ઉપર માતાજીની તે મૂર્તિ બિરાજી રહી છે. આશ્ચર્યની વાત એ છે કે: હજી પણ માતાજીની સંગેમરમરની ગ્રીવા જરા વાંકી રહી ગઇ છે! સર્વ પ્રજાજનો એમજ જાણે છે કે, માતા યશોહરેશ્વરી પ્રતાપ ઉપર ગુસ્સે થઇ ડોકું વાંકુ કરી ઉભાં હતાં અને તે સમયે માતાજીનું મંદિર પણ ચક્કર ચક્કર ફરતું હતું!

પ્રતાપાદિત્યની સતી-સાધ્વી પદ્મિનીએ પતિનો પરાજય સાંભળ્યો તેજ ક્ષણે પતિની આજ્ઞાનુસાર, અન્ય સહચરી-સ્ત્રીઓ સાથે યમુના-જળમાં આત્મવિસર્જન કરી સર્વ જ્વાળા શાંત પાડી દીધી!

દિલ્લીના દરબાર સુધી "બંગાલના છેલ્લા વીર" પુરૂપ પ્રતાપાદિત્યને જવું પડયું નહિ. દારૂણ મન-કષ્ટપૂર્વક તેમણે વારાણસીના પુણ્યક્ષેત્રમાં દેહત્યાગ કર્યો! તેમને અકબરશાહ સમક્ષ મસ્તક નમાવવાનો વખત આવ્યો નહિ. તેમણે તો વારાણસીના પવિત્ર દેવ કાશી-

વિશ્વેશ્વરના ચરણુ-કમળમાં હમેશને માટે મસ્તક નમાવી દીધું ! તેમને પરધર્મી-પરજાતિની ખુશામદ કરી તેમનો આપેલો ટુકડો રોટલો કૂતરાની પેઠે-ખાઇ પેટ ભરવાનો વખત આવ્યો નહિ ! તેમણે તો શ્રી કાશીવિશ્વેશ્વરનો મહાપવિત્ર પ્રસાદ લઇ આલોક અને પરલોકનું સાર્થક્ય કર્યું ! તેમને જીવતાં કેદ પકડી લાવી અભિમાન કરવાનું માનસિંહના પ્રારબ્ધમાં લખ્યું નહતું ! ભગવાન કાશીવિશ્વેશ્વરેજ તેનો અહંકાર ઉતારવા પ્રતાપને પોતાના પવિત્ર ધામમાં ચિર નિવાસ કરાવી દીધો ! સ્વદેશપ્રેમી મહા બળવાન મહારાજાધિરાજ પ્રતાપાદિત્યનો નશ્વર દેહ આ સંસારમાંથી નાશ પામ્યો છે ખરો પરંતુ તેમની દેશભક્તિને લીધે, તેમની સ્વાતંત્ર્ય પ્રીતિને લીધે પ્રકૃતિ દેવીના ઇતિહાસમાં તેમનું નામ સુવર્ણાક્ષરે અનન્ત અમર થઇ રહ્યું છે ! સ્વાર્થમાં અંધ બનેલા શત્રુઓ પ્રતાપને ગમે તેવાં વિશેષણો આપે પણ સત્યવાદી ઇતિહાસ લેખકો તેની વીર-કીર્તિનાં ગુણગાન ગાયા વગર કેમ રહેશે ?

મહાત્મા શંકરે અંતે "મોગલો વિરૂદ્ધ હથિઆર ઉપાડીશ નહિ." એવી સરત કબુલ કરી, પોતાનાં સમસ્ત ધનરત્નાદિ લૂંટાવી દઇ, ગંગા-નિવાસ કરવાની ઇચ્છાથી બારાસાત નામક ગ્રામમાં આવી, તે અતિ દીન-કંગાલ સ્થિતિમાં ઇશ્વરાધનામાં જીવનનો અવશેષ કાળ વ્યતીત કરવા લાગ્યો. શંકરના વંશજો અદ્યાપિ પર્યંત જીવે છે. હજી પણ તેઓ પૂર્વજ કથિત પ્રતાપ આદિની વીરકાહિની કહે છે તે વખતે શ્રોતાનાં નેત્રમાં અશ્રુજળ ભરાઇ આવે છે !

